" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " નું પું. ૨૭ મું.

# ધર્મપાળ

અને

## દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ.

[ બૌદ્ધસમયની ઐતિહાસિક નવલકથા ]

ભાષાન્તરકર્ત્તા

ડાહ્યાભાઇ હિમ્મતલાલ રાવત, વડોદરા.

---

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

મેનેજર–" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા "; અમદાવાદ.

---

કિંમત { અઢી રૂપીઆ ( પાકું પુંઠું )
સવાબે રૂપીઆ ( કાચું પુંઠું )

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું" પુ. ૨૦ મું.

# ધર્મપાળ

અને

## દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ.

[ બૌદ્ધસમયની ઐતિહાસિક નવલકથા. ]

ભાષાન્તરકર્તા

ડાહ્યાભાઈ હિમ્મતલાલ રાવત, વડોદરા.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

મેનેજર—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા": અમદાવાદ.

કિંમત { અઢી રૂપીઆ.( પાકું પુંઠું )
{ સવાબે રૂપીઆ( કાચું પુંઠું )

# પ્રસ્તાવના.



ખ્રિસ્તીય સપ્તમ શતાબ્દિના શેષભાગમાં અને અષ્ટમ શતાબ્દિના આરંભમાં મગધના પ્રાચીન ગુપ્ત સામ્રાજ્યના અધઃપતન પછી ભારતવર્ષના ભિન્ન ભિન્ન દેશના રાજાઓના વારંવાર હુમલા થવાથી ઉત્તરાપથના પૂર્વ ભાગની સ્થિતિ ઘણી જ શોચનીય થઈ પડી હતી. ગુપ્તવંશના દ્વિતીય જીવિતગુપ્તના મૃત્યુ પછી કોઈ પણ રાજા ગૌડ–મગધ–અંગમાં પોતાની સત્તા દૃઢ કરી શક્યો નહોતો. દેશના ન્હાના મ્હોટા સામંત તથા જમીનદારો માંહોમાંહેના યુદ્ધ–વિગ્રહમાં સતત રોકાયેલા રહેતા હોવાથી અંતે પરિણામ એ આવ્યું કે, ખ્રિસ્તીય અષ્ટમ શતાબ્દિના મધ્યભાગમાં ઉત્તરાપથના પ્રાચ્ય ખંડમાં ભયંકર **અરાજકતા** વ્યાપી ગઈ. દેશમાં કોઈ પણ રાજા નહોતો. પ્રબળ મનુષ્યો લાગ મળતાં દુર્બળ ઉપર અત્યાચાર કરી તેમના જાનમાલની હાનિ કરવા લાગ્યા; ચોર લૂંટારાઓ ધોળે દિવસ ગામ લૂંટી લઈ બાળી મૂકવા લાગ્યા. રાજ્યશક્તિ નિર્બળ થઈ જવાથી તેઓને કોઇ શિક્ષા કરનાર રહ્યું નહોતું. ગરીબ પ્રજાજનો એ અત્યાચારથી ત્રાસી જઇને દેશાંતરમાં ન્હાસી ગયા. તેથી સમસ્ત દેશ ઉજ્જડ વેરાન જેવો થઈ ગયો. તિબેટ દેશના લામા તારાનાથ એ સમયે ગૌડ–મગધ–અંગની સ્થિતિ કેવી હતી તે વિષે લખતાં પોતાના બૌદ્ધધર્મના ઇતિહાસમાં નીચે પ્રમાણે જણાવે છે કે:—

"In Odivisa, in Bengal and the other five provinces of the east, each Kshatriya, Brahman and merchant constituted himself a king of his surroundings, but there was no king ruling in country."

—The Indian Antiquary,
Vol IV, PP. 365—366.

"એ વખતે ઉડીષ્યા, બંગ તથા પૂર્વદેશના બીજા પાંચ પ્રદેશમાં ક્ષત્રીય, બ્રાહ્મણ અને વૈસ્ય–વણિક પોતપોતાની આસપાસના પ્રદેશના રાજા થઈ પડ્યા હતા; પરંતુ સમસ્ત દેશમાં કોઈ પણ સત્તાધારી રાજા નહોતો."

ખ્રિસ્તીય પંચમ શતાબ્દિના મધ્યભાગમાં ગુપ્ત સામ્રાજ્યનો વિધ્વંસ થયો હતો, અને નવમી શતાબ્દિના મધ્યભાગમાં ભિલ્લમાલના ગુર્જર પ્રતિહાર વંશના પ્રથમ ભોજદેવે સમસ્ત ઉત્તરાપથના ઉપર વિજય ફરીથી મેળવી

સામ્રાજ્યની સ્થાપના કરી હતી. એ ચારસો વર્ષમાં હૂણજાતિનો **શેરમલ મિહિરકુલ**, **માળવાનો યશોધર્મદેવ**, **સૌખરીવંશનો** ઈશાનવર્મા, તથા **શર્વવર્મા**, **સ્થાણ્વીશ્વરનો હર્ષવર્ધન**, ગૌડનો **શશાંક**, **હર્ષના** મામાનો પુત્ર **ભંડી**, **ભિલ્લમાલનો** વત્સરાજ તથા **નાગભટ્ટ**, ગૌડનો **ધર્મપાળ** તથા **દેવપાળ** વગેરે થોડો થોડો વખત સમ્રાટ્ તરિકેની પદવી પ્રાપ્ત કરી શકયા હતા.

મગધના ગુપ્ત વંશીય સમ્રાટ્ દ્વિતીય **જીવિતગુપ્તના** મૃત્યુ પછી **ગૌડ-મગધ-અંગમાં** જે **માત્સ્યન્યાય** વા **અરાજકતા** ઉપસ્થિત થઈ હતી તેમાં કોઈ પણ પ્રકારની શંકા નથી. કાન્યકુબ્જરાજ **યશોવર્મા**, કામરૂપપતિ **હર્ષદેવ**, ગુર્જરેશ્વર **વત્સરાજ** તથા રાષ્ટ્રકૂટવંશીય સમ્રાટ્ ધ્રુવધારાવર્ષ દ્વારા વારંવાર આક્રમણ થવાથી સમસ્ત દેશ પાયમાલ થઈ ગયો હતો. આખા દેશમાં અરાજકતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. ન્હાના ન્હાના જમીનદારો દુર્બળ-અસહાય પ્રજાજનો ઉપર આક્રમણ કરી તેમની માલ મિલકત લૂંટી જતા હતા. એથી દેશ અત્યંત પાયમાલ થઇ ગયો હતો. સંસ્કૃત ભાષામાં એ પ્રમાણેની અરાજક-અવસ્થાને જ **માત્સ્યન્યાય** કહેવામાં આવે છે. એ **માત્સ્યન્યાય** વા **અરાજકતાના** પરિણામે ગૌડમંડળમાં પાલવંશના રાજાઓનો અભ્યુદય થયો. દેશમાં પ્રજાવૃંદના જાનમાલની સંભાળ રાખે એવો કોઇ પણ પરાક્રમી રાજા ન હોવાથી અંતે પ્રજાજનોએ એકસંપીથી પોતાની પસંદગીના દયિતવિષ્ણુના પૌત્ર, રણનીતિકુશળ બપ્પટના પુત્ર ગોપાળદેવને રાજા તરિકે ચૂંટી કાઢી ગૌડ-મગધના સિંહાસન ઉપર બેસાડયો. **ગોપાળદેવનો** પિતા યુદ્ધવિદ્યામાં અતિ નિપૂણ હતો, તેનો પિતામહ દયિતવિષ્ણુ સર્વવિદ્યાવિત્ હતો.

ગોપાળદેવને સિંહાસન ઉપર આરૂઢ થયા પછી સૌથી પહેલાં આત્મરક્ષણ કરવાના કાર્યમાં જ રોકાવું પડયું, કેમકે પરદેશી રાજાઓના વારંવાર હુમલા થયા કરતા હોવાથી **ગૌડ-મગધ-અંગમાં** શક્તિ રહી નહોતી. ગોપાળદેવે પોતાના બાહુબળ તથા દીર્ઘદષ્ટિનો ઉપયોગ કરી અરાજકતાને દૂર કરી ગૌડમાં શાંતિ સ્થાપી અને દક્ષિણ રાઢ તથા **'બ'** દ્વીપની શેષ સીમા સુધી પોતાની સત્તાનો વિસ્તાર વધાર્યો. ગોપાળદેવના મૃત્યુકાળ અથવા રાજત્વકાળ સંબંધી નિર્ણય કરવાનો ઉપાય હજી સુધી જણાયો નથી. પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા **વિનસેન્ટ સ્મીથ** સાહેબ અનુમાન કરે છે કે, **ગોપાળદેવ** ૭૩૦ થી ૭૪૦ ખ્રિસ્તાબ્દમાં કોઈ વખતે સિંહાસન ઉપર આરૂઢ થયો હોવો જોઈએ. **તિબેટના** લામા **તારાનાથના** મત પ્રમાણે **ગોપાળદેવે** પિસ્તાળીશ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. તે જો રણનીતિકુશળ ન હોત તો ગાડીય પ્રજાવૃંદ તેને

નરપતિ તરિકે કદિ પણ પસંદ કરત નહિ. ગોપાળદેવના મૃત્યુ પછી તેની રાણી દેદ્દદેવીના ગર્ભે અવતરેલો પુત્ર ધર્મપાળદેવ ગૌડ–બંગના સિંહાસન ઉપર આવ્યો. ધર્મપાળના કાળ નિર્ણય સંબંધી વિદ્વાનોમાં જૂદા જૂદા મત હતા; પરંતુ સર અલેકઝાંડર કનિંગહામે નક્કી કર્યું છે કે, ધર્મપાળ ૮૩૧ ખ્રિસ્તાબ્દમાં સિંહાસન ઉપર આરૂઢ થયો હતો. ધર્મપાળદેવે સિંહાસન ઉપર આરૂઢ થઇને રાષ્ટ્રકૂટરાજ ત્રીજા ગોવિંદની સહાયતાથી આશ્રયભિખારી ચક્રાયુધને કાન્યકુબ્જના સિંહાસન ઉપર બેસાડી આર્યાવર્ત્તમાં સાર્વભૌમની પદવી પ્રાપ્ત કરી હતી. લામા તારાનાથના મત પ્રમાણે ધર્મપાળે ૬૪ વર્ષ સૂધી રાજ્ય કર્યું હતું; પરંતુ તે મત ગ્રાહ્ય કરી શકાય તેમ નથી. પ્રત્નતત્વવિદ્ગણ અનુમાન કરે છે કે, ધર્મપાળદેવે ૩૫ વર્ષ સૂધી ગાડના સિંહાસન ઉપર રાજ્ય કર્યું હતું.

શ્રીયુત્ રાખાલદાસ બંધોપાધ્યાય કૃત **ધર્મપાળ** નામના બંગાળી પુસ્તક ઉપરથી આ ભાષાંતર તૈયાર કરવામાં આવ્યું છે. શ્રીયુત્ રાખાલદાસ બાબુ પુરાતન વસ્તુઓની શોધખોળ કરનાર એક સર્વમાન્ય સુવિખ્યાત વિદ્વાન્ છે. તેમણે પ્રાચીન શીલાલેખો, તામ્રપટો, હસ્તલિખિત ગ્રંથો, શિક્કાઓ વગેરે પુરાતન વસ્તુઓના આધારે બંગાળી ભાષામાં **બાંગાલાર ઇતિહાસ** નામના બે ગ્રંથ લખી સાહિત્યક્ષેત્રમાં અદ્વિતીય ખ્યાતિ મેળવી છે. ઉપર્યુક્ત પુસ્તકોને બંગાળી સાહિત્યમાં ઉત્તમ સ્થાન મળ્યું છે. બંગાળાના ભૂતપૂર્વ ગવર્નર લૉર્ડ કાર્માઇકલે પણ એ પુસ્તકોની મુક્તકંઠે પ્રશંસા કરી છે. શ્રીયુત્ રાખાલદાસ બાબુ પ્રાચીન વસ્તુઓના આધારે ઇતિહાસ રચવામાં જેમ સિદ્ધહસ્ત છે, તેવી જ રીતે પ્રાચીન ઇતિહાસને આધારે કલ્પનામિશ્રિત ઐતિહાસિક નવલકથાઓ લખવામાં પણ અતિ નિપૂણ છે. તેમણે રચેલી **શશાંક** તથા **કરૂણા** નામની નવલકથાઓને બંગાળી સાહિત્યમાં સર્વોત્તમ સ્થાન મળ્યું છે. જગન્નિયંતા નારાયણ શ્રીયુત્ રાખાલદાસ બાબુને બંગાળી સાહિત્ય ભંડારમાં એવાં જ બીજાં અપૂર્વ રત્નો ઉમેરવા માટે દીર્ઘાયુષ્ય આપે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છી અહિં હું વિરમું છું.

વડોદરા,
વિક્રમાર્ક, ૧૯૭૫, જ્યેષ્ઠ, શુક્લપક્ષ
નવમી, શનિવાર તા. ૭–૬–૧૯૧૯

**ડાહ્યાભાઇ હિમ્મતલાલ રાવત.**

# અનુક્રમણિકા.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| | **પ્રથમ ખંડ.** | |
| ૧ લું. | જીર્ણ દેવાલય ... | ૧ |
| ૨ જું. | અરાજકતા ... ... | ૬ |
| ૩ જું. | દુઃખીઓની વહારે... | ૧૧ |
| ૪ થું. | આગમાં ... ... | ૧૭ |
| ૫ મું. | વિપદ્‌માંથી ઉદ્ધાર ... | ૨૪ |
| ૬ ઠું. | ગૌડરાજ્ય ... ... | ૩૦ |
| ૭ મું. | શુભ સમાચાર ... | ૩૬ |
| ૮ મું. | ગહન કાનનમાં ... | ૪૨ |
| ૯ મું. | પુનર્મિલન ... ... | ૪૯ |
| ૧૦ મું | વિચાર અને દંડ... | ૫૪ |
| | **દ્વિતીય ખંડ.** | |
| ૧ લું. | ગૌડમાં અતિથિ ... | ૬૦ |
| ૨ જું. | સામ્રાજ્યની સ્થાપના | ૬૪ |
| ૩ જું. | મણિદત્તનું ગુપ્તગૃહ... | ૬૯ |
| ૪ થું. | આશ્રયભિખારી ... | ૭૪ |
| ૫ મું. | ગૌડ નગરમાં ... | ૭૯ |
| ૬ ઠું. | ગૌડના માર્ગે ... | ૮૪ |
| ૭ મું. | આશ્રિત-રક્ષણ ... | ૮૭ |
| ૮ મું. | મરૂ પ્રાન્તમાં ... | ૯૦ |
| ૯ મું. | ગુર્જર-રાજસભા ... | ૯૫ |
| ૧૦ મું. | મણિદત્તનું દાન ... | ૧૦૧ |
| | **તૃતીય ખંડ.** | |
| ૧ લું. | બ્રહ્મ દેશ ... | ૧૦૮ |
| ૨ જું. | મિલનમાં વિઘ્ન ... | ૧૧૦ |
| ૩ જું. | પાટલિપુત્રમાં ... | ૧૧૫ |
| ૪ થું. | મગધમાં ગૌડેશ્વર... | ૧૧૮ |
| ૫ મું. | વારાણસીનું યુદ્ધ ... | ૧૨૩ |
| ૬ ઠું. | ભિલ્લમાલમાં ઇન્દ્રાયુધ | ૧૨૯ |
| ૭ મું. | ગુર્જર રણનીતિ ... | ૧૩૪ |
| ૮ મું. | સર્વાનંદનો ગૃહત્યાગ | ૧૩૮ |
| ૯ મું. | ગુર્જર યુદ્ધ ... | ૧૪૩ |
| ૧૦ મું. | હજી કેટલા દિવસ ? | ૧૪૮ |
| | **ચતુર્થ ખંડ.** | |
| ૧ લું. | ખોરાકની શોધમાં... | ૧૫૧ |
| ૨ જું. | ચક્રનું પરિવર્ત્તન ... | ૧૫૫ |
| ૩ જું. | પુનરાગમન ... | ૧૬૦ |
| ૪ થું. | ગોકર્ણ દુર્ગમાં ... | ૧૬૩ |
| ૫ મું. | રાત્રિમાં સંકટ ... | ૧૬૮ |
| ૬ ઠું. | ધર્માધિકારીનો બનેવી | ૧૭૨ |
| ૭ મું. | અવરોધ અને મુક્તિ... | ૧૭૫ |
| ૮ મું. | ગોવિંદનું ચક્રધારણ | ૧૮૦ |
| ૯ મું. | ચક્રનું પરિવર્ત્તન ... | ૧૮૫ |
| | **પંચમ ખંડ.** | |
| ૧ લું. | દેવમંદિરમાં... ... | ૧૯૧ |
| ૨ જું. | ભાગ્યની ગણત્રી ... | ૧૯૫ |
| ૩ જું. | મિત્રતાનું મૂલ્ય ... | ૧૯૭ |
| ૪ થું. | મોક્ષમાર્ગ ... ... | ૨૦૨ |
| ૫ મું. | મંત્રગૃહ ... ... | ૨૦૬ |
| ૬ ઠું. | વૃદ્ધનાયક ભીષ્મદેવ... | ૨૧૦ |
| ૭ મું. | આમંત્રણ ... ... | ૨૧૪ |
| ૮ મું. | મંડલાનું યુદ્ધ ... | ૨૧૮ |
| ૯ મું. | તોરણરક્ષા... ... | ૨૨૩ |
| ૧૦ મું. | કલ્યાણીદેવીનો આત્મોત્સર્ગ | ૨૨૮ |
| | ઉપસંહાર... ... | ૨૩૨ |

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૪ | અશ્વસ્થ | અશ્વત્થ |
| ૩૬ | ૧૮ | નાગરિકાએ | નાગરિકોએ |
| ૪૩ | ૩ | અશ્વ | આશ્રય |
| ૪૩ | ૨૧ | મનુષ્યની | મનુષ્યનાં |
| ૪૮ | ૧૩ | પદ્મપાત્ર | પદ્મપત્ર |
| ૪૮ | ૨૦ | અભિનંદન | અભિવંદન |
| ૫૪ | ૧૯ | કહ્યું | કહ્યું |
| ૬૬ | ૧૯ | ઉઠયો | ઉઠયા |
| ૯૫ | ૫ | સગળું | સઘળું |
| ૧૦૦ | ૫ | બાઉકે થઇને | બાઉકે બીજે<br>બારણે થઇને |
| ૧૦૫ | ૨૦ | કટાક્ષપૂર્ણ | કટાક્ષ પૂર્વક |
| ૧૧૪ | ૮ | શુભ | શુભ સમાચાર |
| ૧૧૫ | ૨ | જઇને | થઇને |
| ૧૧૫ | ૧૩ | બિમ્બિસીર | બિમ્બિસાર |
| ૧૨૨ | ફુટનોટ | દુણાર | ચૂણાર |
| ૧૨૭ | ૧૦ | અસંખ્ય | અસંખ્ય સૈન્ય |
| ૧૩૫ | ૯ | રાજાએ | રાજાઓએ |
| ૧૩૭ | ૨૭ | ભિલ્લમાંથી | ભિલ્લમાલમાંથી |
| ૧૪૧ | ૧૫ | દેશી | દેશ |
| ૧૫૧ | ૧૩ | કરત | કરતા |
| ૧૫૧ | ૧૪ | શકત | શકતા |
| ૧૫૪ | છેલ્લી | ત્રણે | ક્ષણે |
| ૧૫૬ | ૧૬ | ભિદ્દમાલ | ભિલ્લમાલ |
| ૧૫૯ | ફુટનોટ | Abbat | Abbot |
| ૧૭૩ | ૧૪ | ધર્માધિકાનું | ધર્માધિકારીનું |
| ૧૭૮ | ૨૩ | તમામ | તમારા |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૯૩ | ૧૩ | સત્યતાસૂચક | સભ્યતાસૂચક |
| ૧૯૩ | ૩૦ | ભીજી | બીજી |
| ૧૯૬ | ૩ | ઉત્પન્ન | ઊભી |
| ૧૯૮ | ૯ | ગૌડીયની | ગૌડીય સૈનિકોની |
| ૨૦૦ | ૫ | રાજચક્ર | ગુર્જરરાજચક્ર |
| ૨૦૦ | ૧૬ | દૂત | દૂત છે. |
| ૨૦૩ | ૨૫ | व्याघ्रचर्चर्माम्बर | व्याघ्रचर्म्माम्बर |
| ૨૦૫ | ૧૮ | હદ્દા | હતા |
| ૨૦૫ | ૨૬ | સ્યંવર | સ્થવિર |
| ૨૦૯ | ૧૬ | પાશમાં | બાહુપાશમાં |
| ૨૧૬ | ૨૩ | આ મકાનમાં | આમ્રવનમાં |
| ૨૧૯ | ૭ | ઘોડેસ્વારોએ | ઘોડેસ્વારે |
| ૧૨૨ | ૨૭ | બધાઓ | બધા |



ॐ तत्सत्परमात्मने नमः ।

# ધર્મપાલ.

## પ્રકરણ ૧ લું.

### જીર્ણ દેવાલય.

સહસ્ર વર્ષો પૂર્વે ભાગીરથીની અવસ્થા એટલી બધી શોચનીય નહોતી. ભાગીરથીના વક્ષઃસ્થળમાં મરૂભૂમની માફક વર્ષમાં નવ મહિના સુધી ધૂળ ઉડયા કરતી નહોતી, કેમકે એ વખતે પણ ગંગાનું પાણી ભાગીરથીની સાથે મળી જઈ મહાસમુદ્રને મળતું હતું. એ સમયે સમુદ્રગામી વણિકો ભાગીરથીના માર્ગે જ આવજાવ કરતા હતા. આર્યાવર્ત્તનો માલ ગંગા તથા ભાગીરથીના માર્ગે થઇને દૂર દેશાવરમાં મોકલવામાં આવતો હતો. ભિન્ન ભિન્ન પ્રકારનાં વહાણોથી નદી ભરપૂર જોવામાં આવતી હતી. હજી પણ રેતીના ઢગલાઓમાંથી સમુદ્રગામી વહાણોનાં ટુકડાઓ મ્હોટી સાંકળો, લંગર વગેરે મળી આવે છે.

પદ્માના મૂળથી થોડે દૂર ભાગીરથીના પશ્ચિમ તીરે, સપ્તગ્રામથી ગૌડ સુધીના વિશાળ રાજમાર્ગની પાસે એક પ્રાચીન દેવમંદિર હતું. સેંકડો વર્ષ પૂર્વે મંદિર બનાવવામાં આવ્યું હતું; કાળે કરીને તે જીર્ણ થઈ ગયું હતું અને તેમાં જે દેવમૂર્તિ સ્થાપવામાં આવી હતી તે પણ ઘણો વખત પહેલાં અદૃશ્ય થઈ ગઈ હતી. મંદિરની સ્હામે એક અશ્વસ્થ વૃક્ષ ઉગ્યું હતું અને તેણે પોતાની શાખાઓ મંદિરના ભગ્ન ઘુમટ ઉપર વિસ્તારી હતી. એ મંદિર કોનું છે, તેમાં ક્યા દેવની પ્રતિમા પ્રતિષ્ઠિત હતી, તે કોઈ કહી શકતું નહોતું. તથાપિ મંદિર સમસ્ત દેશમાં સુવિખ્યાત હતું. ગૌડથી સપ્તગ્રામના માર્ગે મુસાફરોનું તે વિશ્રામસ્થળ હતું. ગંગા પાર કરીને આ મંદિર સુધી આવતામાં સંધ્યા પડી જતી, તેથી મુસાફરો એ જીર્ણ દેવાલયમાં અથવા અશ્વસ્થ-વૃક્ષ નીચે રાત્રિ વ્યતિત કરતા.

મંદિરની નીચે થઇને ભાગીરથી વહેતી હતી. પ્રાચીન કાળમાં મંદિરથી નદી સુધી પાષાણનાં પગથીયાં હતાં; પરંતુ કાળે કરીને તે પણ જીર્ણ થઈ

ગયાં હતાં, છતાં ઉપયોગમાં આવે એવાં રહ્યાં હતાં. ઘણા દિવસો સુધી ગૌડના માર્ગે "ભાંગેલું દેવળ" મુસાફરોનું વિશ્રામસ્થળ હતું; પરિવર્ત્તનશીલા ભાગીરથીએ શા માટે તેનો ગ્રાસ નહિં કર્યો હોય, એ વિષે લોકોને ઘણુંજ આશ્ચર્ય થતું. સેંકડો વર્ષો પૂર્વે "ભાંગેલું દેવળ," અશ્વસ્થ-વૃક્ષ તેમજ ગૌડનો રાજમાર્ગ સુદ્ધાં નદીગર્ભમાં ડૂબી ગયો છે. જે સ્થળે જીર્ણ દેવાલય હતું તે સ્થળેથી એક વખત ભાગીરથીનો પ્રવાહ ગંભીર નાદ કરતો પ્રવાહિત થતો હતો; વળી તેજ સ્થાને હવે લીલાં છમ ખેતરો દૃષ્ટિગોચર થાય છે. ખરેખર કાળની ગતિ વિચિત્ર જ છે.

એ સમયે દેશાટન કરવા સારૂ જળમાર્ગ જ વિશાળ હતો. જેઓને જલદી જવાની જરૂર પડતી તેઓ રથ અથવા અશ્વો ઉપર જતા હતા.

પ્રાયઃ સહસ્ત્ર વર્ષો પૂર્વે એ ઘોડેસ્વારો આ રાજમાર્ગે થઇને સપ્તગ્રામથી ગૌડ તરફ જતા હતા. ભાદ્રમાસ ચાલતો હતો. ભાગીરથી બન્ને કિનારે ઉભરાઈ જતી હતી. થોડો વખત પહેલાં વરસાદ પડ્યો હોવાથી માર્ગમાં અત્યંત કાદવ થયો હતો. સૂર્યનારાયણે અસ્તાચળમાં આસન લીધું હતું. બન્ને અશ્વો તરફ નજર નાંખતા માલૂમ પડતું હતું કે તેમણે ઘણો માર્ગ કાપ્યો છે. સ્વારો પણ તેમની અવસ્થા જોઇને ધીમે ધીમે ચલાવતા હતા. ઘોડેસ્વારોમાંથી એક યુવાન પુરૂષ હતો. તેની ઉમ્મર વીસ વર્ષ કરતાં વધારે હશે નહિ. બીજો માણસ પ્રૌઢ હતો. તેના વાળ સફેદ થઈ જવા આવ્યા હતા. તેની ઉમ્મર આસરે પચાસ વર્ષની હશે. ઉભય સશસ્ત્ર હતા, બન્નેના શરીર ઉપર પોલાદનાં બખ્તર તેમજ માથા ઉપર મ્હોટી પાઘડીઓ હતી. પ્રત્યેકની પાસે ઘોડાના જીનની સાથે દોરડા વતી લોખંડની ટોપીઓ બાંધેલી હતી. યુવક આગળ ચાલતો હતો; પ્રૌઢનો અશ્વ ધીમે ધીમે પાછળ ચાલ્યો આવતો હતો. પુરાતન મંદિરની પાસે આવી યુવક પ્રૌઢને સંબોધી બોલ્યોઃ—"કોઈ પણ સ્થળે મનુષ્યના નિવાસનું નિશાન જણાતું નથી, અંધારું પણ ધીમે ધીમે ગાઢ થવા આવ્યું છે. હવે આપણે શું કરીશું?"

પ્રૌઢે ઉત્તર આપ્યોઃ—"પુત્ર, ખરેખર દેશની અવસ્થા અત્યંત ભીષણ થઇ ગઈ છે. વીસ વર્ષ પહેલાં રાજમાર્ગની બન્ને બાજુએ સેંકડો ગામડાંઓ જોવામાં આવતાં હતાં. આસપાસનાં લીલાંછમ ખેતરો જોઇને કેટલો આનંદ થતો તેનું વર્ણન કરી શકાય તેમ નથી! જોતજોતામાં એ સઘળું અદૃશ્ય થઇ ગયું. જોયું? પચાશ ગાઉની અંદર એક પણ ગામ આપણા જોવામાં ન આવ્યું, તેમજ એક પણ માણસ સ્હામો ન મળ્યો. જ્યાં નજર નાંખીયે

ત્યાં કેવળ ભીષણ અરણ્ય દષ્ટિગોચર થાય છે. રાત્રિ વ્યતિત કરવા સારૂ કોઈ માણસનું ઘર મળ્યું હોત તો ઠીક થાત. જો, તને પેલું દૂર અશ્વસ્થ-વૃક્ષ જણાય છે? ધર્મ, એ સ્થળે એક જીર્ણ દેવાલય હતું. હું એકલો જ્યારે આ માર્ગે આવતો ત્યારે રાત્રિવાસો તેમાં જ કરતો હતો."

"પિતા! અશ્વસ્થ-વૃક્ષ તો જણાય છે, પણ દેવાલયનું તો કાંઈ ચિહ્ન જણાતું નથી."

"ચાલ, ત્યારે આપણે રાત્રિવાસો અશ્વસ્થ-વૃક્ષ નીચે જ કરીશું."

થાકી ગયેલા બન્ને અશ્વો ધીમે ધીમે ચાલવા લાગ્યા. પ્રૌઢ ચોતરફ નજર કરતો હતો. અશ્વસ્થ-વૃક્ષની પાસે આવતાં તે બોલી ઉઠયોઃ—

"ધર્મ, આજ સ્થાન છે. જો ચારે તરફ પત્થર તથા ઈંટો પડેલી છે. આ વૃક્ષની પાછળ વનમાં તે દેવાલય હોવું જોઇએ."

બન્ને જણ અશ્વ ઉપરથી ઉતર્યા અને અશ્વોને ઝાડના થડની સાથે બાંધી વનની અંદર ગયા. રસ્તાની બન્ને બાજુએ પુષ્કળ ઝાડી હતી. ઘણા વખતથી કોઈ આ રસ્તે થઇને આવ્યું નહિ હોય એમ જણાતું હતું. ન્હાનાં ન્હાનાં પુષ્કળ ઝાડો ઉગ્યાં હતાં, વૃક્ષો ઉપર વેલીઓ વિંટળાઈ ગઈ હતી. અસ્રથી રસ્તો સાફ કર્યા સિવાય વનમાં પ્રવેશ કરી શકાય તેમ નથી એ જોઈ બન્નેજણ હાથમાં તરવાર લઈ રસ્તો ચોકખો કરતા કરતા આગળ વધ્યા. થોડે જ દૂર ચાલ્યા પછી મંદિર આગળ આવીને ઉભા રહ્યા. મંદિર આગળ કેટલીક ચોકખી જગ્યા હતી. પ્રૌઢને કાંટા વાગ્યા હતા, તેણે મંદિરમાં પ્રવેશ કરી કહ્યુંઃ-"મંદિર ખાલી છે. તું બન્ને અશ્વોને અહિંયાં લઈ આવ." પિતા મંદિરનાં દ્વાર આગળ એક શિલા ઉપર બેઠો, પુત્ર અશ્વસ્થ-વૃક્ષ તરફ ચાલ્યો. કેટલીકવાર પછી યુવક અશ્વો લઇને પાછો ફર્યો એટલે પ્રૌઢે તેને કહ્યુંઃ "પાસે જ નદી વહે છે. તું અશ્વોને પાણી પીવડાવી આવ.

નદી તરફ જતાં યુવકે જોયું કે, થોડીવાર પહેલાં કોઇએ રસ્તો સાફ કરેલો છે. યુવક વિસ્મિત થઇને ઉભો રહ્યો. તેણે જોયું કે રસ્તો આજે જ સાફ થયેલો છે, વેતસી લતાનાં છિન્ન માથાં સરસ રહ્યાં છે, ભીની જમીનમાં મનુષ્યનાં અસ્પષ્ટ પગલાં પડયાં છે. એ વખતે ઘણું અંધારૂં થઈ ગયું હતું તેથી પગલાં કઈ તરફ ગયાં છે તે જોઈ શકાય તેમ નહોતું. પાસે જ ઘાટ હતો. વર્ષાદના પાણીથી નદી ઉભરાઇ જતી હતી. ઘાટ ઉપરનાં પગથીયાં પાણીમાં ડૂબી ગયાં હતાં. ઘાટ ઉપર એક મ્હોટું આમ્ર-વૃક્ષ હતું. તેની નીચે

અંધારામાં કંઇક સફેદ પદાર્થ પડેલો જણાતો હતો. થોડીવાર પછી ઘણુંજ ધીમા સ્વરે વેદનાસૂચક કંઠે કોઈ બોલી ઉઠયું:—"જળ."

એક ન્હાના વૃક્ષની સાથે બન્ને અશ્વોને બાંધી યુવક હાથમાં તરવાર લઇને આગળ વધ્યો. તેણે પાસે આવીને જોયું કે વૃક્ષ નીચે કોઈ મનુષ્ય પડેલો છે. તે માણસે પગરવ સાંભળ્યો હોય એમ લાગ્યું. કેમકે તે ધીરે ધીરે બોલ્યો:—"જાઉં છું—કોણ છે—જળ."

યુવકે જોયું કે તેનું સમસ્ત શરીર લોહીથી તરબોળ થઈ ગયું છે. તેનો અંતિમ કાળ ઉપસ્થિત છે એમ જણાયું. યુવક વ્યાકુળ થઇને નદીમાં પાઘડી ભિંજવી આવ્યો અને ઘવાયેલી વ્યક્તિના મુખમાં ધીમે ધીમે પાણી રેડવા લાગ્યો. તે માણસ પાણી પીને સ્હેજ સ્વસ્થ થયો. તે પછી તે બોલ્યો: "હું જાઉં છું—વધારે વખત નથી—તમે ઘણો ઉપકાર—જળ." યુવકે પુનઃ તેના મુખમાં પાણી રેડયું. ઘવાયેલી વ્યક્તિએ પાણી પીને પુનઃ કહ્યું:—હું મણિદત્ત છું—ગૌડમાં મારા ઘરમાં દેવતાની નીચે પુષ્કળ ધન—જળ." તે ઘવાયેલા માણસે પુનઃ થોડું પાણી પીધું અને થોડીવાર વિશ્રામ લઇને કહ્યું:—"તમે લેજો—જળ." યુવકે પુનઃ પાણી પીવડાવ્યું. તે ઘવાયેલો માણસ કેટલીકવાર સુધી શાંત રહ્યો. યુવકે ધાર્યું તેના દિવસો પૂરા થવા આવ્યા છે. તે પછી તે ઘવાયેલો માણસ બોલી ઉઠયો:—"રાજા નથી—અરાજક—ધર્મ નથી—તમે રાજા—જ—" યુવકે પુનઃ મુખમાં જળ રેડયું, પરંતુ ઢોળાઈ ગયું. યુવકે શબદેહ ઉપર પિછોડી ઢાંકી દીધી અને અશ્વોને પાણી પીવડાવી મંદિર તરફ પાછો ફર્યો. તેણે વનમાંથી જોયું કે, મંદિરમાં અગ્નિ બળે છે. તેણે આશ્ચર્ય પામી પાસે આવીને જોયું કે, તેનો પિતા અગ્નિ પાસે બેસી તેમાં સુકા લાકડાના કકડા નાંખે છે.

પુત્રને જોઈ પિતાએ પૂછ્યું:—"ધર્મ, મને લાગે છે કે, આપણા પહેલાં અહિંયાં કોઇએ આશ્રય લીધો છે. તે મંદિરની પાસે સુકાં લાકડાં એકઠાં કરી અગ્નિ સળગાવીને ગયો છે, કદાચ સત્વર આવી પહોંચશે."

યુવકે પિતાને મૃત માણસની વાત કહી સંભળાવી. પ્રૌઢે કહ્યું:—"ખરેખર રાજા વિના, ધર્મ વિના, દેશનો સર્વનાશ થાય છે. આ પ્રમાણે કેટલા દિવસો જશે તે કંઇ કહી શકાય તેમ નથી. મને લાગે છે કે ધીમે ધીમે આર્યાવર્ત્તમાંથી ગૌડનું નામ નિશાન નીકળી જશે. રાત્રિના વખતે ચોર લુંટારાઓનો અભાવ નથી. ચાલ, આપણે બન્ને અશ્વો લઇને મંદિરમાં જઇએ, કાલ સ્હવારમાં મણિદત્તના દેહનો સત્કાર કરીશું."

પુત્ર ચુપચુપ બન્ને અશ્વો લઇને મંદિરમાં આવ્યો. ત્યાર પછી પુત્રે હાથમાં તરવાર લઈ મંદિરના દ્વારનું રક્ષણ કરવામાં સમસ્ત રાત્રિ વ્યતિત કરી.

બન્ને જણા પ્રાતઃકાળમાં ઘણા વહેલા ઉઠી ઉભય અશ્વને લઈ મંદિરની બ્હાર નિકળ્યા. નદી તીરે આવીને જોયું કે, ઘાટ ઉપર એક સંન્યાસી બેઠો છે. તેણે ગૈરિક વસ્ત્રો પહેરેલાં છે. તેનો લાંબો બલિષ્ઠ દેહ તથા કૃષ્ણ કેશ જોઇને તે યુવાન પુરુષ લાગતો હતો. પાસે લોખંડનું ત્રિશૂળ અને કમંડળ પડયું હતું. બન્ને જણ સંન્યાસીને જોઇને આશ્ચર્યચકિત થઈ ગયા પ્રૌઢે પૂછ્યું:–"મહારાજ, આપ ક્યારના અહિંયાં આવ્યા છો? ઉત્તર મળ્યો: "ગોપાળદેવ, હું તમારી રાહ જોઇને સમસ્ત રાત્રિ બેસી રહ્યો છું."

પ્રૌઢે વિશેષ વિસ્મિત થઇને પૂછ્યું:–"શું આપ મને ઓળખો છો? હું તો આપને ઓળખી શકતો નથી."

સંન્યાસીએ કહ્યું:–"તમે મને પૂર્વે જોયો નથી, તેથી ઓળખી શકતા નથી, પરંતુ હું તમને ઓળખું છું. મણિદત્તના શબને અગ્નિસંસ્કાર કરશો ને?"

અમે પિતા પુત્રે એજ વિચાર કર્યો હતો. આપે એ કેવી રીતે જાણ્યું?

કેટલાંક કારણોથી મારે અનેક અનાવશ્યક વાતો જાણવી પડી છે. તમને ધીમે ધીમે સઘળું સમજાશે. મંદિરની પાછળ ઘણાં સુકાં લાકડાં પડયાં છે, તે લઇને ચિતા તૈયાર કરો."

મંદિરની પાછળ લાકડાના ઘણા ઢગલા કરેલા હતા. બન્ને જણે તેમાંથી લાકડાં લઇને ઘાટ ઉપર ચિતા ખડકી. ત્યાર પછી તેના ઉપર મણિદત્તનું મૃત શરીર મૂકયું અને ચિતામાં અગ્નિ સંયોગ કર્યો. સંન્યાસીએ તેમને મદદ ન કરી. તે ચિતાથી થોડે દૂર ઘાટ ઉપર બેસી રહ્યો. જોતજોતામાં મણિદત્તનો દેહ ભસ્મિભૂત થઈ ગયો! ચિતા સળગાવીને બન્ને જણ સંન્યાસીની પાસે આવીને બેઠા હતા.

ગોપાળદેવે પૂછ્યું:–"પ્રભુ, શું પાસે કોઈ ગામ છે? અમે સાથે જે ખોરાક લેતા આવ્યા હતા તે કાલે જ પૂરો થઈ ગયો છે."

સંન્યાસીએ કહ્યું:–"તમને ગામમાં લઈ જવા માટે જ હું અહિંયાં આવ્યો છું."

"આપે કેવી રીતે જાણ્યું કે, હું અત્રે આવ્યો છું?"

"તે પછીથી કહીશ."

અગ્નિદત્તનો દેહ ભસ્મિભૂત થઈ ગયો હતો, ચિતા પણ ઓલવાઈ જવા આવી હતી. પિતા તથા પુત્રે ભાગીરથીમાંથી પાણી લાવીને ચિતા ઉપર છાંટયું અને લાકડાના કકડા વડે મૃત દેહનો રહેલો ભાગ પાણીમાં નાંખી દીધો. સંન્યાસી ઉઠયો અને તેઓને સંબોધી બોલ્યો:—"મારી સાથે આવો."

પિતાપુત્ર ઘોડેસ્વાર થઇને સંન્યાસીની સાથે ચાલ્યા.

---

## પ્રકરણ ૨ જું.

### અરાજકતા.

રાજ માર્ગથી થોડે દૂર જંગલમાં કેટલાંક આમ્ર-વૃક્ષ નજરે પડતાં હતાં. પૂર્વે ત્યાં આગલથી એક રસ્તો નીકળીને પશ્ચિમ તરફ જતો હતો. પરંતુ ધીમે ધીમે ઘાસથી ઢંકાઈ ગયો હતો, એક બે જગ્યાએ ન્હાનાં ન્હાનાં ઝાડ પણ ઉગ્યાં હતાં. સંન્યાસીએ રાજમાર્ગ ત્યજી દઈને એ ન્હાનો માર્ગ લીધો. તે રસ્તો આમ્રવનમાં થઈને પાછળ આવેલા એક ગામમાં જતો હતો. રાજમાર્ગ ઉપરથી ગામ જણાતું નહોતું, અત્યારે પણ દેખાતું નહોતું. મુસાફરો જે માર્ગે થઈને જતા હતા તે જોતાં તેઓને લાગ્યું કે, પહેલાં આ રસ્તે થઈને ઘણી ગાડીઓ આવજાવ કરતી હોવી જોઈએ, પરંતુ કોઈ કારણથી ઘણા દિવસોથી આ રસ્તેથી ગાડી ચાલી નથી. આમ્રવન વટાવીને ત્રણ જણ ગામમાં આવી પહોંચ્યા. ગામની સીમામાં સૌથી આગળ ઈંટાનું બાંધેલું એક ઘર તેઓની નજરે પડ્યું. એ મકાન જો કે જુનું નહોતું, તથાપિ ઘાસ, ઝાડીથી દિવાલ તથા છાપરું ભરાઈ ગયું હતું; સ્હામે બગિચામાં એટલાં બધાં ઝાડો ઉગ્યાં હતાં કે કોઇ હિંસ્ર જંતુ સ્હેલાઇથી એમાં સંતાઈ રહે. મકાનને બારણાં નહોતાં. ત્રણે જણે તેમાં પ્રવેશ કર્યો. સ્હામે વિશાળ વાડો હતો, તે પણ વનથી ભરાઈ ગયો હતો. વાડાની પાસે પૂજાનો મંડપ હતો, તેમાંથી બે શૃગાલ મનુષ્યનો પગરવ સાંભળીને પલાયન થઈ ગયા. મંડપમાં બે મનુષ્યનાં હાડપિંજરો પડયાં હતાં. ત્રણ આવનારાઓએ મકાનના દરેક ઓરડામાં ફરીને જોયું કે, હાડપિંજરો સિવાય વસ્તીનું નામ નીશાન નથી.

સંન્યાસીએ સ્હેજ હાસ્ય કરીને કહ્યું:—"ગોપાળદેવ, શું જુઓ છો?"

ગોપાળદેવે પૂછ્યું:—"શું રહેવાસીઓ ગૃહનો ત્યાગ કરીને ન્હાસી ગયા છે?"

ઉત્તર મળ્યો: " મંડપમાં તથા ઓરડાઓમાં તો રહેવાસીઓને જોયા ? ! "

ત્રણે જણ મકાનમાંથી બ્હાર નીકળી રસ્તામાં આવ્યા. સંન્યાસી પૂર્વ તરફ ચાલ્યો. રસ્તાની બન્ને બાજુએ માટીની ઉંચી ભીંતો જણાતી હતી, છાપરા વિનાનાં ઘરો ઉભાં રહ્યાં હતાં, ભીંત ઉપર બળી ગયેલી વળીઓનો બાકી રહેલો ભાગ જણાતો હતો. રસ્તાની ડાબી બાજુએ આવેલા એક ઘર આગળ અથવા ઘરના ખંડીયેર આગળ નારીયેલનું વૃક્ષ હજી પણ અડધી બળેલી અવસ્થામાં ઉભું રહેલું નજરે પડતું હતું. સંન્યાસીએ તે ઘરમાં પ્રવેશ કર્યો. બન્ને ઘોડેસ્વારો પણ તેની પાછળ ચાલ્યા. તેઓએ જોયું કે, વિશાળ વાડામાં મનુષ્યનાં માથાંનો એક ઢગલો પડયો છે, તેની આસપાસ અસંખ્ય હાડપિંજરો આમ તેમ પડી રહ્યાં છે. વાડામાં ચોતરફ માટીની કેટલીક ઓરડીઓ જણાતી હતી; સંન્યાસીએ તેમાંથી એક ઓરડીમાં પ્રવેશ કર્યો. ઉપર છાપરૂં નહોતું. ઠેકાણે ઠેકાણે અર્ધદગ્ધ માંસના ટુકડાઓ પડેલા હતા. જમીન ઉપર અસંખ્ય પશુનાં દગ્ધ હાડપિંજરોનો ઢગલો પડેલો જણાતો હતો. ગોપાળદેવે વિસ્મિત થઇને પૂછ્યું:—" પ્રભુ ! આગ વખતે શું ગામના લોકો પશુઓને બચાવી શક્યા નહોતા ? "

સંન્યાસીએ ઉત્તર આપ્યો:—" જેઓ તેમનું રક્ષણ કરે એવા હતા તેમના માથાંનો ઢગલો એ વખતે વાડામાં થતો હતો ! "

ત્રણે જણ ચુપ ચુપ ઘરમાંથી નીકળી રાજમાર્ગ ઉપર આવ્યા. રસ્તામાં આવીને ગોપાળદેવે પૂછ્યું:—" પ્રભુ, આ ગામમાં શું હજી પણ કોઇ માણસ છે ? "

"હા, ફક્ત એક બે જણ છે."

"અમને ત્યાં લઇ ચાલો, અમે ઘણાજ ભૂખ્યા થયા છીએ."

"ગામમાં આવીને ગામ–દેવતાનાં દર્શન કર્યા વિના જ ચાલ્યા જશો ?"

"દેવતાનું મંદિર ક્યાં છે ?"

"મારી સાથે આવો." એમ કહીને સંન્યાસી માર્ગ દેખાડતો આગળ ચાલ્યો. વસ્તી વિનાનો ઉજ્જડ માર્ગ વટાવીને તેઓ ગામની વચ્ચો વચ્ચ આવી પહોંચ્યા. એ સ્થળે લીલા ઘાસના ખેતરની વચ્ચે એક મંદિર હતું; મંદિરને બારણાં નહોતાં, દુરથી પાષાણની ચતુર્ભુજ વાસુદેવની પ્રતિમા જણાતી હતી. પિતા પુત્રે આગળ આવીને જોયું કે, ઘણાં મનુષ્યનાં હાડપિંજરો આમતેમ પડેલાં છે. બે ત્રણ સંપૂર્ણ હાડપિંજર દેવમૂર્તિને આલિંગન કરી રહ્યાં છે, એ જોઇને તેઓને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેઓ સ્પષ્ટ સમજી

શક્યા કે મૃત્યુની આશંકાથી તેઓએ ગામ દેવતાનો આશ્રય લીધો હતો. પિતાપુત્ર સ્તંભિત થઇને મંદિરમાં ઉભા રહ્યા. સંન્યાસી મંદિરની બ્હાર ઉભો રહીને રાહ જોતો હતો, તે બોલી ઉઠ્યોઃ–"ગોપાળદેવ, શું જુઓ છો? ભોળાં ગ્રામવાસીઓએ ધાર્યું હતું કે, મંદિરમાં શત્રુઓ આવશે નહિ અને કદાપિ આવશે તો સ્વયં વાસુદેવ તેઓનું રક્ષણ કરશે. વાસુદેવે તેઓનું કેવું રક્ષણ કર્યું, તે જોયું ને?"

"પ્રભુ, બરાબર જોયું, હવે વધારે જોવાની ઇચ્છા નથી. અમારે ખાવાનું અથવા આશ્રય જોઇતો નથી. આપને પ્રણામ કરી અમે અત્યારેજ આ સ્થળ ત્યજીને જતા રહેવા ઇચ્છીએ .છીએ." એમ કહીને ગોપાળદેવ મંદિરની બ્હાર આવ્યો.

સંન્યાસીએ તેનો હાથ ઝાલીને કહ્યુંઃ–"ગભરાશો નહિ, તમે ગભરાઈ જશો તો દેશનું રક્ષણ કરવાનો અન્ય કંઈ ઉપાય નહિં રહે. મારી સાથે આવો."

ગોપાળદેવ તથા ધર્મપાલ સંન્યાસીની પાછળ પાછળ એક ન્હાની નદીના કિનારે આવી પહોંચ્યા. નદી કાંઠે ઉભા રહીને સંન્યાસીએ બૂમ પાડીઃ—" ગૌર ! " કોઈએ ઉત્તર ન આપ્યો. બે ત્રણ વાર બુમો પાડ્યા પછી *વેણુકુંજમાંથી એકજણે ઉત્તર આપ્યોઃ—" કોણ બોલાવે છે? પ્રભુ? "

સંન્યાસીએ હસીને કહ્યુંઃ—"ગૌર, બ્હિશ નહિં, હું છું. તું અહિંયાં આવ.

ગોપાળદેવે ધ્યાનપૂર્વક જોયું કે, સ્થળ દુર્ભેદ્ય છે, ન્હાની નદીને તેની ત્રણે તરફ વાળી લીધેલી છે. બીજી તરફ નદીનો પુરાતન પટ હતો, તે પણ વરસાદના પાણીથી ભરાઈ ગયો હતો. એ દ્વીપને કિનારે કિનારે ઘાડું વેણું કુંજ આવેલું હતું, તેથી ત્યાં કોઈ મનુષ્યની વસ્તી હોય એમ માલૂમ પડતું નહોતું. એટલામાં ગૌર તાલવૃક્ષનો બનાવેલો ન્હાનો મછવો લઇને નદી ઓળંગી આવી પહોંચ્યો, અને ભૂમિષ્ઠ થઈને તેણે સંન્યાસીને પ્રણામ કર્યો; તેણે ગોપાળદેવ તથા તેના પુત્રના સ્હામે મ્હોં ફેરવીને નજર પણ ન કરી. તે માણસ પાતળો, નીચો તથા ઘોર કૃષ્ણ વર્ણ હતો; કોઈ રસિકજને રમુજમાં તેનું નામ ગૌર રાખ્યું હશે. તેના શરીરના સઘળા અવયવોમાંથીતેનુ નાક ઉલ્લેખ કરવા યોગ્ય હતું, કેમકે તે શરીરના માંસ હીનતાનો અભાવ પરિપૂર્ણ કરવાને પ્રયત્ન કરતું હતું. ગૌર સ્થિર થઈને સંન્યાસીની સ્હામે ઉભો રહ્યો.

---

* વેણુકુંજ–વાંસનાં ઝાડોની ઘટા.

સંન્યાસીએ પૂછ્યું:—"ગૌર, શું જુએ છે ?"

ગૌર બોલ્યો:—"પ્રભુ, જે દેખાય છે તે જ જોઉં છું."

સંન્યાસી બોલ્યો:—"તારી સ્હામે બે અતિથિ ઉભા છે તે જોતો નથી ?"

ગૌર બોલ્યો:—"અતિથિ ? પ્રભુ, હું ઘણો દીન છું. શું અતિથિ-સેવાનું સૌભાગ્ય મને મળશે ?"

સંન્યાસી બોલ્યો:—"અરે પાગલ, બે ભૂખ્યા અતિથિ સ્હામે ઉભા રહ્યા છે."

ગૌર બોલી ઉઠ્યો:—"પ્રભુ, ત્યારે શું થશે ?" એમ કહીને ગૌરચંદ્ર રોવા લાગ્યો.

તે જોઇને સંન્યાસી આશ્ચર્ય પામી બોલ્યો:—"કેમ રે ગૌર, શું થયું છે ? રૂવે છે શા માટે ?"

ગૌરચંદ્ર સ્હેજ અનુનાસિક રૂદનમિશ્રિત સ્વરે બોલ્યો:—"પ્રભુ, મારી સાથે પ્રપંચ કરો છો ?"

સંન્યાસીએ અધિક આશ્ચર્ય પામી પૂછ્યું:—"કેમ ?"

ગૌર બોલ્યો:—"પ્રભુ, ઘરમાં એક મુઠ્ઠી પણ ચોખા નથી, તે જોઇને ભિક્ષા સારૂ બ્હાર જવાનો હું વિચાર કરતો હતો, એટલામાં પ્રભુ વળી બે ભૂખ્યા અતિથિ-દેવતાને લઈ મારા દ્વાર આગળ ઉપસ્થિત થયા !"

ગૌરચંદ્ર પુનઃ રોવાનો યત્ન કરતો હતો. તે જોઇને સંન્યાસીએ કહ્યું:—"અરે, એ શું કહેવાય ! એક અઠવાડિયા પહેલાં તો તને એક નૌકા ભરીને ચોખા લાવી આપ્યા હતા ! તેનું શું કર્યું ?"

ગૌર બોલ્યો:—"પ્રભુ, તે સઘળા થઇ રહ્યા છે !"

સંન્યાસીએ કહ્યું:—"શું આપણે ત્રણ જણ એક અઠવાડિયામાં એક નૌકા ભરીને ચોખા ખાઈ ગયા ?"

ગૌરે ઉત્તર આપ્યો:—"જી હા !"

સંન્યાસી ઘણો જ ગુસ્સે થઈ ગયો. પરંતુ બીજી જ ક્ષણે કંઇક વિચાર કરીને મ્હોટેથી હસી પડ્યો. ગોપાળદેવ પુત્રની સાથે આમ્ર-વૃક્ષની નીચે ઉભો રહીને એ અભિનય નિહાળતો હતો. તેણે ધાર્યું કે, તેઓને લીધે અભાગીન ગૌરચંદ્રને માથે વિપદ્ આવી પડી છે. તે આગળ આવી સંન્યાસીની પાસે આવ્યો અને હાથ જોડીને બોલ્યો:—"પ્રભુ, તેને હેરાન કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી. હજી પણ સમય છે. અમારા પવનવેગી અશ્વો અમને સત્વર કોઈ અન્ય ગામમાં પહોંચાડી દેશે."

સંન્યાસી તેની વાત સાંભળીને પુનઃ હસી પડ્યો અને બોલ્યો:—"ગોપાળ-

દેવ, ગૌરચંદ્રની વાત ઉપર વિશ્વાસ રાખવાથી ચાલે તેમ નથી. ઘરમાં પુષ્કળ ચોખા છે; પરંતુ તેણે ધાર્યું કે આ લાંબા પુરૂષો અવશ્ય બશેર ત્રણ શેર ચોખા ખાઈ જશે, એટલા માટે તે તમને અહિંયાંથી દૂર કરવાનો યત્ન કરે છે.”

ગૌરચંદ્ર ઘણોજ ઝંખવાણો પડી જઇને નીચું મ્હોં કરી ઉભો રહ્યો. તે જોઇને સંન્યાસીએ કહ્યું:—“ગૌર, તેઓને વિદાય કરવાથી ચાલશે નહિં. તેઓને માટે થોડા ચોખા વાપરવા જ પડશે.”

એ સાંભળીને ગૌરચંદ્રે નિશ્વાસ નાંખતા કહ્યું:—“જેવી આજ્ઞા.”

સંન્યાસી તથા ગોપાળદેવ તેનો ભાવ જોઇને મ્હોટેથી હસી પડયા. વનમાંના શૃગાલોનો પગરવ સાંભળીને અશ્વો ભડકવા લાગ્યા. અત્યાર સુધી તેમના તરફ ગૌરચંદ્રની દૃષ્ટિ ગઇ નહોતી. અશ્વોને જોઈ તેનું મુખ સુકાઈ ગયું. તેણે ધાર્યું હતું કે, બશેર ત્રણ શેર ચોખામાં પીડા પતી જશે; પરંતુ હવે તેને સ્હમજણ પડી કે આજે તેનો ઘણોજ ખરાબ દિવસ છે. મ્હોટા જોરાવર હાથી જેવા બળવાન અશ્વો અવશ્ય દશ શેર ચણા ખાઈ જશે. તે વ્યાકુળ થઇને કંપિત સ્વરે બોલ્યો:—“પ્રભુ!”

સંન્યાસી એ વખતે ગોપાળદેવની સાથે વાત કરતો હતો. તેણે મ્હોં ફેરવીને કહ્યું:—“કેમ?”

ગૌરે બ્હિતાં બ્હિતાં એક પગલું આગળ ભરી કંપિત કંઠે પૂછયું:—“પ્રભુ, શું તેઓ પણ આહાર કરશે?”

સંન્યાસીએ આશ્ચર્ય પામી પૂછયું—“કોણ?”

ગૌર બોલ્યો:—“જી, પેલા ચાર પગવાળા બન્ને અતિથિ!”

સંન્યાસીએ ગુસ્સે થઇને કહ્યું:—“તેઓ નહિં ખાય તો કયાં જશે?”

ગૌરચંદ્રે પુનઃ લાંબો નિશ્વાસ નાંખી કહ્યું:—“તેજ પૂછતો હતો.”

આજે અનાજ વાપર્યા વિના છુટકોજ નથી એ જોઇને ગૌરે આળસનો ત્યાગ કર્યો અને મછવાને કાંઠે લાવી તેની પાસે ઉભો રહ્યો. સંન્યાસીએ કહ્યું:—“ગૌર, તું અમને સ્હામે મૂકી આવીને બન્ને અશ્વોની પાસે ઉભો રહે.”

ગૌરે ઉત્તર આપ્યો:—“જેવી આજ્ઞા.”

સઘળાં નદી પાર કરીને ઉતર્યાં એટલે સંન્યાસીએ વનમાં પ્રવેશ કર્યો. ગોપાળદેવ તથા ધર્મપાળે પણ તેનું અનુસરણ કર્યું. ઉભયે વિસ્મિત થઇને જોયું કે, વનમાં વેણુકુંજની પાછળ એક મ્હોટું મકાન આવેલું છે. નદીના સ્હામે કાંઠેથી તે બિલકુલ જણાતું નહોતું. મકાનના બારણાની આગળ ઉભા રહીને સંન્યાસીએ બૂમ પાડી:—“કાત્યાયની, બારણાં ઉઘાડ, હું આવ્યો છું.” થોડીવારમાં એક ઘુંઘટવાળી પ્રૌઢા રમણીએ આવીને

બારણાં ઉઘાડયાં. સંન્યાસી બન્ને અતિથિઓને લઇને ઘરમાં ગયો.

મકાનની વચ્ચે વિશાળ ચોક હતો, તેની ચોતરફ ઇંટોના બાંધેલા ઓરડાઓ હતા. સંન્યાસી પ્રથમ બે ત્રણ ઓરડાઓ વટાવી ચોથા ઓરડામાં આવ્યો. ગોપાળદેવ આશ્ચર્ય પામી ઓરડાઓની શોભા નિહાળવામાં નિમગ્ન થઈ ગયો હતો. પ્રથમના ઓરડામાં નાનાવિધ બખ્તરો તથા અસ્ત્ર શસ્ત્રો ભરેલાં હતાં, બીજા ઓરડામાં નવાં તથા જૂનાં પહેરવાનાં વસ્ત્રો ગોઠવેલાં હતાં. ચોથા ઓરડામાં વિશાળ કાષ્ઠાસન ઉપર દૂધ સમાન સફેદ શય્યા બિછાવી હતી. સંન્યાસી તેના ઉપર બેઠો અને ગોપાળદેવને બેસવા કહ્યું. પુત્રની સાથે ગોપાળદેવે બખ્તર તથા અસ્ત્ર ઉતારી શય્યા ઉપર મુકયાં અને આસન લીધું. પૂર્વ પરિચિતા પ્રૌઢા રમણી આવીને પગ ધોવા માટે પાણી મુકી ગઇ. હાથ પગ ધોઈ પુનઃ ત્રણે જણ આવીને શય્યા ઉપર બેઠા.

ગોપાળદેવે પૂછ્યું:—" પ્રભુ, આ ઘર કોનું છે ? "

સંન્યાસીએ હસીને ઉત્તર આપ્યો:—" હાલમાં મારૂં છે. "

ગોપાળદેવે અત્યંત આશ્ચર્ય પામીને પૂછ્યું—" આપનું ઘર છે ! આપના ઘરમાં આટલાં બધાં અસ્ત્ર શસ્ત્ર શામાટે રાખવામાં આવ્યાં છે ? "

સંન્યાસીએ કહ્યું:—" સમયને ઉપયોગી માત્ર ગૃહસજ્જા છે. તમે પ્રથમ આહાર કરી લ્યો, પછી સઘળું સ્હમજાવીશ. કહેવા માટે તો તમને અહિંયાં લાવ્યો છું. "

## પ્રકરણ ૩ જું.

### દુઃખીઓની વહારે.

સ્હેજે સંન્યાસી બન્ને અતિથિઓને લઇ પુનઃ તેજ ઓરડામાં વિશ્રામ લેવા સારૂ આવ્યો. તેઓ પલંગ ઉપર બેઠા એટલે સંન્યાસી ગોપાળદેવને સંબોધી બોલ્યો:—" ગોપાળદેવ ! તમે પૂછતા હતા કે,—" આ ઘર કોનું છે ? આ ઘર જોઇને શું તમને એમ લાગે છે કે, આ સંન્યાસીનો આવાસ છે ? "

ગોપાળદેવે ઉત્તર આપ્યો:—" ના. જે પ્રમાણે દુર્ભેદ્ય સ્થાને આ મકાન બાંધવામાં આવ્યું છે તે જોતાં તો એમજ માલુમ પડે છે કે, આયુધ-વ્યવસાયીનું ઘર છે. શત્રુના આકસ્મિક આક્રમણથી આત્મરક્ષા કરવા માટે જળની વચ્ચે બાંધેલું છે. પ્રભુ ! આ તો ઘર નથી; પરંતુ એક સુરક્ષિત દુર્ભેદ્ય દુર્ગ છે."

સંન્યાસી બોલ્યો:—" ગોપાળદેવ ! તમારૂં અનુમાન સર્વાંશે સત્ય છે. ખરેખર આ ઘર યુદ્ધ-વ્યવસાયીનું છે. આ અહિંયાના જમીનદારનો દુર્ગ છે. આપણે સવારે જે ગામ જોઈ આવ્યા, તે આ દુર્ગસ્વામીના અધિકાર નીચે હતું. "

ગોપાળદેવે કહ્યું:—" શું દુર્ગસ્વામીના જીવતા ચોર લૂટારાઓ આટલા મ્હોટા ગામને સ્મશાન કરીને ચાલ્યા ગયા, અને તે સઘળું દુર્ગસ્વામીએ ચુપચુપ જોયા કર્યું ? "

સંન્યાસીએ કહ્યું:—" ના, એ વાતનો સ્વીકાર કરવાથી મહાવીર નરવર્મ્મા પ્રતિ અન્યાય કર્યો કહેવાય. જ્યારે લૂટારાઓ ગામ લૂંટવા માટે આવ્યા હતા, ત્યારે નરવર્મ્માએ મહાપ્રસ્થાનને માર્ગે પ્રયાણ કર્યું હતું. એ વખતે દુર્ગ સ્વામીહીન હતો. દુર્ગસ્વામીની સાથે ઢેક્કરીના+ સામંત રાજાઓનો ઘણાં વર્ષોનો વિવાદ હતો. જયાં સુધી દેશમાં રાજા હતા, રાજશક્તિ શક્તિશાળી હતી, ત્યાં સુધી દુર્બળ દુર્ગસ્વામીઓ પ્રબળના ગ્રાસમાંથી આત્મરક્ષા કરવાને સમર્થ હતા. પરંતુ જ્યારે દેશમાં સર્વત્ર અરાજકતા —અંધાધુંધી વ્યાપી રહી, ત્યારે ઢેક્કરી—રાજે અનાયાસે દુર્ગસ્વામીનો પ્રાણ લીધો. વડીલોની ભૂમિનું રક્ષણ કરવા જતાં વૃદ્ધ નરવર્મ્માએ અધિકાર લઈ પોતાનો પ્રાણ ગુમાવ્યો. ત્યારથી આ ઘર નિર્જન હતું. "

ગોપાળદેવે પુછ્યું:—" ત્યારે ગામ કોણે લૂટ્યું ? "

સંન્યાસીએ ઉત્તર આપ્યો:—" ઢેક્કરી—રાજ અવશ્ય ગામ લુટવા સારૂ આવ્યો નહોતો. ચોર લૂટારાઓએ ગામનો નાશ કર્યો છે. "

ગોપાળદેવ બોલ્યો:—" શું ગામના નવા અધિકારીએ રૈયતનું રક્ષણ કરવા સારૂ કંઈ યત્ન કર્યો નહિં ? "

સંન્યાસીએ કહ્યું—" એ વખતે ગામનો અધિકારી કોણ છે તે વિષે ગ્રામવાસીઓ પોતે પણ જાણતા નહોતા. ઢેક્કરી—રાજ નરસિંહ એ વખતે ઘણે દૂર દક્ષિણમાં સપ્તગ્રામ બંદર લૂંટવામાં રોકાયો હતો. જ્યારે તેના સૈનિકો કર ઉઘરાવવા આવતા ત્યારે ગ્રામવાસીઓ કર આપતા હતા. પરંતુ તેઓ પોતાની ઈચ્છાનુસાર કદિ પણ કોઇને કર આપતા નહોતા. તેથી વિપદ્‌ની વખતે કોઈ પણ તેમને મદદ કરવા માટે આવ્યું નહિં. "

ગોપાળદેવ બોલ્યો:—" આટલા મ્હોટા ગામના અધિવાસીઓ શું આત્મરક્ષા કરવાને સમર્થ થઈ શક્યા નહિં ? "

---

+ ઢેક્કરી—રાઢ દેશનું એક નગર. તેનું વર્તમાન નામ ઢેંકુરી છે.

સંન્યાસીએ કહ્યું—" હવે લૂટારાઓ સુશિક્ષિત સૈન્ય લઇને ગામ અથવા નગર ઉપર આક્રમણ કરે છે. તેઓના આક્રમણમાંથી "—

સંન્યાસીનું વાક્ય પૂરૂં ન થયું એટલામાં દૂરથી ઘણા જોરમાં સીસોટીનો અવાજ આવ્યો. એ સાંભળીને સંન્યાસી ગભરાઇ જઇ ઉભો થયો. પુનઃ સીસોટીનો અવાજ સંભળાયો, તે સાંભળી સંન્યાસી બોલ્યો:—"ગોપાળદેવ ! કંઇક વિપદ આવી હોય એમ જણાય છે. હું જઇને જોઈ આવું."

ગોપાળદેવે પણ ઉભા થતાં કહ્યું:—" હું પણ આપની સાથે આવું છું. "

પરંતુ તેઓ ઓરડામાંથી બ્હાર નિકળે તે પહેલાંજ ગૌર બારણામાં આવીને ઉભો રહ્યો. તે સંન્યાસીને પ્રણામ કરવા જતો હતો, પરંતુ તેને તેમ કરતો અટકાવીને સંન્યાસીએ પુછ્યું:—" ગૌર, શું થયું છે ? "

ગૌર બોલ્યો:—" પ્રભુ ! વચલા પ્રભુ આવે છે. હું તેમને કિનારે રાખીને આપને કહેવા સારૂ આવ્યો છું. "

સંન્યાસી બોલ્યો:—" તેમને કિનારે રાખીને શામાટે આવ્યો ? "

ગૌર બોલ્યો:—" કદાચ આપ કંઈ કહો તેથી તેમને ત્યાં ઉભા રાખીને આવ્યો છું. "

સંન્યાસીએ કહ્યું:—" જા, તેમને જલ્દીથી અહિંયાં લઈ આવ. "

ગૌર બ્હાર ચાલ્યો ગયો. સંન્યાસીએ વિચારમગ્ન થઈ જઇને ગૈરિક વસ્ત્રો ઉપર બખ્તર પહેરવા માંડયું, તે જોઇને ગોપાળદેવે તથા ધર્મપાળે પણ પોતપોતાનાં બખ્તર લીધાં. એટલામાં બીજા એક સંન્યાસીએ આવી સંન્યાસીને પ્રણામ કર્યા. સંન્યાસીએ તેને પૂછયું:—" અમૃત, શા સમાચાર છે ? "

આવનાર સંન્યાસીએ ઉત્તર આપ્યો:—" પ્રભુ ! મ્હોટું સંકટ આવી પડયું છે. ગોકર્ણની ગ્રામ— સ્વામિનીએ સમાચાર મોકલાવ્યા છે કે, આજ રાત્રે ગામમાં લુટારાઓ આવશે, તેમણે પ્રથમથી ખબર આપી છે. ગ્રામ-સ્વામી રઘુસિંહ બે વર્ષ પહેલાં—"

તેને વચ્ચેથીજ અટકાવીને સંન્યાસીએ કહ્યું—" તે સમાચાર મને કહેવા માટે કેમ આવ્યો ? "

નવિન સંન્યાસીએ ઉત્તર આપ્યો:—" પ્રભુ ! અન્ય કંઇ ઉપાય ન જોઇને અત્રે આવ્યો છું. આપણા ગામમાં હવે કોઈ પણ નથી. સઘળા સેવકોને લઇને અચ્યુતાનંદ ભાગીરથીને કિનારે અનાજ એકઠું કરવા

માટે ગયો છે. તે બે ત્રણ દિવસ પછી પાછો ફરશે. ”

“ગોવર્દ્ધનમાં તમે કેટલા જણ છો ?”

“એકલો હું જ હતો. એટલા માટેજ આપને સમાચાર કહેવાને આવ્યો છું. ગોકર્ણમાં સ્વામી-પુત્ર-હીના દુર્ગસ્વામિની સિવાય બીજું કોઈ મ્હોટું માણસ નથી. ઘણાખરા ગ્રામવાસીઓ દુકાળ તથા મહામારીમાં મરી ગયા છે. જેઓ બચ્યા હતા, તેઓ પણ દેશ અરાજક જોઈ, ગામ સ્વામીહીન જોઈ, દેશાવરમાં ન્હાસી ગયા છે. ગામમાં બાળકો તથા સ્ત્રીઓનો મ્હોટો ભાગ રહેલો છે. જે કેટલાક મરદો છે તેઓ શત્રુઓની સ્હામે લાંબો વખત ટકી શકે તેમ નથી.”

સંન્યાસી માથે હાથ મૂકીને બેસી ગયો. તે લાંબો નિશ્વાસ નાંખી બોલ્યો:- “અમૃત, ત્યારે શું કરીશું ?”

ગોપાળદેવ પુત્રની સાથે ઓરડાની એક બાજૂએ ઉભો રહીને સઘળી વાતચિત સાંભળતો હતો, તે આગળ આવી સંન્યાસીને સંબોધી બોલ્યો:- “પ્રભુ ! યુદ્ધવ્યવસાયમાં સમસ્ત જીવન મેં વ્યતિત કર્યું છે, અને પુત્રને પણ એજ દીક્ષા આપી છે, તેથી અમે છીએ ત્યાંસુધી આપને મદદ માટે માણસોની ખોટ પડશે નહિં.”

સંન્યાસી નીચું માથું રાખીને વિચાર કરતો હતો. તેણે ગોપાળદેવના તરફ જોઇને કહ્યું:-“ ગોપાળદેવ ! જેમણે પ્રથમથી આક્રમણના સમાચાર કહેવડાવ્યા છે, તેઓ કંઈ સાધારણ ચોર લૂટારા નહિં હોય. દેશ અરાજક થવાથી સદૈવ પ્રબળ દુર્બળનો ગ્રાસ કરે છે, તેને જ અરાજકતા કહેવામાં આવે છે. રઘુસિંહની વિધવાને અનાથ તથા આશ્રયહીન જોઇને તેના અધિકાર તરફ પાડોસના ઘણા સામંતોની લોભી દૃષ્ટિ પડી છે. તેઓ જ દેશના ચોર લૂટારાઓ છે. નિર્બળ રાજશક્તિ જ્યારે અત્યાચારી જમીનદારોને કાબુમાં રાખી શકતી નથી, ત્યારે સર્વ દેશોમાં આ પ્રમાણેની જ સ્થિતિ ઉપસ્થિત થાય છે. અમૃત ! ગોકર્ણ લૂંટવાને કોણ આવે છે ?”

“શ્રીપુરનો નારાયણ ઘોસ.”

“વાસુદેવ ઘોસનો પુત્ર ?”

“હા.”

સંન્યાસી બોલ્યો:-“ગોપાળદેવ ! સેંકડો સુશિક્ષિત બખ્તરવાળા સૈનિકોનું સૈન્ય લઇને નારાયણ ઘોસ ગોકર્ણ લૂટવાને આવશે. આપણે ચાર જણ તેઓને ક્યાં સુધી રોકી રાખીશું ?”

ગોપાળદેવ બોલ્યોઃ—"પ્રભુ ! બીજું કંઈ થઈ શકશે કે નહિં, પણ એકવાર તો તેઓને રોકીશું. ગોકર્ણમાં શું દુર્ગ છે ?"

સંન્યાસીએ ઉત્તર આપ્યોઃ—"હા, છે. પરંતુ તે કંઈ ન્હાનો નથી. તે દુર્ગનું રક્ષણ કરવા સારૂ ઘણા માણસોની જરૂર છે."

"ગામમાં કેટલા જણ અસ્ત્ર ધારણ કરી શકે એમ છે ?"

"પચીશ કરતાં વધારે નહિં નિકળે."

"એટલાં બસ થશે. શું પાસે કોઈ ઠેકાણેથી મદદ મળી શકે એમ છે ?"

"હા, જો ઉદ્ધારણપુરમાં સમાચાર મોકલવામાં આવે તો કદાચ મળી શકે. પરંતુ ત્યાં સમાચાર કહેવાને કોણ જશે"?

"કેમ, ગૌર છે ને ?"

"એ તો ભયથી રસ્તામાં જ મરી જશે."

"ત્યારે આપના શિષ્યને જ ઉદ્ધારણપુરમાં મોકલો. આપણે ત્રણ જણ ગ્રામવાસીઓની સહાયતાથી સમસ્ત રાત્રિ દુર્ગનું રક્ષણ કરીશું."

"થઈ શકશે શું ?"

"કરવુંજ જોઇશે. વિલમ્બ કરવાનું કાંઈ પ્રયોજન નથી. અહિંયાંથી ગોકર્ણ કેટલું દૂર હશે ?"

"લગભગ ત્રણ ગાઉ હશે."

"ઘણું સારૂં. ચાલો, અત્યારે જ પ્રયાણ કરીએ."

ગૌર તેઓને મછવામાં બેસાડી કિનારે મૂકી આવ્યો. ગોપાળદેવે કિનારે આવીને જોયું કે, તેમના અશ્વોની સાથે બીજા પણ બે અશ્વો બાંધેલા છે. ચારે જણ ઘોડેસ્વાર થઇને નિર્જન ગામના માર્ગે ચાલ્યા. રાજમાર્ગમાં આવતાં નવિન સંન્યાસીએ તેઓની પાસેથી વિદાય લઇને દક્ષિણ તરફનો રસ્તો લીધો. તેઓ ત્રણે જણ ઝડપથી અશ્વો દોડાવતા ઉત્તર તરફ પ્રયાણ કરવા લાગ્યા. એક ગાઉનો માર્ગ કાપ્યા પછી સંન્યાસીએ સપ્તગ્રામનો રાજમાર્ગ ત્યજી દીધો. રસ્તાની બન્ને બાજૂએ આંબા તથા બાવળનું ઘાડું વન આવેલું હતું. તેમાં થઇને એક વાંકો સાંકડો માર્ગ પશ્ચિમ દિશા તરફ ગયો હતો. ત્રણે જણ એ જ માર્ગે ચાલ્યા. ગોપાળદેવે વિસ્મિત થઇને જોયું કે, લાંબા માર્ગમાં ક્યાંય મનુષ્યના રહેઠાણનું નામ નિશાન સુદ્ધાં જણાતું નથી; ઠેકાણે ઠેકાણે તાલ, તમાલ, આંબલીની ઘનઘોર છાયામાંથી ન્હાના ન્હાના ગામનાં ખંડેરો નજરે પડે છે. માર્ગ વનથી મુક્ત થઈ જઇને એક પુરાતન નદીગર્ભની પાસે થઇને ચાલ્યો જાય છે.

સંન્યાસીએ આંગળી દેખાડી કહ્યું:—" ગોપાળદેવ, જુઓ, આ જ ભાગીરથીનો પુરાતન ગર્ભ છે. "

માર્ગની બન્ને બાજૂએ ગહન અરણ્ય આવેલું હતું, વેતસી લતાના ઘન આચ્છાદનથી આચ્છાદિત થઇ રહ્યું હતું. સંધ્યા થવા પૂર્વે સંન્યાસીએ પૂછ્યું:—" કોણ ? "

ગોપાળદેવે વિસ્મિત થઇને ચોતરફ નજર કરી, પરંતુ કંઇ દેખાયું નહિં. તેણે આશ્ચર્ય પામી સંન્યાસીને પૂછ્યું:—" પ્રભુ, કોની સાથે વાર્ત્તાલાપ કરો છો ? "

સંન્યાસીએ કંઈ પણ ઉત્તર આપ્યા વિના તેના તરફ મ્હોં ફેરવ્યું. ગોપાળદેવે જોયું કે, બે હાથ લાંબું તીર સંન્યાસીની પાઘડીમાં પેસી ગયું છે. ત્રણે જણના જીનની સાથે લોખંડી ટોપીઓ બાંધેલી હતી. તેમણે કંઈ પણ બોલ્યા વિના પાઘડીઓ કાઢી નાંખીને લોખંડી ટોપીઓ માથે પહેરી લીધી. ઘન આમ્રકુંજમાંથી ઉત્તર આવ્યો—" તમે કોણ છો ? "

સંન્યાસીએ હસીને ઉત્તર આપ્યો:—" ભય નથી, હું વિશ્વાનંદ છું. "

અંધકારમાંથી એક બખ્તરવાળી મનુષ્યાકૃતિ બહાર આવી. સંન્યાસીએ મસ્તિષ્ક ઉપરથી ટોપી ઉતારી નાંખી પોતાનું મ્હોં દેખાડ્યું. તે માણસે પ્રણામ કરીને કહ્યું:—" પ્રભુ ! અપરાધ ક્ષમા કરજો. ગ્રામસ્વામિની આપની જ રાહ જુએ છે. "

તે માણસે વસ્ત્રમાંથી વાંસની બનાવેલી સિસોટી બ્હાર કાઢીને વગાડી. તે સાંભળીને તેનાજ જેવા ચાર પાંચ જણ બખ્તરવાળા પુરૂષો હાથમાં ધનુષ્ય બાણ લઇને ઝાડ ઉપરથી નીચે ઉતર્યા. પ્રથમ બખ્તરવાળા પુરૂષે તેમનામાંથી એક જણને સંબોધી કહ્યું:—" કેદાર ! ગોવર્દ્ધનમાંથી પ્રભુ આવ્યા છે. તું તેમને દુર્ગમાં લઇ જા." સૈનિક માર્ગ દેખાડતો આગળ ચાલ્યો. ત્રણે જણ તેની પાછળ ચાલ્યા.

આમ્રકુંજથી થોડેજ દૂર નદીગર્ભમાં ન્હાનો દુર્ગ આવેલો હતો. જ્યારે ભાગીરથી આ માર્ગે થઇને વહેતી હતી, ત્યારે નદીએ વાંકી વળીને આ સ્થળે એક ખૂણો પાડ્યો હતો, એ ખૂણા ઉપરજ આ દુર્ગ બાંધેલો હતો. દુર્ગની ચોતરફ ઇંટોનો કોટ બાંધી લેવામાં આવ્યો હતો. કોટની બે બાજૂએ નદી, બીજી બે બાજૂએ ખાઇ અને ખાઇની પેલી તરફ આમ્ર તથા વેણુકુંજથી વિંટળાયેલું ગોકર્ણ ગામ હતું. ખાઈની ઉપર લાકડાનો બનાવેલો એક ન્હાનો પુલ હતો. દુર્ગવાસીઓએ શત્રુના આગમનના

ભયથી તે લઈ લીધો હતો. પૂલને બદલે બે મ્હોટા વાંસ મૂકેલા હતા. ઘોડેસ્વારોને જોઇને દુર્ગમાંથી એક જણે પૂછ્યું:—" કોણ આવે છે ? "

માર્ગ દેખાડનાર માણસે ઉત્તર આપ્યો:—" હું કેદાર છું. ગોવર્દ્ધન-મઠમાંથી પ્રભુ વિશ્વાનંદ આવ્યા છે, પૂલ નાંખો. "

તે માણસે દુર્ગમાંથી ઉત્તર આપ્યો:—" મહારાણીની રજા સિવાય પૂલ નાંખી શકાય એમ નથી. તમે ઉભા રહો. " થોડીવારમાં પાછા આવીને તેણે કહ્યું:—" પૂલ નાંખું છું. "

લોખંડની સાંકળોથી બાંધેલો પૂલ ધીમે ધીમે નંખાયો. સૂર્યાસ્ત થયા પછી ત્રણે ઘોડેસ્વારો ગોકર્ણ દુર્ગમાં આવ્યા.

## પ્રકરણ ૪ થું.

### આગમાં.

ત્રણે જણે દુર્ગમાં આવીને જોયું કે, રસ્તાની બન્ને બાજૂએ બખ્તર પહેરીને કેટલાક યોદ્ધાઓ ઉભા રહ્યા છે. તોરણની સન્મુખ એક વયોવૃદ્ધ યોદ્ધો તેમની રાહ જોતો ઉભો હતો તે પહેલાં સંન્યાસીને ઓળખી શકયો નહિ. કેમકે એ વખતે ઘણુંજ અંધારૂં થઈ ગયું હતું. સંન્યાસી એ સ્હમજી ગયો અને તેણે એક ડગલું આગળ વધીને કહ્યું:—" હું વિશ્વાનંદ છું; અને ગોવર્દ્ધનમઠમાંથી આવું છું. "

તે વૃદ્ધ નામ સાંભળતાંજ પ્રણામ કરીને બોલ્યો:—" પ્રભુ, ક્ષમા કરજો. મેં આપને કદિ પણ બખ્તર પહેરતાં જોયા નથી, તેથી હું આપને ઓળખી ન શકયો. "

સંન્યાસીએ સ્હેજ હસીને કહ્યું:—" તેમાં શું થઈ ગયું ? હું ધારૂં છું કે, તમે ઉદ્ધવઘોસ છો ? "

વૃદ્ધે ઉત્તર આપ્યો:—" જી હા. "

સંન્યાસીએ કહ્યું:—"હાલ દેશની જેવી અવસ્થા થઇ છે, જેવો સમય આવ્યો છે, એવી વખતે સંન્યાસી અસ્ત્ર શસ્ત્ર ધારણ કરે એમાં કંઇ નવાઈ નથી. ઘણા સંન્યાસીઓએ બખ્તર ધારણ કર્યા છે, તેમને આત્મકાર્યનો ત્યાગ કરીને દેશકાર્યને માટે અસ્ત્ર ધારણ કરવાની ફરજ પડી છે. આજે મારે પણ આ વૃદ્ધ ઉમ્મરે બખ્તર પહેરવું પડયું છે. ઉદ્ધવ, આજે ગોવર્દ્ધન

મઠમાં એવું કોઇ નથી કે જેને પ્રાતઃસ્મરણીય રઘુસિંહના આશ્રયહીન કુટુમ્બને મદદ કરવા માટે લઇ આવું. હું વિશ્વાનંદ,—મેં ઘણાજ અહંકારમાં કહ્યું હતું કે, જ્યાં સુધી ગોવર્દ્ધનમઠનું અસ્તિત્વ છે, ત્યાં સુધી દેશમાં મદદ માટે લોકોની ખોટ પડશે નહિ. પરંતુ આજે હું પણ નિરૂપાય, નિઃસહાય છું. અમૃતે આવીને કહ્યું કે, ગોકર્ણમાં લૂંટારાઓ આવે છે અને તે બીજા કોઇ નહિ, પણ વાસુદેવ ઘોસનો પુત્ર નારાયણ ઘોસ આવે છે. જો કદાપિ નારાયણ ઘોસને બદલે તેનો પિતા આવત તોપણ હું ગભરાત નહિ. પરંતુ શું કરૂં, આજે હું અશક્ત છું. મઠમાં કોઇ નથી. સઘળાં ભાગીરથીને કિનારે અનાજ એકઠું કરવા ગયાં છે. ”

ઉદ્ધવ બોલ્યોઃ—“ પ્રભુ ! અમે આપના ઉપર વિશ્વાસ રાખીને ગામનાં આબાલ-વૃદ્ધ-વનિતાને લઇ આવી તેઓને દુર્ગમાં આશ્રય આપ્યો છે તેઓનું શું થશે ? આપના શિષ્યોની આશાથી મહારાણી પોતેજ દુર્ગનું રક્ષણ કરવા માટે તૈયાર થયાં છે; પરંતુ દુર્ગમાં ત્રીસ જણા કરતાં વધારે અસ્ત્રધારી સૈનિકો નથી. હવે શું કરીશું, પ્રભુ ? ”

સંન્યાસીએ કહ્યું:—“ ઉદ્ધવ, નારાયણ જે કરે તે ખરૂં. કંઈ ચિન્તા કરવા જેવું નથી. મેં અમૃતને ત્વરિત ચાલનો અશ્વ આપીને ઉદ્ધારણપૂરમાં મોકલ્યો છે. તે ઢેક્કરી-રાજનું સૈન્ય લઇને સત્વર આપણો ઉદ્ધાર કરવા સારૂ આવી પહોંચશે. તેઓ જ્યાં સુધી આવી ન પહોંચે, ત્યાં સુધી આપણે આપણો બચાવ કરવો પડશે. તમારૂં રક્ષણ કરવા માટે એક મહાપુરૂષની મદદ મળી ગઈ છે. વરેન્દ્ર મંડળના સામંતચક્રચૂડામણિ ગોપાળદેવનું નામ સાંભળ્યું છે કે ? મહારાજ ગોપાળદેવ પોતે તથા યુવરાજ ધર્મપાલદેવ તારી આગળ ઉપસ્થિત છે. તેમનો યથોચિત સત્કાર કર. ”

ગોપાળદેવે અટકાવીને કહ્યું:—“ પ્રભુ, સત્કાર કરવાની કંઈ જરૂર નથી. આ સત્કાર કરવાનો સમય નથી. ક્ષાત્રધર્મનું પાલન કરવામાં ક્ષત્રિય કદિ પણ પાછી પ્હાની કરતો નથી. રાત્રિ પડવા આવી છે. જોતજોતામાં શત્રુનું સૈન્ય આવી પહોંચશે. સૌથી પહેલાં દુર્ગનું રક્ષણ કરવાની વ્યવસ્થા કરવી જોઇએ. ”

ઉદ્ધવઘોસે અભિવંદન કરતાં કહ્યું:—“ મહાનુભવ, ગૌડબંગાળામાં એવું કોણ છે કે જેણે આપના બલવીર્યની વાત સાંભળી ન હોય ? જ્યારે આપ આવ્યા છો ત્યારે ગોકર્ણને કંઇ ભય નથી. પ્રભુ ! આપ પોતે દુર્ગનું રક્ષણ કરવાનો ભાર લ્યો. હું મહારાણીને આપના આગમનના સમાચાર કહી આવું. ”

વૃદ્ધ ઉદ્ધવઘોસ અભિવંદન કરીને ચાલ્યો ગયો. ત્રણે આવનારાઓ દુર્ગની ચોતરફ ફરવા લાગ્યા. તેમણે જોયું કે, દુર્ગની દિવાલોમાં સમારકામ કરી લેવામાં આવ્યું છે, દિવાલની પાસે ઠેકાણે ઠેકાણે મ્હોટા તાવડાઓમાં શત્રુ સૈન્યનો સત્કાર કરવા સારૂ તેલ ઉન્હું કરવામાં આવે છે, બખ્તરથી સજ્જિત થયેલું સૈન્ય સરખીહારમાં ઉભું રહીને ખાઇની પેલી તરફ ધ્યાન રાખે છે, અને દિવાલની પાસે અસ્ત્રશસ્ત્ર ગોઠવીને તૈયાર રાખે છે. એ સઘળું જોઇને ગોપાળદેવ ઘણો સંતુષ્ટ થયો. એટલામાં ઉદ્ધવઘોસ પાછો આવીને બોલ્યોઃ– " પ્રભુ, મહારાણી આપની રાહ જુએ છે. "

દુર્ગની વચ્ચે દુર્ગસ્વામીનું મકાન હતું. બારણાં ઉપર પડદો નાંખેલો હતો, પાસે એક દાસી હાથમાં દીવો લઇને ઉભી રહી હતી. ઉદ્ધવઘોસની પાછળ પાછળ ગોપાળદેવ, ધર્મપાળ તથા સંન્યાસી દ્વારની આગળ આવીને ઉભા રહ્યા.

ઉદ્ધવ બોલ્યોઃ—" મહારાણી, પ્રભુ વિશ્વાનંદ તથા વરેન્દ્રપતિ મહારાજ ગોપાળદેવ પુત્ર સહિત આવી પહોંચ્યા છે."

પડદાની પાછળથી ઉત્તર આવ્યોઃ—" પ્રભુ, આપની આશા ઉપર અમે હજી પણ ઉત્તર રાઢમાં રહીએ છીએ. મારી અવસ્થા વિષે હું બીજું શું કહું ? મેં સાંભળ્યું છે કે, વરેન્દ્રરાજ પોતે મારી મદદે આવી પહોંચ્યા છે. તેમના હાથમાં આત્મસમર્પણ કરીને અમે નિશ્ચિંત થયા છીએ. જો કદાચ જરૂર પડશે તો રઘુસિંહની વિધવા, પિતૃહીના કલ્યાણી તથા ગોકર્ણની સઘળી કુલવધૂઓ ધર્મનું રક્ષણ કરવા માટે અસ્ત્ર ધારણ કરશે."

સંન્યાસીએ ઉત્તર આપ્યોઃ—" માજી, કંઇ ચિન્તા નથી. રઘુસિંહના દુર્ગમાં પુરૂષોનો અભાવ છે, ગોવર્દ્ધન મઠમાં માણસોનો અભાવ છે, સઘળી ભગવાનની ઇચ્છા; પરંતુ વૃદ્ધ વિશ્વાનંદ જ્યાં સુધી જીવતો છે, ત્યાં સુધી આપને અસ્ત્ર ધારણ કરવાની જરૂર નથી."

ગોપાળદેવે કહ્યુંઃ—" ઉદ્ધવદેવ, મહારાણીને જણાવો કે, ગોપાળ અથવા ધર્મપાળ જીવતા છે, ત્યાં સુધી ગોકર્ણદુર્ગમાં શત્રુનું સૈન્ય પ્રવેશ કરી શકશે નહિ."

ઉદ્ધવને કંઈ કહેવું પડયું નહિ, પડદાની પાછળથી ઉત્તર આવ્યોઃ— " ભગવાન આપને વિજય આપો."

દાસી દીવો લઇને ઘરમાં જતી રહી. સંન્યાસીની સાથે ઉદ્ધવ, ગોપાળદેવ તથા ધર્મપાળ દુર્ગના તોરણ તરફ ચાલ્યા. રસ્તામાં ગોપાળદેવે પૂછ્યુંઃ–

"ઉદ્ધવદેવ, શત્રુની ગતિવિધિની તપાસ રાખવા માટે દુર્ગ બહાર આપના માણસો છે, તે અમે જોયાં. શું બીજે કોઈ ઠેકાણે માણસો મૂક્યાં છે?"

ઉદ્ધવદેવે ઉત્તર આપ્યો:—"હા, મૂક્યાં છે. રણગ્રામના ઘાટ ઉપર પાંચ સૈનિકો સંતાઈ રહ્યા છે. તેઓ શત્રુસૈન્યની સ્હામે થઈ શકશે નહિ; પરંતુ સૈન્ય ઉતરતું જોઇને સત્વર આવીને આપણને સમાચાર આપશે."

"શું બીજે કોઈ ઠેકાણેથી આવવાનો રસ્તો નથી?"

"ઉત્તરમાંથી આવતાં રણગ્રામ સિવાય બીજે કોઈ પણ ઠેકાણેથી ભાગીરથી પાર કરી શકાય તેમ નથી."

"ઘણું સારૂં. શું રણગ્રામમાં મનુષ્યોનાં ઘર નથી?"

"છે, પણ મનુષ્યો નથી."

જોતજોતામાં ચોતરફ અંધારૂં થઈ ગયું. દુર્ગમાં ઠેકાણે ઠેકાણે દીવા થઈ ગયા, પરંતુ ગોપાળદેવે તે ઓલવી નાંખવાની આજ્ઞા કરી. ગાઢ અંધકારમાં નિઃસ્તબ્ધ બની ગોકર્ણવાસીઓ શત્રુના આવવાની રાહ જોવા લાગ્યા.

તોરણની પાસે ઉભા રહીને ત્રણે જણ શત્રુ સૈન્યના આગમનની રાહ જોતા હતા. એટલામાં અચાનક આમ્રકુંજમાંથી એક દીવો દેખાયો. બીજી જ પળે ખાઇને કિનારે ઉભા રહીને કોઇ બોલી ઉઠયું:—"બારણા આગળ કોણ છે?"

ઉત્તર મળ્યો:—"કોણ?"

"હું કેદાર છું."

"કેમ, શું સમાચાર છે?"

"રણગ્રામથી માણસો આવ્યા છે."

"અંદર આવવાનું કહે."

"બ્હારની ચોકી રહે કે ઉઠી જાય?"

"હમણાં રહો."

વાંસડાઓની મદદથી ચાર પાંચ માણસો ખાઈ ઓળંગીને તોરણના બારણાના ન્હાના માર્ગે થઇને દુર્ગમાં આવ્યા. ઉદ્ધવ, ગોપાળદેવ તથા સંન્યાસી તોરણની પાછળ જ ઉભા હતા. ગોપાળદેવે તેઓને પૂછવા માંડયું: "કેટલા માણસો આવ્યા છે?"

"આઠસો નવસો છે."

"સઘળા કિનારે ઉતરી ગયા છે?"

"છેલ્લી નૌકા રણગ્રામના ઘાટ આગળ આવી એટલે અમે ચાલ્યા આવ્યા છીએ."

"એ વખતે કેટલો સમય થયો હતો?"

"સંધ્યાકાળ થવા પહેલાં થોડીવારે."

"બહુ સારૂં. તમે થોડા જણ અહિં જ રહો. ઉદ્ધવદેવ! બ્હારની ચોકી ઉઠાડી લ્યો."

એક જણ વાંસડાઓની મદદથી ખાઈ ઓળંગી ચાલ્યો ગયો અને ક્ષણવારમાં પાંચ સૈનિકોને લઇને દુર્ગમાં આવી પહોંચ્યો.

ગોપાળદેવે પુત્રને સંબોધી કહ્યું:—"ધર્મ! આ પાંચ સૈનિકોને લઇને તું અંતઃપુરનું રક્ષણ કરવા માટે ચાલ્યો જા."

ધર્મપાળે કહ્યું:—"અત્યારથી અંતઃપુરમાં સૈન્ય મોકલવાની શી જરૂર છે?"

ગોપાળદેવે ઉત્તર આપ્યો:—"અંતઃપુર અરક્ષિત છે. તું આ લોકોને લઈ જઈ દુર્ગસ્વામિનીના ગૃહદ્વાર આગળ ઉભો રહે. કિલ્લાનું રક્ષણ કરવા માટે તેમની કદાપિ જરૂર પડશે તો હું તને ખબર આપીશ."

પિતાને પ્રણામ કરી પાંચ સૈનિકોને સાથે લઈ ધર્મપાળે તોરણનો ત્યાગ કર્યો. એ વખતે દૂરથી ઉજ્જવળ પ્રકાશ દેખાયો. દુર્ગવાસીઓ સ્હમજી ગયા કે, શત્રુનું સૈન્ય આવી પહોંચ્યું છે. પ્રકાશ પાસે આવતાં ગોપાળદેવે દીવાના અજવાળામાં જોયું કે, લગભગ સહસ્ર બખ્તરવાળા સૈનિકો દુર્ગ તરફ ચાલ્યા આવે છે. સૌથી આગળ એક ઘોડેસ્વાર હતો અને તેની પાછળ બખ્તરવાળા યોદ્ધાઓ ચાલ્યા આવતા હતા. લગ્નની જાનની માફક એ સૈન્ય અત્યંત અવ્યવસ્થિત રીતે દુર્ગદ્વાર આગળ આવી પહોંચ્યું. તેઓને જોતાં એમ માલૂમ પડતું હતું કે, તેઓ યુદ્ધ કરવા આવ્યા નથી, પણ લગ્નમાં મોજમજાહ ભોગવવાને આવ્યા છે.

એક જણ ઘોડેસ્વાર તોરણની સ્હામે ખાઇને કાંઠે ઉભો રહીને મ્હોટેથી બોલ્યો:—"દુર્ગમાં કોણ છે?" તોરણ મુક્ત કરો. ઉદ્ધવઘોસ ક્યાં છે?"

ઉદ્ધવઘોસ તોરણની પાછળ જ ઉભો હતો. તેણે ઉત્તર આપ્યો:—"દુર્ગસ્વામિનીની આજ્ઞાથી તોરણનાં દ્વાર બંધ છે."

તે ઘોડેસ્વારે કહ્યું:—"જલ્દીથી બારણાં ઉઘાડ, નહિ તો તને તથા તારી દુર્ગસ્વામિનીને કુતરાના મ્હોતે મરવું પડશે. તમે ધારતા હશો કે ગોવર્દ્ધન મઠનો સંન્યાસી આવીને તમારૂં રક્ષણ કરશે. પણ, તમને ખબર નથી કે, એ વૃદ્ધ શૃગાલ વિશ્વાનંદ હવે દેશમાં નથી?"

સંન્યાસીએ કોટ ઉપર આવીને કહ્યું:—"નારાયણ, દંતહીન વૃદ્ધ શૃગાલ દેશમાં જ છે. જો ભલું ઇચ્છતો હોય તો પાછો ચાલ્યો જા."

સંન્યાસીનો સ્વર સાંભળીને ઘોડેસ્વાર ક્રોધથી ઉન્મત્ત જેવો થઇ ગયો. તે બોલી ઉઠયો:—" વૃદ્ધ, તને ઘણીવાર મેં જવા દીધો છે; પરંતુ આ વખતે તને તારા માણસોની સાથે ગોવર્દ્ધન મઠમાં પૂરીને મારીશ."

સંન્યાસીએ કહ્યું:—" નારાયણ, વૃદ્ધ શૃગાલની ગતિ રોકી શકાય તેવી નથી, તેને ઉત્તેજીત કરતો નહિ."

એ સમયે ગોપાળદેવે નીચેથી કહ્યું:—" પ્રભુ ! વાક્યુદ્ધ કરવાની કંઈ જરૂર નથી. આપ નીચે ઉતરી આવો."

પોતાના કાર્યમાં અડચણ પડેલી જોઇને નારાયણ ઘોસ ક્રોધથી અધીર થઈ ગયો અને તેણે દુર્ગ ઉપર આક્રમણ કરવાની આજ્ઞા આપી. વાંસડાઓનો પૂલ બનાવવામાં આવ્યો; પરંતુ પૂલ ઓળંગીને જેવું શત્રુઓનું સૈન્ય દુર્ગની નીચે આવ્યું કે તરત જ ઉપરથી ઉકળતું તેલ અગ્નિની માફક તેઓના ઉપર પડવા લાગ્યું. શત્રુના સૈન્યમાં ભંગાણ પડ્યું અને સૈનિકો પલાયન કરવા લાગ્યા. ત્યાર પછી એકજ વખતે ચાર ઠેકાણે ચાર પૂલ મૂકી નારાયણ ઘોસનું સૈન્ય ખાઈ ઓળંગવા માટે પ્રયત્ન કરવા લાગ્યું. પરંતુ ઉકળતા તેલથી તેમજ દુર્ગવાસીઓના તીરના સખ્ત મારાથી તેઓને ન્હાસવાની ફરજ પડી. એ પ્રમાણે ચાર વાર નિષ્ફળતા મેળવીને નારાયણ ઘોસ પુનઃ દુર્ગ ઉપર આક્રમણ ન કરતાં ખસી ગયો. થોડીવારમાં ગામમાં આગ દેખાવા લાગી. વિદ્યુતના વેગે એક ઘરથી બીજા ઘરમાં આગ પ્રસરવા લાગી. ક્યાંકથી પ્રબળ વાયુએ આવીને અગ્નિને મદદ કરી. ગામમાંથી સેંકડો પશુની ચિચિયારીઓ સંભળાવા લાગી, તે સાંભળી દુર્ગવાસીઓમાં હાહાકાર વ્યાપી રહ્યો. જ્યારે દુર્ગવાસીઓ ગૃહદાહ તથા ગૃહપાલિત પશુઓની ચિચિયારીઓથી વ્યાકુળ થઇ ઉઠયા, ત્યારે લાગ જોઇને શત્રુ સૈન્યે પુનઃ દુર્ગ ઉપર આક્રમણ કર્યું. ચોતરફથી આક્રમણ થવાથી દુર્ગનું રક્ષણ કરનાર સૈન્ય ગભરાઇ ગયું. સંન્યાસી ગોપાળદેવ તથા ઉદ્ધવઘોસ ત્રણ ઠેકાણેથી કાર્ય સંભાળતા હતા. શત્રુસૈન્યે વારંવાર દુર્ગની દીવાલો ઉપર આક્રમણ કર્યું, છતાં તેઓ દુર્ગમાં પ્રવેશ કરી ન શકયા.

ગામનાં મકાનોમાં આગ લાગી તે વખતે પ્રબળ વાયુના ઝપાટા લાગવા માંડયા હતા. અગ્નિની જ્વાળાઓએ ઝડપથી એક ઘરમાંથી બીજા ઘરમાં જઇને સમસ્ત ગામને ભસ્મિભૂત કરી નાંખ્યું. અંતે વાયુની મદદથી અગ્નિની જ્વાળાઓ દુર્ગમાં આવવા લાગી. રમણીઓ તથા બાળકો યથાશક્તિ યત્ન કરી આગ ઓલવવા લાગ્યા. પરંતુ તેમના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા.

દુર્ગમાંની પર્ણશાળાઓ સળગી ઉઠી. જોતજોતામાં મકાનનાં બારણાં તેમજ બારીઓ સળગી ઉઠી. પુરમહિલાઓ ગભરાઇને બહાર નીકળી ગઈ. ધર્મપાળ પાંચ સૈનિકો લઇને દ્વાર આગળ ઉભો રહ્યો હતો. તેને જોઇને દુર્ગસ્વામિનીએ પૂછ્યું:-"તમે કોણ છો ?"

ધર્મપાળે ઉત્તર આપ્યો:—"માજી ! હું ધર્મપાળ,-ગોપાળદેવનો પુત્ર છું."

"અહિંયાં શા માટે ઉભો છે ?"

"પિતાએ મને અંતઃપુરનું રક્ષણ કરવા માટે મૂક્યો છે."

"બાપુ, અંતઃપુર તો હવે રહ્યું નથી. તું પાંચે સૈનિકોને કિલ્લામાં મોકલી દે."

ધર્મપાળની આજ્ઞાથી સૈનિકો કિલ્લા ઉપર ચાલ્યા ગયા.

દુર્ગસ્વામિનીએ કહ્યું:—"પુત્ર ! અમે અમારૂં રક્ષણ કરી શકીશું; પરંતુ આ બાલિકા ભયથી ગભરાઈ ગઈ છે તું તારાથી બને તે પ્રમાણે તેનું રક્ષણ કર." એમ કહીને તેણે તેની પાછળ સંતાઇ રહેલી ભયથી વ્યાકુળ થઈ ગયેલી કન્યા તરફ આંગળી દેખાડી. ધર્મપાળે અભિવંદન કરીને પોતાની સંમતિ દેખાડી. એ સમયે શત્રુ સૈન્યના ભીષણ જયધ્વનિથી ન્હાનો દુર્ગ કંપી ઉઠ્યો. તેમણે ત્રણ ઠેકાણે નિસરણીઓ મૂકી દુર્ગના કોટ ઉપર અધિકાર મેળવ્યો. દુર્ગનું રક્ષણ કરનાર મુઠ્ઠીભર સૈનિકો તેઓને હઠાવી શક્યા નહિ.

યુદ્ધ સમાપ્ત થવા આવ્યું છે એ જોઇને ગોપાળદેવ સૈનિકોને એકઠા કરી ધીમે ધીમે પાછળ હઠવા લાગ્યો. દુર્ગમાં ઠેકાણે ઠેકાણેથી વૃદ્ધ, બાળક તથા રમણીઓ દુર્ગસ્વામિનીના બળી ગયેલા ઘર તરફ ન્હાસવા લાગ્યાં. દુર્ગ-સ્વામિનીએ ધર્મપાળને કહ્યું:—"પુત્ર ! હવે તું કલ્યાણીનું રક્ષણ કર. નદી કિનારે આમ્રકુંજમાં બે અશ્વો તૈયાર છે, શત્રુ સૈન્ય એ તરફ નથી. જો ખાઈ ઓળંગી શકાય તો રક્ષણ થઈ શકશે. અમારી ચિન્તા કરીશ નહિ."

ધર્મપાળ વિના વિલમ્બે બેભાન કલ્યાણીને ખભે લઈ ખાઈની પાસે આવેલી બારી આગળ જઇને ઉભો રહ્યો. તેણે જોયું કે, હજી પણ ગામમાં અગ્નિ બળે છે; પરંતુ ત્યાં આગળ શત્રુસૈન્ય નહોતું. એ સમયે દુર્ગમાં શત્રુસૈન્યે જયધ્વનિ કર્યો. ધર્મપાળે ધાર્યું કે, દુર્ગના સૈન્યે આત્મસમર્પણ કર્યું. તે કમ્મરબંધ જોરથી બાંધી કલ્યાણીને ખભે લઇ બારીના માર્ગેથી કૂદી પડ્યો. જ્યારે તે અધવચ્ચ આવ્યો, ત્યારે કોઇનો પરિચિત સ્વર તેના સાંભળવામાં આવ્યો:-"ભય નથી, ભય નથી."

# પ્રકરણ ૫ મું.

## વિપદ્‌માંથી ઉદ્ધાર.

નારાયણ ઘોસનું સૈન્ય જ્યારે જયોલ્લાસમાં ઉન્મત્ત બની જઇને લૂંટ ચલાવતું હતું, ત્યારે દુર્ગ બહાર બે ત્રણ વાર સિસોટીનો અવાજ થયો. તે સાંભળવા છતાં પણ શત્રુ સૈન્યે તેના તરફ દુર્લક્ષ્ય કર્યું. તેણે દુર્ગ ઉપર અધિકાર મેળવીને પૂલ પાડી નાંખ્યો હતો. બહાર વધારે માણસો રહ્યા નહોતા. સંન્યાસી તથા ગોપાળદેવ ઉદ્ધવઘોસ, રમણીઓ તથા બાળકોનું રક્ષણ કરવા માટે યત્ન કરતા હતા. તેઓની સાથે નવ દશ દુર્ગનું રક્ષણ કરનાર સૈનિકો પણ યુદ્ધ કરતા હતા. શત્રુસૈન્ય તેમના તરફ ધ્યાન ન આપતાં લૂંટ ચલાવવામાં રોકાઈ ગયું હતું અને તેથી જ તેઓ આત્મ-રક્ષા કરવાને સમર્થ થયા હતા.

ત્રીજીવાર સિસોટીનો અવાજ સાંભળતાં જ શત્રુ સૈન્ય બૂમ પાડી ઉઠ્યું. તેમના અવાજને દાબી દઇ સેંકડો અશ્વોનાં પગલાંનો અવાજ દુર્ગ-વાસીઓના સાંભળવામાં આવ્યો. ક્ષણવારમાં સ્થિતિ બદલાઇ ગઇ. વિજયી તથા પરાજિત સૈન્ય એક પળને માટે નવા આવનાર સૈન્ય તરફ જોઈ રહ્યું; ત્યાર પછી વિજયી સૈન્ય પલાયન કરવા લાગ્યું અને પરાજિત સૈન્યે તેમની પુંઠ પકડી. ઘોડેસ્વારોની ટુકડીના મોખરે એક ગૈરિક વસ્ત્રધારી યોદ્ધો અશ્વ ઉપર ઉભો થઇને ઉંચ સ્વરે કહેતો હતોઃ—"ભય નથી, ભય નથી, દુર્ગનું રક્ષણ થયું છે." બારીમાંથી કૂદી પડતી વખતે એ જ અવાજ ધર્મપાળના સાંભળવામાં આવ્યો હતો.

તેને જોઈ, તેની વાત સાંભળી સંન્યાસી દૂરથી જ બૂમ પાડી ઉઠયોઃ— "અમૃત ! કોઈ ન્હાસી જઈ શકે નહિ, દુર્ગના તોરણનું રક્ષણ કર."

ઘોડેસ્વાર તેનો કંઠસ્વર સાંભળીને પાસે આવ્યો અને અશ્વ ઉપરથી ઉતરી સંન્યાસીને પ્રણામ કર્યા. આવનારે સંન્યાસીને જણાવ્યું કે, સહસ્ર ઘોડેસ્વારો-નો માત્ર ત્રીજો જ ભાગ દુર્ગમાં આવ્યો છે, બાકીનું સૈન્ય લઇને ઉદ્ધારણ-પુરના કમળસિંહ દુર્ગની બહાર ઉભા રહ્યા છે. મઠનું સૈન્ય ભાગીરથીને કિનારેથી પાછું ફર્યું છે. તેઓ પગે ચાલતા આવે છે.

ભીષણ યુદ્ધ એ વખતે સમાપ્ત થઈ ગયું હતું. આકસ્મિક આક્રમણથી નારાયણ ઘોસનું સૈન્ય ક્ષણવારમાં પરાજિત થઇ ગયું. જેઓ જીવતા રહ્યા હતા, તેઓ અસ્ત્ર ત્યજી દઇને પ્રાણભિક્ષા માંગતા હતા; પરંતુ ક્રોધથી

ઉન્મત્ત બની ગયેલા ઘોડેસ્વારો તેમને અસ્ત્રહીન અવસ્થામાં કાપી નાંખતા હતા. ગોપાળદેવ, ઉદ્ધવ ઘોસ, અમૃતાનંદ તથા સંન્યાસી તેઓને મહા મુશ્કેલીથી અટકાવતા હતા. બચેલા સૈન્યની સાથે નારાયણ ઘોસ પણ બંદિવાન થયો.

જોતજોતામાં પૂર્વ દિશામાં સૂર્યનું અજવાળું થયું. ગોપાળદેવે બખ્તર કાઢી નાંખી ઘવાયેલા ભાગ ઉપર પાટો બાંધતાં બાંધતાં કહ્યું:—"પ્રભુ ! ધર્મ ક્યાં છે ?"

સંન્યાસીએ ચોતરફ નજર કરી ઉત્તર આપ્યો:-"કોણ જાણે, ક્યાંય દેખાતો નથી!"

"યુદ્ધ પહેલાં તેને અંતઃપુરનું રક્ષણ કરવા માટે મોકલ્યો હતો, ત્યાર પછી મેં તેને જોયો નથી."

"અંતઃપુરમાં તો કોઈ નથી. આગ લાગવાથી પુરમહિલાઓ અંતઃપુરથી નીકળી ગઇ છે. હું ઉદ્ધવને બોલાવી લાવું છું."

સંન્યાસી ઉદ્ધવ ઘોસને શોધવા માટે ગયો. ગોપાળદેવ નાના પ્રકારની આશંકાથી વ્યાકુળ થઇ ગયો. સંન્યાસી અમૃતાનંદ તેની પાસે જ ઉભો હતો. તેણે ગોપાળદેવની અવસ્થા જોઈ પૂછ્યું: —"શું થયું છે ?"

"મારો પુત્ર ધર્મપાળ જણાતો નથી."

"શું તે યુદ્ધની વખતે ઉપસ્થિત હતા ?

"યુદ્ધ શરૂ થયા પહેલાં અંતઃપુરનું રક્ષણ કરવા માટે તેને મેં મોકલ્યો હતો. હવે ક્યાંય જણાતો નથી."

"હું શોધવા માટે જાઉં છું. પ્રભુ આવે તો કહેજો કે, દુર્ગના દ્વાર આગળ કમળસિંહ રાહ જુએ છે. તેમની રજા સિવાય તે અંદર આવશે નહિ."

"તમે શું મારા પુત્રને ઓળખી શકશો ?"

"મેં તેમને જોયા છે."

"પણ, કેવળ ક્ષણવારને માટે જ તમે તેને જોયો હતો. તેના બખ્તરમાં સુવર્ણનું ધર્મચક્ર અંકિત છે."

"આપની છાતી ઉપર જે ધર્મચક્ર દેખાય છે તેના જેવું જ ને ?"

"હા, એજ પાલવંશનું ચિહ્ન છે."

સંન્યાસી અમૃતાનંદ ધર્મપાળને શોધવા માટે ચાલ્યો ગયો. ગોપાળદેવ શાંત ભાવે ત્યાં આગળ જ બેસી રહ્યો. થોડીવારે સંન્યાસીએ પાછા આવીને કહ્યું:—"ધર્મપાળદેવ તો અંતઃપૂરમાં નથી !"

સંન્યાસીનો કંઠસ્વર સાંભળીને ગોપાળદેવનું બાહ્યજ્ઞાન પાછું આવ્યું. તેણે ઉભા થઇને કહ્યું:—"પ્રભુ! ચાલો, એકવાર સઘળાં શબ તપાસી જોઇએ."

સંન્યાસી ઉત્તર આપ્યા વિના તેની પાછળ ચાલ્યો. યુદ્ધ સમાપ્ત થઈ ગયા પછી બચેલા દુર્ગરક્ષકો મૃતદેહ એકઠાં કરીને નદીને કિનારે તેમની ચિતા તૈયાર કરતા હતા. બન્ને જણે દુર્ગના દ્વાર આગળ આવીને જોયું કે, અમૃતાનંદ શબના શરીરમાંથી બખ્તરો કાઢીને તપાસતો હતો. ખાઇની પેલી તરફ કેટલાક ઘોડેસ્વારો ઘોડા ઉપરથી ઉતરીને વિશ્રામ કરતા હતા. તેઓ સંન્યાસીને જોઇને એકદમ ઉભા થઈ ગયા. તેમનામાંથી એક જણે દૂરથી સંન્યાસીને પ્રણામ કર્યા. સંન્યાસીએ પૂછ્યું:—"કોણ, કમળસિંહ?"

"જી હા."

"તું દુર્ગમાં કેમ આવ્યો નહિ?"

"પ્રભુ! સિંહવંશીય કોઈ પણ વ્યક્તિને ગોકર્ણ દુર્ગમાં મિત્ર ભાવથી પ્રવેશ કરવાની મનાઈ છે. પ્રભુથી એ કાંઈ અજાણ્યું નથી."

"કમળ! હવે પૂર્વનો વિવાદ ભૂલી જા. હમણાં દેશ ઉપર મોટું સંકટ આવી પડયું છે. આત્મવિરોધથી જ દેશની આવી દુર્દશા થઈ છે. તું દુર્ગનું રક્ષણ કરવા આવ્યો, દુર્ગનું રક્ષણ કર્યું, અને દુર્ગમાં શા માટે નહિ આવે?"

"પ્રભુની આજ્ઞાથી દુર્ગનું રક્ષણ કરવા માટે આવ્યો છું. પ્રભુ આજ્ઞા આપશે તો દુર્ગમાં આવીશ; નહિ તો નહિ આવું."

"હું આજ્ઞા કરૂં છું કે, દુર્ગમાં આવ. જો રઘુસિંહનો પુત્ર હોત તો તે વંશપરંપરાથી ચાલતો આવેલો કલહ જાગતો રાખત. પરંતુ કમળ! રઘુસિંહની વિધવા સ્ત્રી અથવા કુમારી કન્યાની સાથે તારાથી કલહ રાખી શકાય કે? એ ક્ષત્રિને ઉચિત વાક્ય નથી. કમળસિંહ! તું વીર છે, વીર વંશમાં ઉત્પન્ન થયો છે. તારા મુખમાં આવા શબ્દો શોભતા નથી. તું પતિહીના વિધવાનું રક્ષણ કરવા માટે આવ્યો છું. ભવિષ્યમાં તેમના રક્ષણનો ભાર તારે પોતાને જ લેવો પડશે, એટલું સ્મરણમાં રાખજે; ક્ષત્રિ ધર્મથી પરાઙ્મુખ થતો નહિ."

આ પ્રમાણે તિરસ્કાર થવાથી કમળસિંહ શરમાઈ જઈ નીચું માથું રાખીને તોરણની નીચે આવીને ઉભો રહ્યો. એ વખતે ગોપાળદેવ ચિન્તામગ્ન થઈ ગયો હતો. તેનું સમસ્ત શરીર લોહીથી તરબોળ થઈ ગયું હતું, બખ્તરમાં ઠેકાણે ઠેકાણે ભાંગેલાં તીર લટકી રહ્યાં હતાં. કમળસિંહ તેને જોઈ વિસ્મિત

થઇને તેના મ્હોં તરફ જોઈ રહ્યો અને થોડીવાર પછી ધીમેથી સંન્યાસીને પૂછ્યું:—"પ્રભુ ! એ કોણ છે ?"

સંન્યાસીએ લજ્જિત થઇને કહ્યું:—"કમળ ! હું નાના પ્રકારની ચિન્તામાં વ્યાકુળ થઈ ગયેલો હોવાથી તમારી ઓળખાણ કરાવવાનું ભૂલી ગયો છું. એ વરેન્દ્રમંડળના અધિશ્વર ગોપાળદેવ છે !"

"પ્રભુ ! વિશેષ પરિચય આપવાની આવશ્યકતા નથી. મેં બાલ્યકાળમાં ઉદ્ધારણપુરમાં ઘણીવાર મહારાજાને જોયા છે."

ગોપાળદેવ બોલ્યો:—"હું તો તમને ઓળખી શકતો નથી."

"હું ઉદ્ધારણપુરના અધિશ્વર સ્વર્ગસ્થ પુરૂષોત્તમસિંહનો પુત્ર છું."

"તમે પુરૂષોત્તમના પુત્ર છો ?"

એ સમયે અમૃતાનંદે આવીને કહ્યું:—"પ્રભુ ! ધર્મપાળદેવ નિશ્ચય યુદ્ધમાં પડયા નથી; કેમકે મૃતદેહમાં તેમનું શરીર નથી."

સંન્યાસીએ કહ્યું:—"અમૃત ! ધર્મપાળદેવના મૃત્યુને હજી ઘણીવાર છે. તને તેમનો મૃતદેહ તપાસવા માટે કોણે કહ્યું ?"

અમૃતાનંદે ઉત્તર આપ્યો:—"હું ગોપાળદેવને ચિંતાકુળ જોઇને મારી મેળે જ તેમના પુત્રને શોધવા માટે ગયો હતો."

ગોપાળદેવે કહ્યું:—"પ્રભુ, હું પણ ધર્મના મૃતદેહને શોધવા માટે જ બહાર આવતો હતો. આપને પણ તે વાત જણાવી હતી."

સંન્યાસીએ ઉત્તર આપ્યો:—"તમે ઘણા જ વ્યાકુળ થઈ ગયા છો તે જોઇને તમારી વાતનો મારાથી પ્રતિવાદ કરી શકાય તેમ નથી; પરંતુ દેવ ! ભવિષ્ય કદાપિ ખોટું પડતું નથી. ધર્મપાળદેવના મૃત્યુને હજી ઘણો વિલંબ છે."

એટલામાં ઉદ્ધવઘોસે ત્વરિત પગલે દુર્ગમાંથી બ્હાર આવી સંન્યાસીને કહ્યું:—"પ્રભુ! ધર્મપાલદેવની ખબર મળી છે. મહારાણી આપને બોલાવે છે."

તેની વાત સાંભળીને સઘળા દુર્ગમાં આવ્યા. સંન્યાસીએ પાછળ દૃષ્ટિ કરીને જોયું કે, કમળસિંહ નીચે માથે સૌથી પાછળ દુર્ગમાં આવે છે. ગોકર્ણદુર્ગમાં બળી ગયેલા અંતઃપુરમાં વિધવા દુર્ગસ્વામિની તેઓની રાહ જોતી હતી. તે દૂરથી સંન્યાસીને જોઈ ઉભી થઈ ગઈ. સંન્યાસીએ દૂરથી પૂછ્યું:—"માજી, શું તમને યુવરાજ ધર્મપાળના કાંઈ સમાચાર મળ્યા છે ? યુદ્ધ સમાપ્ત થઈ ગયા પછી પુત્રને ન જોવાથી ગોપાળદેવ ઘણા વ્યાકુળ થઈ ગયા છે."

દુર્ગસ્વામિનીએ માથાપરનું વસ્ત્ર આછું ઓઢીને ઉદ્ધવઘોસને કહ્યું:—"ઉદ્ધવ ! પ્રભુને નિવેદન કર કે, યુદ્ધ વખતે યુવરાજ અંતઃપુરનું રક્ષણ કરવા

માટે ઉભા રહ્યા હતા. તે યુદ્ધમાં ઘવાયા નથી. જ્યારે શત્રુ સૈન્યે દુર્ગ ઉપર અધિકાર મેળવ્યો હતો, ત્યારે મેં કલ્યાણીને તેમના હાથમાં સોંપી તેનું રક્ષણ કરવાનો ભાર લેવાને આગ્રહ કર્યો હતો. નારાયણ ઘોસના સૈન્યને અંતઃપુર તરફ આવતું જોઇને યુવરાજ કલ્યાણીને ખભે લઈ દક્ષિણ તરફની બારીના માર્ગેથી ખાઇમાં કૂદી પડયા હતા."

સંન્યાસીએ કહ્યું:—"ગોપાળદેવ! પુત્રને માટે તમે જરા પણ ચિન્તા કરશો નહિ. હું હમણાં જ તેની શોધ કરૂં છું. અમૃત! દુર્ગની દક્ષિણ તરફ એક માણસને મોકલ અને તેને ખાઇને કિનારે મનુષ્યનાં પગલાં શોધી કાઢવાનું કહે."

દુર્ગસ્વામિનીએ ઉદ્ધવઘોસને કહ્યું:—"ઉદ્ધવ, પ્રભુને નિવેદન કર કે, કેદાર તથા બીજા બે જણ વૃદ્ધ સૈનિકો ખાઇની પેલી તરફ બે ત્રણ અશ્વો લઇને રાહ જોતા ઉભા રહ્યા હતા."

સંન્યાસીએ પૂછ્યું:—"માજી! ખાઇને કાંઠે કોને માટે અશ્વો તૈયાર રાખ્યા હતા?

"પ્રભુ! મેં વિચાર કર્યો હતો કે, જો કદાપિ દુર્ગનું રક્ષણ થઈ શકશે નહિ તો કેદારની સાથે કલ્યાણીને ગોવર્દ્ધનમઠમાં મોકલી દઇશ."

"અને તમે?"

"પ્રભુ! હું ક્યાં જાઉં? હું મારૂં શ્વસુરગૃહ—સ્વામીનું ગૃહ ત્યજીને ક્યાં જાઉં?"

"માજી! તમારી વાત સત્ય છે; પરંતુ એ રમણીની વાત છે! તમે મરી જાત તો શું ગોકર્ણદુર્ગનું રક્ષણ થાત?"

"પ્રભુ! હું એક સાધારણ સ્ત્રી છું, મને એમાં કાંઈ વિશેષ સમજણ પડે નહિ."

"માજી! તમારી સાથે તર્ક કરી શકાય તેમ નથી. હાલમાં તમારે ત્યાં એક નવિન અતિથિનું આગમન થયું છે. ઉદ્ધારણપુરના દુર્ગસ્વામી કમળસિંહ તમારા દુર્ગનું રક્ષણ કરવા માટે સૈન્ય લઇને આવ્યા છે તેમના ઘોડેસ્વાર સૈન્યે જ અંતે રક્ષણ કર્યું છે. જો તે આવી પહોંચ્યા ન હોત, તો નારાયણ ઘોસના સૈન્યે અત્યાર સુધી કોઇને પણ જીવતા રહેવા દીધા ન હોત."

"પ્રભુ! હું ધારૂં છું કે પુરૂષોત્તમસિંહના પુત્ર જ્ઞાતિ-વિરોધ ભૂલી ગયાં છે. મારી વર્ત્તમાન સ્થિતિ જોઇને તેમના મનમાંથી વૈરભાવ નીકળી ગયો છે એમ લાગે છે. મારા શ્વસુર-વંશમાંહવે કોઈ રહ્યું નથી. આ ગોકર્ણ દુર્ગ તેમનો જ છે."

સંન્યાસી બોલ્યોઃ—" કમળ! "

કમળસિંહે ધીમે ધીમે આગળ આવી વિધવાને પ્રણામ કર્યા. રઘુસિંહની પત્નીએ કંઈ પણ બોલ્યા સિવાય તેના માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા. એ વખતે નદી કિનારે પ્રચંડ ચિતા પ્રજ્વલિત થઈ હતી, અસંખ્ય નરનારીઓનાં હૃદયભેદક રૂદન ધ્વનિથી ગગન ભેદાઈ જતું હતું. ગોપાળદેવ, કમળસિંહ, અમૃતાનંદ તથા ઉદ્ધવઘોસ ધીમે ધીમે દુર્ગની બહાર આવીને ઉભા રહ્યા.

સંન્યાસીએ પૂછ્યુંઃ—" ગોપાળદેવ ! શું જુઓ છો ? "

" માનવદેહનું પરિણામ. "

" બીજું કંઈ દેખાય છે કે ? "

" બીજું શું પ્રભુ ? "

" અરાજકતાનું બીજું પ્રકરણ ? "

" ક્યાં ? "

" કેમ, દુર્ગની અંદર! દુર્ગની બહાર! જ્યાં બે આંખો ફેરવશો ત્યાં સર્વત્ર ! "

" સત્ય ! પ્રભુ ! શું તેનો કંઈ ઉપાય નથી ? "

" અવશ્ય છે. જ્યારે જગન્નિયંતાએ વ્યાધિ ઉત્પન્ન કર્યો છે, ત્યારે તેનો ઉપાય પણ ઉત્પન્ન કર્યો છે જ. "

" શું ઉપાય ? "

" ઉપાય તમે પોતે જ. "

" હું ? "

" હા, તમે. તમારા સિવાય ગૌડ બંગાળાનો બીજો કાંઇ ઉપાય નથી–"

સંન્યાસીની વાત સમાપ્ત થયા પહેલાં જ એક સૈનિકે આવી સંન્યાસીને અભિવંદન કરીને કહ્યુંઃ—" પ્રભુ! દુર્ગની દક્ષિણ દિશામાં ખાઇને કિનારેથી આ શિરસ્ત્રાણ—લોખંડી ટોપી તથા બખ્તર મળ્યું છે. ખાઇની પેલી તરફ અશ્વનાં પગલાં પડેલાં છે; પરંતુ અશ્વ અથવા મનુષ્ય નથી. "

" આ ધર્મપાળદેવનું બખ્તર છે. ગોપાળદેવ! તમે ખરાબ ચિન્તાનો ત્યાગ કરો. તમારો પુત્ર કુશળ છે. અમૃત! "

" પ્રભુ ! "

" ચાર ઘોડેસ્વારો લઇને યુવરાજ ધર્મપાળ તથા કલ્યાણીદેવીની શોધમાં જા. "

અમૃતાનંદ પ્રણામ કરીને ચાલ્યો ગયો.

# પ્રકરણ ૬ ઠું.

## ગૌડ રાજ્ય.

મહાનંદાને કિનારે ગૌડ નગરથી થોડે દૂર એક પ્રાચીન +અશ્વત્થ વૃક્ષની છાયામાં બેસીને એક બ્રાહ્મણ એકાગ્રતાથી વહેતી મહાનદીનો જળપ્રવાહ જોઈ રહ્યો હતો. એ વખતે દિવસનો બીજો પ્રહર વીતિ જવા આવ્યો હતો. પ્રખર સૂર્યકિરણો અશ્વત્થ-વૃક્ષની ઘટા ભેદી તેની છાયાને ક્ષીણ કરી નાંખતા હતા. સ્થળ અત્યંત એકાંતમય હતું, પાસે મનુષ્યની વસ્તી નહોતી. વૃક્ષથી થોડે દૂર એક મંદિર આવેલું હતું. તેને જોતાં તે હમણાં જ બાંધ્યું હોય એમ લાગતું હતું. પરંતુ વાસ્તવિક રીતે મંદિર ઘણું પ્રાચીન હતું. કોઇએ તેમાં સમારકામ કરાવ્યું હતું. પહેલાં મંદિરની ચોતરફ ઇંટની બાંધેલી દિવાલ હતી, પણ કાળે કરીને તે ભાગી ગઈ હતી. જે માણસે મંદિર સમારાવ્યું હતું, તેણે મંદિરની દિવાલ સુધરાવી નહોતી. અશ્વત્થ-વૃક્ષ દિવાલના ધ્વંસાવશેષ ઉપર ઉગ્યું હતું, તેની શાખાઓ ઘણી વિસ્તાર પામી હતી. તેના મૂળ પ્રદેશમાં કેટલાંક શિવલિંગ અર્ધપટ્ટ પડયાં હતાં.

મંદિરમાંથી સ્ત્રીકંઠે કોઇએ બ્રાહ્મણને બૂમ પાડી કહ્યું:—"મહારાજ! વખત તો વીતિ જવા આવ્યો, પછી પૂજા ક્યારે કરશો?"

બ્રાહ્મણે મ્હોં ફેરવ્યા વિના જ ઉત્તર આપ્યો:—"તું અકળાય છે શા માટે?"

રમણી પુનઃ બોલી:—"શું તમારા પેટનો અગ્નિ શાંત પડી ગયો છે? કોઈ દિવસ જરા મોડું થાય છે, ત્યારે તો કૂદકા મારવા લાગો છો?"

"પણ આજે તો એકાદશી છે."

"કપાળ તમારૂં! રાજાને આખા દેશમાંથી બીજો કોઈ બ્રાહ્મણ ન મળ્યો તેથી તમને મંદિરના પૂજારી તરિકે નીમ્યા છે. આજે તો તૃતીયા છે કે એકાદશી થઈ છે?" રમણી એમ બોલતી બોલતી મંદિરમાંથી બહાર નિકળી બ્રાહ્મણની પાસે આવી. બ્રાહ્મણ તેના તરફ જોઇને હસ્યો અને બોલ્યો:—"છિઃ માધવી, ગુસ્સે શા માટે થાય છે? પહેલા મહિનામાં બેવાર એકાદશી થતી હતી; પરંતુ હાલમાં એકાદશીની સંખ્યા વધી ગઈ છે."

---

+ અશ્વત્થવૃક્ષ-પીપળાનું ઝાડ.

"કેમ? તમને કંઈ પીડા થઈ છે?"

"પીડા થાય નહિ તને—અરે, શું કહેતામાં શું કહેવાઈ ગયું?—પિતાશયની પીડા થાય તારા શત્રુને." બ્રાહ્મણ પુનઃ બોલ્યોઃ—"જો માધવી, તું તો મારી રામાયણની શકુંતલા છે! જ્યારે તને મંદિરમાં જોઉં છું, ત્યારે મને એમ જ થાય છે કે જાણે હું પિતૃસત્યનું પાલન કરવા માટે વનવાસમાં આવ્યો છું."

રમણી બ્રાહ્મણની વાત સાંભળીને હસી પડી અને બોલીઃ—"મહારાજ, એવું રામાયણ ક્યાંથી મળ્યું?"

"કેમ, ગુરૂ પાસેથી! પંદર વર્ષ પર્યંત અભ્યાસ કર્યો હતો, ત્યારે તો ઉપાધિ મળી છે."

"ગુરૂ! ક્યાંથી શોધી કાઢ્યા હતા?"

"ઘણે દૂર, યમુના તીરે કૈલાસ પર્વત ઉપર. અલી શકુંતલે! મારા મનમાં ઘણી બ્હિક ઉત્પન્ન થાય છે કે, કદાચ કોઈ દિવસ દુર્યોધન આવીને તને અહિંયાંથી ઉપાડી જશે!"

રમણી બ્રાહ્મણની વાત સાંભળીને ખડખડાટ હસી પડી. એ જોઈ બ્રાહ્મણ ઉત્સાહિત થઇને નાના પ્રકારની રમુજ કરવા લાગ્યો.

રમણી વિરક્તિસૂચક સ્વરે બોલીઃ—"જુઓ મહારાજ! તમે ઘણીજ છૂમ ચલાવો છો હો? મને એકલી જોઇને જ્યારે ત્યારે તમે જેમ મરજીમાં આવે છે તેમ શા માટે બોલ્યા કરો છો? હું આજે જ મહારાણીને સઘળું કહી દઇશ."

"ના, ના. માધવી! એવું કરીશ નહિ; નહિ તો તને બ્રહ્મહત્યાનું મહાપાપ લાગશે, કેમકે હું ભયથીજ મરી જઇશ."

"ત્યારે હવેથી આ પ્રમાણે ન કરવાની પ્રતિજ્ઞા લ્યો."

"શું ન કરૂં?"

"જે કરો છો તે."

"શું?"

"અભિનય!"

"તે કેવી રીતે?"

"કપાળ તમારૂં. હવે પૂજન કરવા આવો છો કે નહિ?"

"ઉતાવળ શી છે? આ જો, નદીનો પ્રવાહ કેવો કલ કલ કરતો પ્રવાહિત થાય છે?"

"નદીનો પ્રવાહ જોઇને બેસી રહેવાથી કંઈ મારૂં પેટ ભરાશે નહિ? તમે બેઠાં બેઠાં નદીનો પ્રવાહ જોયા કરો. હું તો ઘરમાં જાઉં છું. મંદિરમાં પૂજાની સઘળી વ્યવસ્થા કરી મૂકી છે. જ્યારે તમારી મરજીમાં આવે ત્યારે પૂજામાં બેસજો." એમ કહીને રમણી ઝડપથી ચાલી ગઇ.

બ્રાહ્મણે હતાશ થઇને હાંક પાડી:—"માધવી! અલી શકુંતલે! જતી નહિ—માધવી—અલી ઓ માધવી!"

રમણીએ મ્હોં ન ફેરવ્યું તે જોઇ બ્રાહ્મણે એક લાંબો નિશ્વાસ નાંખતા કહ્યું:—"જા ત્યારે, પણ કાલે તો આ વખતે આવવું જ પડશે!"

બ્રાહ્મણ મ્હોં ફેરવીને નદીનો પ્રવાહ જોતો બેસી રહ્યો. એ પ્રમાણે લગભગ અડધો કલાક ચાલ્યો ગયો, એટલામાં દૂરથી કોઈ ચીસ પાડી ઉઠયું:—"મહારાજ, જલદી આવો. લૂટારા આવ્યા છે—બાપરે—ઓ-બાપરે! કોણ છે—"

બ્રાહ્મણે ગભરાઇને જોયું કે, રમણી ઉંચે શ્વાસે દોડતી તેના તરફ આવે છે. તે વખત ન ગૂમાવતાં અશ્વત્થ-વૃક્ષ ઉપર ચઢી ગયો. રમણી તેને ત્યાં ન જોઇને મંદિરમાં પેસી ગઇ અને બારણાં બંધ કરી દીધાં. બ્રાહ્મણે વૃક્ષ ઉપરથી જોયું કે, એક ઘોડેસ્વાર ઝડપથી મંદિર તરફ આવે છે. એ જોઇને તે ધીમે ધીમે ઉંચી ડાળ ઉપર ચઢવા લાગ્યો.

ઘોડેસ્વાર મંદિર પાસે આવી કોઇને ન જોવાથી ઘણો જ વિસ્મિત થયો. મંદિરની ચોતરફ ફેરો ફરી દ્વારની આગળ આવીને તે અશ્વ ઉપરથી નીચે ઉતર્યો અને બંધ બારણાં ખખડાવા લાગ્યો. એ સાંભળીને મંદિરમાંથી રમણી ઉંચે સ્વરે રોઈ પડી.

આવનારે કહ્યું:—"તું બિહશ નહિ, હું શત્રુ નથી, પણ ગૌડ-વાસી છું."

પરંતુ રમણી તેની વાત ન સાંભળતાં બૂમોની માત્રા વધારવા લાગી. એ જોઇ આવનાર નિરાશ થઇને મંદિરની છાયામાં બેઠો. તેણે બેઠાં બેઠાં જોયું કે, કોઇ માણસ અશ્વત્થ-વૃક્ષની ઉંચી ટોચ ઉપર સંતાઇ રહ્યો છે. તેણે વૃક્ષ નીચે જઈ બ્રાહ્મણને સંબોધી કહ્યું:—"તું કોણ છે?"

બ્રાહ્મણે ઉત્તર ન આપ્યો. આવનારે બીજીવાર પૂછયું:—"તું ઝાડ ઉપર શું કરે છે તે જલદીથી જણાવ."

પરંતુ બ્રાહ્મણે ઉત્તર જ ન આપ્યો. એ જોઇ આવનારે ગુસ્સે થઇને પીઠ ઉપરથી હાથમાં ધનુષ્ય તથા બાણ લઇને કહ્યું:—"જલદીથી જવાબ આપ; નહિ તો હમણાં તને વીંધી નાંખીશ."

બ્રાહ્મણ ધનુર્બાણ જોઇને ધ્રુજી ઉઠ્યો અને રોતાં રોતાં બોલ્યોઃ "બાપુ, હું કોઈ નથી. હું–હું—"

આવનારે પુનઃ પૂછ્યું:—" તું કોણ છે ? "

બ્રાહ્મણ ચુપ રહ્યો. આવનારે ધનુષ્ય ઉપર તીર ચઢાવ્યું તે જોઇને બ્રાહ્મણ ભયથી બોલી ઉઠ્યો:—"કહું છું—બાપુ કહું છું. મારશો નહિ, હું બ્રાહ્મણ છું. "

આવનાર તીવ્ર સ્વરે બોલ્યો:—" જલદીથી નીચે આવ. "

બ્રાહ્મણ શું કરવું તે નક્કી કરી શક્યો નહિ; તેથી તે વૃક્ષશાખા ઉપર થર થર ધ્રુજતો બેસી રહ્યો.

તેની એવી અવસ્થા જોઇને આવનારે કહ્યું—" મને લાગે છે કે તું મરવાનો થયો છે. "

બ્રાહ્મણ ભયથી રોઇ પડ્યો. તે બોલ્યો:—" બાપુ, મારશો નહિ, તમને સોગન છે. મારી પાસે પહેરેલાં વસ્ત્રો સિવાય બીજું કાંઇ પણ નથી."

આવનાર તેની વાત સાંભળી હસી પડ્યો, પરંતુ હાસ્યને રોકી રાખી બોલ્યો:—" તું જલદીથી નીચે આવ—નહિ તો—"

બ્રાહ્મણ ગભરાઇને વૃક્ષ ઉપરથી નીચે ઉતરવા લાગ્યો અને બોલ્યો:— "નહિતોનું કંઇ કામ નથી, ઉતરૂં છું." થોડે સુધી ઉતરી બ્રાહ્મણે પૂછ્યું:— " શું હજી પણ ઉતરવું પડશે કે ? "

આવનારે ગુસ્સે થઇને કહ્યું:—" ઉભો રહે, તારે ઉતરવાની જરૂર નથી; હું જ તને ઉતારૂં છું. " એમ કહી પુનઃ તીર ચઢાવ્યું. એ જોઇને ભયથી બ્રાહ્મણનો પગ સરકી પડ્યો. તે ધબ્ લઇને નીચે પડ્યો અને શબની માફક પડી રહ્યો.

આવનાર બ્રાહ્મણ પાસે જઇને બોલ્યો:—"મહારાજ, ઘણું વાગ્યું કે ? "

બ્રાહ્મણ ચુપ રહ્યો. આવનારે પરીક્ષા કરી જોયું કે, બ્રાહ્મણને વધારે વાગ્યું નથી. તે ભયથી બેશુદ્ધિનો ઢોંગ કરીને પડી રહ્યો છે. તે જ્યારે તેને તપાસતો હતો, ત્યારે તેણે એક વાર આંખો ઉઘાડીને જોયું હતું, પણ પાછી તરત જ આંખો મીંચી દીધી હતી. આવનારે કહ્યું:—" મહારાજ, બ્હિશો નહિ. જરા આંખો ઉઘાડીને જુઓ. હું નંદલાલ છું. "

બ્રાહ્મણ પ્રથમની માફક જ પડી રહ્યો. નંદલાલ સમજ્યો કે બ્રાહ્મણના મનમાંથી ભય નિકળી ગયો નથી. તેણે તેનો હાથ ઝાલીને કહ્યું:—" અરે પુરૂષોત્તમ મહારાજ, મને શું ઓળખતા નથી ? "

બ્રાહ્મણે તેના તરફ નજર કરીને કહ્યું:—"ના–હું તમને ઓળખતો નથી."

"કેમ મહારાજ!—ફળાહાર કરતી વખતે એક એક ટંકે મારો સર્વ-નાશ કરતા હતા ને!"

"તે હું નહિ, બાપુ—બીજો કોઇ હશે."

"શું તમે પુરૂષોત્તમ મહારાજ નહિ?"

"મારી ચૌદ પેઢીમાં કોઇનું પણ નામ પુરૂષોત્તમ નથી. બાપુ, મને છોડી દો. મારી પાસે કંઈ પણ નથી."

"મહારાજ, તમે જરા ધ્યાનપૂર્વક મને જુઓ. હું **નંદલાલ**,—*કૌશામ્બીના સૈન્યનો નાયક છું. હવે તો ઓળખ્યો ને?"

"બાપુ, તને બરાબર ઓળખ્યો છે. એક વર્ષમાં તારા જેવા દશ વીસ હજાર જોયા છે, અને પછી ઓળખી શકું નહિ? એક વાર કામરૂપ-માંથી આવ્યો હતો, બીજી વાર ગુર્જરદેશમાંથી આવ્યો હતો. હવે શું દ્રવિડ રાજ્યમાંથી આવ્યો છે? પરંતુ બાપુ મને છોડી દે. તમારા સમ, મારી પાસે કંઇ પણ નથી."

"વારૂ તમને છોડી દઉં છું. તમે ઉઠો."

બ્રાહ્મણે ઉઠી ઉભા થઈને શરીર ઉપરથી ધુળ ખંખેરી નાંખી અને ત્યાર પછી કહ્યું:—"બાપુ, તારો જય થાઓ. ત્યારે હવે હું જાઉં?"

આવનારે હસીને કહ્યું:—"જાઓ છો ક્યાં?"

બ્રાહ્મણ ન્હાસવાની તૈયારી કરતો હતો. તેની વાત સાંભળી પાછો ફરીને ઊભો રહ્યો અને અત્યંત નમ્રતાપૂર્વક બોલ્યો:—"આટલું કહીને છોડી દેશો?"

"ઊભા રહો. આપણે આટલા દિવસ પછી મળ્યા છીએ; સુખ દુઃખની વાત પણ નહિ કરો?"

બ્રાહ્મણ વિષણ્ણ વદને ઊભો રહ્યો. **નંદલાલ**થી તેનો ભાવ જોઇને હાસ્ય રોકી રખાયું નહિ. તે બોલ્યો:—"મહારાજ, શું આજે આહાર કર્યો નથી?"

બ્રાહ્મણે માથું હલાવ્યું. **નંદલાલે** પુનઃ કહ્યું—"વારૂ, મારે ઘેર આવ-વાનું આજે તમને આમંત્રણ આપું છું. તમને હું ઉત્તમ ભોજન આપીશ."

---

* કૌશામ્બી=કૌશામ્બી પ્રાચીન ગૌડદેશના એક વિભાગનું નામ છે. એ મધ્યદેશના કૌશલીથી જૂદું છે.

બ્રાહ્મણથી હવે રહેવાયું નહિ, તે રોઇ પડયો અને રોતાં રોતાં બોલ્યોઃ- "બાપુ, મારે હવે ફળાહાર કરવો નથી, મને અહિંથી જવા દો તો કૃપા."

**નંદલાલે** તેને આશ્વાસન આપવા સારૂ ઘણો યત્ન કર્યો; પરંતુ કંઇ પરિણામ આવ્યું નહિ.

**માધવી** મંદિરમાંથી તેઓની વાતચિત સાંભળતી હતી. તે વારંવાર **નંદલાલનું** નામ સાંભળવાથી જાળીમાં આવીને ઊભી રહી. **નંદલાલ** ગૌડનો એક અત્યંત વિશ્વાસુ નાયક હતો. તેને તે સારી પેઠે ઓળખતી હતી. તેણે જાળીમાંથી જોયું કે તે આવનાર ખરેખર **નંદલાલ** જ છે. તેથી તે મંદિરનાં બારણાં ઉઘાડીને બહાર આવી અને બ્રાહ્મણને સંબોધી બોલીઃ—"મહારાજ, બ્હિશો નહિ. આ **નંદલાલ** પોતે જ છે."

એ સાંભળી બ્રાહ્મણે આંખો લુછી નાંખી તેના તરફ જોયું અને કહ્યુંઃ—"વાહ, ખરેખર **નંદલાલ** જ છે!"

**નંદલાલ** હસીને બોલ્યોઃ—"ઠીક, હવે આટલી વારે ઓળખાણ પડી! મહારાજ ક્યાં છે?"

"તે તમને ખબર."

"શું તે પાછા આવ્યા નથી?

"તે પાછા ફરે તો ગૌડના સઘળા જણને રામકવચ લેવાં પડશે!"

"મહારાજ મરી ગયા નથી, જીવે છે."

**માધવી** બોલીઃ—"હેં! નાવિકોએ આવીને તો એમ કહ્યું કે, ઢાલ-સમુદ્રના તોફાનમાં નૌકા ડૂબી ગઇ છે. મહારાજ તથા કુમાર બચી શક્યા નહિ."

"નૌકા ડૂબી ગઇ એ વાત ખરી છે, પરંતુ તેઓ બચી ગયા છે. એક વણિકની નૌકામાં મહારાજ, યુવરાજ અને હું સમગ્રામમાં આવ્યા હતા. બંદરથી સ્થળ માર્ગે આવવાનું નક્કી કર્યું હતું. હું બંદરથી તેમની સાથેથી છૂટો પડી ગયો અને ફરી તેમને શોધી શક્યો નહિ."

"શું ત્યારે મહારાજ તથા યુવરાજ જીવતા છે?"

"હા."

"**નંદલાલ**, તમારે હવે વિશ્રામ કરવાની જરૂર નથી. હમણાં જ જઇને મહારાણીને આ સમાચાર જણાવવા પડશે."

સઘળા મંદિરનો ત્યાગ કરીને નગર તરફ ચાલ્યા. તે દિવસે મહાદેવની પૂજા થઈ નહિ.



## પ્રકરણ ૭ મું.

### શુભ સમાચાર.

ગૌડ નગરના મુખ્ય રાજમાર્ગ ઉપર થઈને ત્રીજા પહોરે રાજ-પુરોહિત પુરૂષોત્તમ દેવને ઝડપથી જતા જોઈ નાગરિકો વિસ્મિત થઇ ગયા. તે પછી જ્યારે મહારાણીની દાસી માધવીને પાછળ આવતી જોઈ, ત્યારે ગૌડવાસીઓ ભય પામ્યા. બે વ્યાપારીઓ ગભરાઇને દુકાનનાં બારણાં બંધ કરવા લાગ્યા; એક બે નાગરિકોએ ઘરનાં બારણાં બંધ કરી દઇને કુટુમ્બનું રક્ષણ કરવા માટે હાથમાં હથિયાર લીધાં અને સઘળા આગ્રહપૂર્વક પુરૂષોત્તમદેવને પૂછવા લાગ્યાઃ—" મહારાજ, શું થયું છે? "

રાજપુરોહિત પરસેવાથી તરબોળ થઈ ગયેલા શરીરે બની શકે તેટલી ત્વરાથી રાજમહેલ તરફ દોડતો જતો હતો. નાગરિકોને ઉત્તર આપવાની ઇચ્છા હોવા છતાં પણ તેનાથી તેમ થઈ શકે એમ નહોતું. કારણ ઝડપથી દોડવાને લીધે તેને શ્વાસ ચઢી આવ્યો હતો. ગૌડવાસીઓએ ભય તથા વિસ્મયતા સહિત જોયું કે, એક ધૂળથી ખરડાયેલો ઘોડેસ્વાર એક જીર્ણ થાકી ગયેલા ઘોડાની લગામ ઝાલીને પુરોહિત તથા માધવીની પાછળ ચાલ્યો આવે છે. પ્રથમ તેને જોઇને સઘળા બોલી ઉઠયા કે લૂટારા આવે છે. જેઓ ત્યાં આગળ ઊભા રહ્યા હતા તેઓ રાજમાર્ગનો ત્યાગ કરીને ન્હાસી ગયા. ગૃહસ્થો હાથમાં હથિયાર ધારણ કરીને ગૃહનું રક્ષણ કરવા માટે તૈયાર થઈ ગયા અને મૂલ્યવાન વસ્તુઓને જમીનમાં સંતાડી દેવા લાગ્યા. એ ગરબડમાં પણ એક બે ચિંતાશીલ નાગરિકોએ આવનારને પૂછ્યુંઃ—" તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? "

આવનારે ઉત્તર આપ્યોઃ—" હું ગૌડવાસી છું, હમણાં સમગ્રામમાંથી આવું છું. તમે શા માટે ગભરાઓ છો? બ્હીશો નહિ. " પરંતુ ગરબડ શાંત ન થતાં ધીમે ધીમે વધતી જ ગઇ.

રાજપુરોહિત પુરૂષોત્તમદેવને રાજમાર્ગે થઇને ઝડપથી દોડતો જોઈ એક તંબોળીએ દુકાનમાંથી પૂછ્યુંઃ—" કેમ મહારાજ, આટલા ઉતાવળા ક્યાં જાઓ છો ? "

તેનો પ્રશ્ન સાંભળીને બ્રાહ્મણ ઘણા સંકટમાં આવી પડયો. તે સૌથી પ્રથમ મહારાણીને એ મંગળસંવાદ કહેવાને ઝડપથી જતો હતો. તેણે ધાર્યું હતું કે આ શુભ સમાચાર સાંભળીને મહારાણી અવશ્ય મ્હોટા ફૂળાહારની

ગોઠવણુ કરશે. એટલા માટે જ સેંકડો નાગરિકોના પ્રશ્ન ઉપર ધ્યાન આપ્યા વિના તે એકાગ્રતાથી રાજમહેલ તરફ દોડ્યો જતો હતો; પરંતુ આ વખતે તેને પાછા ફરવું પડ્યું, કેમકે તંબોળી તેની સાથે સારી પેઠે મિત્રાચારી રાખતો હતો, તે હમ્મેશાં તેને વિનામૂલ્યે પાન બનાવી આપતો હતો અને પૈસાને માટે કદાપિ ઉઘરાણી કરતો નહોતો. બ્રાહ્મણને પાછા ફરવાની ફરજ પડી. તંબોળીએ તેને પૂછ્યુંઃ—"આટલા ઉતાવળા ક્યાં જતા હતા ?"

"રાજમહેલમાં, મહારાણીને સમાચાર કહેવા."

"શું સમાચાર છે, તે તો મને કહો."

"ઘણા સારા સમાચાર છે. તું એ સરસ પાન તૈયાર કરીને મૂક. સૌથી પહેલાં હું એ સમાચાર જણાવીશ તો મને ઉત્તમ રીતે ફળાહાર મળશે."

"વારૂ, હું સરસ પાન તૈયાર કરીને મૂકું છું, પણ સમાચાર શું છે તે પહેલાં કહો."

"અરે, શુભ સંવાદ છે, શુભ સંવાદ. મહારાજ જીવતા છે."

"હેં ! શું કહો છો ? તમને કોણે કહ્યું ?"

"મને સેનાનાયક નંદલાલે કહ્યું. તે હમણાં જ આવ્યો છે." બ્રાહ્મણ વધારે રોકાયા વિના રાજમહેલ તરફ ઝડપથી ચાલ્યો. તંબોળી દુકાનમાંથી કૂદકો મારીને રાજમાર્ગ ઉપર આવી ઊભો રહ્યો અને મ્હોટેથી બોલી ઉઠ્યોઃ—"જય, મહારાજનો જય."

એ જયધ્વનિ સાંભળીને જોતજોતામાં સેંકડો નરનારીઓ તેની આસપાસ વિંટળાઇ વળ્યા અને પૂછવા લાગ્યાઃ—"હરિનાગ, શું થયું છે ?"

હરિનાગ કેવળ મ્હોટેથી બોલવા લાગ્યોઃ—"જય, મહારાજનો જય. જય, ગોપાળદેવનો જય. નાગરિકો, બ્હિશો નહિ. ગભરાશો નહિ."

એ સાંભળીને સેંકડો નાગરિક નાગરિકાઓ ઉંચે સ્વરે જયધ્વનિ કરી ઉઠયાં. જોતજોતામાં એ શુભ-સંવાદ સમસ્ત ગૌડનગરમાં ફેલાઇ ગયા. ભય પામવાથી ઘરમાં સંતાઇ રહેલાં નરનારીઓ બારણાં ઉઘાડી રાજમાર્ગ ઉપર આવીને જયધ્વનિ કરવા લાગ્યાં. ગૌડનગર કોલાહલથી કંપી ઉઠયું.

પુરૂષોત્તમે રાજમહેલના તોરણ આગળ આવીને જોયું કે, દ્વાર બંધ છે અને પ્રતિહારો વિશ્રામ કરે છે. પરદેશી શત્રુઓના વારંવાર હુમલા થતા હોવાથી પ્રતિહારો પ્રાસાદનાં તોરણ-દ્વાર ઉઘાડાં રાખવાની હિમ્મત કરી શકતા નહોતા. બ્રાહ્મણે તોરણ-દ્વાર ઉપર જોરથી આઘાત કર્યો. અંદરથી એક પ્રતિહારે પૂછ્યુંઃ—"કોણ ?"

બ્રાહ્મણે વિરક્ત થઇને કહ્યુંઃ–" હું છું, એકદમ જલદીથી બારણાં ઉઘાડ."

" તમે કોણ છો ? "

" અરે, બાપુ હું છું ! "

" નામ કહ્યા વિના હું તમને કેવી રીતે ઓળખી શકું ? "

" હું પુરૂષોત્તમ શર્મ્મા, રાજપુરોહિત છું. "

" કેમ મહારાજ, આટલા ઉતાવળા કેમ છો ? ઊભા રહો, બારણાં ઉઘાડું છું. "

" ઊભા રહેવાનો વખત નથી. "

" પ્રતિહારે તોરણ–દ્વાર ઉઘાડયાં. બ્રાહ્મણ પવનવેગે તેની પાસે થઇને પ્રાસાદમાં ચાલ્યો ગયો. મહારાણી દેદ્દદેવી બોધિસત્વ લોકનાથના મંદિરમાં પૂજા કરતાં હતાં. તેમનો નાનો કુમાર વાક્‌પાલ મંદિરની સ્હામે છાયામાં ઊભો હતો. પુરૂષોત્તમ મહારાણીને તેમના ઓરડામાં ન જોવાથી વ્યાકુળ બની જઇને આમતેમ ફરતો હતો. તેણે મંદિરની બહાર મહાકુમારને ઉભેલો જોઈ બૂમ પાડીને પૂછ્યુંઃ—" કુમાર, મહારાણી ક્યાં છે ? "

કુમારે તેની અવસ્થા જોઈ ભય પામીને પૂછ્યુંઃ—" મહારાજ, શું થયું છે ? માજી અહિંયાં જ છે. "

બ્રાહ્મણ તેના પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના મંદિરના બારણા આગળ આવીને ઊભો રહ્યો અને મહારાણીને જોઇ મ્હોટેથી બોલી ઉઠયોઃ—" મહારાણી, શુભ સમાચાર છે, મહારાજા જીવે છે. "

મહારાણીએ તેની વાત સાંભળીને પૂજા કરવી પડતી મૂકી અને ઉભા થઇને પૂછ્યુંઃ—" મહારાજ, શું કહો છો ? "

ઘણું દોડવાથી બ્રાહ્મણનો શ્વાસ રૂંધાઈ જવા આવ્યો હતો. તે મહા મહેનતે બોલ્યોઃ—" મહારાજ—જીવે—છે– "

" તમને કોણે કહ્યું ? "

" નંદલાલે. "

" નંદલાલ કોણ છે ? "

બ્રાહ્મણ ઉત્તર આપે તે પહેલાં જ માધવી હાંફતી હાંફતી આવીને બોલી ઉઠીઃ—" મહારાજનો જય થાઓ. બા, મહારાજ જીવે છે. "

પુરૂષોત્તમે એ સાંભળી ગભરાઇને કહ્યુંઃ—" મહારાણીનો જય થાઓ, હું સૌથી પહેલાં સમાચાર લાવ્યો છું. "

મહારાણીએ માધવીને પૂછ્યુંઃ—"તને આ શુભ સમાચાર કોણે કહ્યા ?"

"સૈન્યનાયક નંદલાલે."

"નંદલાલ કોણ છે?"

મંદિર આગળ કોલાહલ સાંભળીને પુરવાસીઓ રાણી તથા પુરૂષોત્તમની ચોતરફ વિંટળાઇ વળ્યા હતા. મહારાણીનો પ્રશ્ન સાંભળી પાછળથી કોઇએ ઉત્તર આપ્યોઃ—"નંદલાલ મહારાજનો એક સૈન્યનાયક છે, તે મહારાજ તથા યુવરાજની સાથે નીલાચલમાં ગયો હતો."

બોલનારનો સ્વર સાંભળી પુરવાસીઓ એકદમ ખસીને સન્માનપૂર્વક ઊભા રહ્યા. મહારાણીએ જોયું કે, તે માણસ ગૌડ રાજ્યનો મહા અમાત્ય ગર્ગદેવ શર્મા છે. મહારાણીએ પૂછ્યું:—"દેવ, શું આ શુભ સમાચાર સત્ય છે?"

"આપ ગભરાશો નહિ. હું તપાસ કરી આવું છું. નંદલાલ કયાં છે?"

માધવીએ ઉત્તર આપ્યોઃ—"તે પાછળ આવે છે."

ગર્ગદેવ પ્રાસાદની બહાર આવ્યો. તેણે તોરણની બહાર આવીને જોયું કે, નાગરિકો પ્રાસાદની આસપાસ વિંટળાઇ વળીને તુમુલ જયધ્વનિ કરી ગગનને ભેદી નાંખે છે. ગર્ગદેવ પોતાની સાથે ત્રણ ચાર પ્રતિહારો લઇને નંદલાલની શોધમાં નિકળ્યો. એ અરસામાં માધવીએ મહારાણીને જણાવ્યું કે, મહારાજની નૌકા સમુદ્રમાં ડૂબી જવાથી તેમને તથા યુવરાજને એક વ્યાપારીના વહાણમાં આશ્રય મળ્યો હતો. તે વણિકે તેઓને સમગ્રામના બંદરે ઉતાર્યા હતા, ત્યાંથી તેઓ સ્થળમાર્ગે ગૌડ તરફ પાછા આવે છે. મહારાણીએ તેની વાત સાંભળી સંતોષ પામીને કંઠમાંથી મૂલ્યવાન મોતીની માળા ઉતારી માધવીને આપી. એ જોઇ પુરૂષોત્તમ મહારાજથી રહેવાયું નહિ. તે બોલી ઉઠયોઃ—"અને હું?"

"તમારે શું છે?"

"હું જ સૌથી પહેલાં સમાચાર લાવ્યો છું, મારૂં-ઇનામ?"

"તમારે શું જોઇએ છે?"

"ભોજન અને સુવર્ણ દક્ષિણા."

"વારૂ, તમને પણ મળશે."

બ્રાહ્મણ નિશ્ચિંત થઇને જમીન ઉપર બેઠો.

જે માણસ ગોપાળદેવના જીવતા હોવાના શુભ સંવાદ લઇને ગોડમાં આવ્યો હતો, તે ધીમે ધીમે રાજમાર્ગ ઉપરની માણસોની મ્હોટી ભીડ ભેદીને પ્રાસાદ તરફ આવતો હતો. તે મુસાફરીના પરિશ્રમથી તેમ જ ભૂખ-તરસથી અત્યંત વ્યાકુળ થયેલો હતો, તેથી તેને માણસોની ભીડમાંથી આવતાં ઘણી જ મુશ્કેલી પડતી હતી. એટલામાં પ્રાસાદ તરફની દિશામાંથી

એક નવો કોલાહલ સંભળાતો તેના તરફ આવ્યો. નાગરિકો એક બીજાને પૂછવા લાગ્યાઃ—" નંદલાલ કોણ છે? નંદલાલ ક્યાં છે?"

તેમનામાંથી એક જણે નંદલાલને પૂછ્યું:—" નંદલાલ ક્યાં છે તે તમે કહી શકશો?"

નંદલાલ વિષાદપૂર્ણ હાસ્ય કરીને બોલ્યોઃ—"હું પોતે જ નંદલાલ છું."

એ સાંભળી તે માણસ સત્યાસત્યનો વિચાર કરવાની રાહ જોયા વિના જ ઉંચે સ્વરે બોલી ઉઠ્યોઃ—" આ નંદલાલ રહ્યા, અહિંયાં જ છે."

માણસોનાં ટોળાંએ વિદ્યુતના વેગે એ સમાચાર પ્રાસાદ તરફ મોકલાવ્યા. ગર્ગદેવ, નંદલાલ મળ્યો છે એ સાંભળીને તોરણમાંથી બહાર આવ્યો. નાગરિકોએ ખસી જઇને તેને માર્ગ આપ્યો. તેણે નંદલાલની પાસે આવી પૂછ્યું:—" શું તમારૂં જ નામ નંદલાલ છે?"

નંદલાલ મહામંત્રીને ઓળખતો હતો. તેણે પ્રણામ કરીને કહ્યું:—" જી હા."

" શું તમે જ મહારાજાના સમાચાર લઇને આવ્યા છો?"

" હા."

" મહારાજની સાથે તમે જ નીલાચલમાં ગયા હતા, નહિ?"

" હા."

" ત્યાર પછી શું થયું?"

" દોલસમુદ્રના તોફાનમાં નૌકા ડૂબી ગઇ. એક વણિકે પોતાની નૌકામાં મહારાજ, યુવરાજ તથા મને લઇ લીધા અને અમને ત્રણે જણને સમગ્રામ સુધી પહોંચાડ્યા."

" શું મહારાજે તમને સમાચાર કહેવા માટે મોકલ્યા છે?"

" ના; સપ્તગ્રામમાં આવીને મહારાજે મને એક અશ્વ લઈ આપ્યો હતો. તે અશ્વ ઉપર હું તેમની પાછળ પાછળ ચાલતો હતો. પરંતુ લોકોની ભીડમાંથી હું છૂટો પડી ગયો અને તેમને ફરીથી શોધી શક્યો નહિ. મેં ધાર્યું કે, મહારાજ મારી આગળ જ નિકળી ગયા હશે, તેથી હું પણ બંદર છોડીને ચાલ્યો આવ્યો."

" મહારાજે કયે રસ્તે થઇને આવવાનું કહ્યું હતું, તેની કાંઈ ખબર છે?"

" તે રાઢના પૂરાતન રાજમાર્ગે થઇને ગૌડ તરફ આવવાનું કહેતા હતા."

" તમે કયે રસ્તે થઇને આવ્યા?"

" હું થોડે સુધી ભાગીરથીના પશ્ચિમ કિનારે કિનારે ચાલ્યો હતો. પરંતુ ત્યારપછી એક વણિકે ચાંચીયાઓના ભયથી મને તેની નૌકાનું રક્ષણ કરવા

સાર રાખી લીધો હતો. હું તેની નૌકામાં રાઢની ઉત્તર સીમા સુધી આવ્યો અને ત્યાંથી બાકીના વીસ ગાઉનો માર્ગ મેં ઘોડા ઉપર કાપ્યો છે."

"શું રસ્તામાં મહારાજના કાંઈ સમાચાર સાંભળવામાં ન આવ્યા?"

"ના."

"તમે મારી સાથે અંતઃપુરમાં આવો. અરે, તમારામાંથી કોઇ તેમના અશ્વને ઝાલી રાખો."

"એકને બદલે દશ નાગરિકો અશ્વની લગામ પકડી રાખવાને આગળ આવ્યા. નંદલાલ ગર્ગદેવની સાથે પ્રાસાદમાં ગયો. મહારાણી હજી પણ લોકનાથના મંદિર આગળ રાહ જોતાં ઊભાં હતાં. ગર્ગદેવ નંદલાલને ત્યાં આગળ લઈ આવ્યો. નંદલાલે સમસ્ત વૃતાંત કહી સંભળાવ્યો અને તેના બદલામાં હીરકમંડિત સુવર્ણકંકણ પુરસ્કારમાં મેળવ્યું. તે જોઇને પુરૂષોત્તમ બોલી ઉઠ્યોઃ—"અને હું?"

ગર્ગદેવે પૂછ્યુંઃ—"તમારે વળી શું છે?"

"હું સૌથી પ્રથમ સમાચાર લઇને આવ્યો છું."

"તમારે શું જોઇએ છે?"

"નંદલાલના જેવું સુવર્ણકંકણ."

મહારાણીએ કંઇ પણ બોલ્યા વિના બીજા હાથમાંથી કંકણ કાઢીને બ્રાહ્મણને આપ્યું, પુરવાસીઓએ જયધ્વનિ કર્યો. મહારાણીએ ગર્ગદેવને કહ્યુંઃ—"દેવ, મહારાજને શોધવા માટે કોને મોકલશો? તમે અથવા વાક્પાલ બન્નેમાંથી કોઈ નગરનો ત્યાગ કરશો નહિ."

"દેવી, હું ભાગીરથીના પૂર્વ તથા પશ્ચિમ કિનારા તરફ તથા જળમાર્ગે મહારાજને શોધવા સારૂ માણસો મોકલું છું."

ગર્ગદેવ વિદાય લઇને ચાલ્યો ગયો. મહારાણીએ પુરૂષોત્તમને પૂછ્યુંઃ—"મહારાજ, આજે શું આહાર કરશો?"

પુરૂષોત્તમે કહ્યુંઃ—"દહિં, ભાત, શર્કરા અથવા થોડું મધ, એટલું જ બસ છે."

મહારાણી ત્યાંથી ચાલ્યાં ગયાં એટલે માધવીએ પૂછ્યુંઃ—"મહારાજ, આજે શું ફળાહાર કરશો? આજે તો તમારે એકાદશી છેને?"

બ્રાહ્મણે કહ્યુંઃ—"શકુંતલે, હવેથી મહિનામાં બે વાર એકાદશી થશે, કારણ મહારાજ પાછા આવે છે."

# પ્રકરણ ૮ મું.

## ગહન કાનનમાં.

કલ્યાણીદેવીને ખભાપર લઈ યુવરાજ ધર્મપાળ જ્યારે બારીના માર્ગે થઇને નીચે કૂદી પડયો, ત્યારે ચોતરફ અંધારૂં વ્યાપી રહ્યું હતું. દુર્ગના કોટ નીચે ખાઇનું પાણી સૂકાઇ ગયેલું હોવાથી જમીન કાદવવાળી થઈ ગઇ હતી, તેથી તેને શરીરે વાગ્યું નહિ. તેણે જોયું કે કલ્યાણીદેવી ભયથી બેશુદ્ધ થઈ ગઇ છે. ધર્મપાળે ધીરે ધીરે ખભા ઉપરથી કુમારીના દેહને જમીન પર મૂકી ઝડપથી બખ્તરનાં બંધન છોડી શિરસ્ત્રાણ, અંગરક્ષ, જાનુત્ર આદિ બખ્તરના વિભાગો કાઢી જમીન પર નાંખ્યા, ત્યાર પછી ખાઇમાંથી પાણી લઈ કલ્યાણીને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ કુમારીને શુદ્ધિ ન આવવાથી પુનઃ તેના દેહને ખભે મૂકી પાણીમાં પડયો. પાસે લાકડાના એક બે ટૂકડા તરતા હતા, તેમાંથી એક લાકડું પકડી લઇને તેને આધારે તે ખાઇના કિનારે આવ્યો. વેણુ-કુંજમાં એક નોકર ત્રણ અશ્વો લઇને ઊભો રહ્યો હતો. ધર્મપાળે તેની પાસેથી એક અશ્વ લીધો અને તેના ઉપર સ્વાર થઈ બેશુદ્ધ કલ્યાણીદેવીના દેહને લઈ અશ્વ દોડાવી મૂકયો.

ચોતરફ ગાઢ અંધકાર જણાતો હતો. માર્ગ નજરે પડતો નહોતો. ધર્મપાળે નિરૂપાય થઇને અશ્વની લગામ ઢીલી મૂકી દીધી. અશ્વ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલવા લાગ્યો. ગોકર્ણ મૂકીને એક ગાઉ આવ્યા પહેલાં જ રાત્રિ વીતિ ગઈ. પ્રભાતના પ્રકાશમાં ધર્મપાળે જોયું કે, અશ્વ ભાગીરથીના પુરાતન પટ પાસે થઇને ચાલે છે. પ્રભાતના શીતલ સમીરણથી કલ્યાણી-દેવીને શુદ્ધિ આવી. તેણે આંખો ઉઘાડીને પુછ્યુંઃ—" તમે કોણ છો ? "

ધર્મપાળનું મ્હોં રક્તવર્ણ થઇ ગયું. તેણે કહ્યુંઃ—" દેવી, બ્હિશો નહિ. હું ધર્મપાળ છું. "

કલ્યાણીદેવીનાં ચક્ષુ પુનઃ મિંચાઇ ગયાં. તેણે માથે ઘુંઘટ તાણી લીધો. ધર્મપાળે અશ્વનું મુખ ફેરવી વનમાં પ્રવેશ કર્યો અને સૂર્યોદય વખતે એક નિર્જન ગામની સીમા આગળ તેઓ આવી પહોંચ્યાં. ગામની બહાર એક મ્હોટું તળાવ હતું, તે કુમુદ વનથી ભરપુર હતું. તળાવની ચારે બાજૂએ ચાર પુરાતન ઘાટ હતા. તે વપરાશ વિના લીલા ઘાસથી ઢંકાઈ ગયા હતા. ધર્મપાળે અશ્વ ઉપરથી ઉતરી કલ્યાણીદેવીને નીચે ઉતારી. અશ્વને તળાવ-

માંથી પાણી પીવડાવી તેને ચરવા સારૂ ઘાસના ખેતરમાં છૂટો મૂકી દીધો. કલ્યાણીદેવી તળાવમાં હાથ મ્હોં ધોઇ આવી.

ધર્મપાળે પૂછ્યું:—" દેવી, હું ગામમાં અશ્વ શોધવા સારૂ જાઉં કે? તમે એકલાં રહી શકશો?"

કલ્યાણીએ ઉત્તર ન આપતાં ઘુંઘટ આગળ ખેંચ્યો. ધર્મપાળે થોડી વાર રાહ જોઇને પુનઃ પૂછ્યું:—" હું જાઉં?"

ઘુંઘટમાંથી ધીમા સ્વરે ઉત્તર મળ્યો:—" ના."

દિવસ ચઢી ગયો, પરંતુ તળાવ ઉપર કોઈ રમણી પાણી ભરવાને આવી નહિ, કે ગોવાળીયાઓ ગાય ભેંસોનું ધણ લઇને મેદાનમાં ચરાવવાને પણ આવ્યા નહિ.

ધર્મપાળદેવ ઘાટ ઉપર લીલા ઘાસ ઉપર બેસી રહ્યો. ઘાટની પાસે એક મ્હોટા અશ્વસ્થ-વૃક્ષની નીચે કલ્યાણીદેવી બેઠી હતી. થોડી વાર પછી ધર્મપાળે જોયું કે, કલ્યાણીદેવી વૃક્ષ નીચે સુકાં પાંદડાં ઉપર ઊંઘી ગઇ છે. તેને પેટમાં ઘણી ભૂખ લાગી હતી. તે કલ્યાણીદેવીને ઊંઘી ગયેલી જોઈ સંભાળથી ઉઠીને ખોરાકની શોધ માટે ગામમાં ગયો. ગામની ચારે તરફ પ્રદક્ષિણા કરી ધર્મપાળે જોયું કે, ગામમાં મનુષ્યની બિલકુલ વસ્તી નથી. ઘણા થોડા દિવસો પહેલાં જ રહેવાસીઓ ગામનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં હોય એમ લાગતું હતું, કારણ મનુષ્યને ઉપયોગી વસ્તુઓ હજી પણ સારી સ્થિતિમાં પડી રહેલી જણાતી હતી. ઘાસથી બાંધેલાં ઘરો અગ્નિથી નાશ પામ્યાં હતાં, પણ ઇંટપત્થરનાં મકાનોને ઘણું નુકસાન થવા પામ્યું નહોતું. ધર્મપાળે એક ઇંટના મકાનમાં પ્રવેશ કરીને જોયું કે, એક બે મનુષ્યની હાડપિંજરો આમ તેમ પડયાં છે, પરંતુ ઓરડામાં મનુષ્યના આહારની ઉપયોગી સઘળી વસ્તુઓ ભરેલી છે. કોઇએ તેને હાથ અડકાડયો નથી. આંગણામાં બે ત્રણ કેળો ઉગી હતી, પાકેલાં કેળાંની લૂમો ભારથી નીચી નમી ગઈ હતી. તે ઘરમાંથી એક ભાંગેલા વાસણમાં ચોખા તથા મીઠું અને વૃક્ષ ઉપરથી કેળાંની એક લૂમ લઇને તે તળાવ તરફ પાછો ફર્યો. તેણે ઘાટ પાસે આવતાં જોયું કે, કલ્યાણી નિદ્રામાંથી ઉઠી છે; પરંતુ ભયથી વ્યાકુળ થઈ ગયેલી કુમારી લાકડાની પુતળીની માફક અશ્વસ્થ વૃક્ષ નીચે ઊભી રહી છે. ધર્મપાળ દૂરથી તેની એવી અવસ્થા જોઇને બોલી ઉઠયો:—"દેવી! બ્હીશો નહિ, હું આવ્યો છું."

ધર્મપાળ પાસે આવતાં કલ્યાદેવીએ ઘુંઘટ ખેંચી લીધો, તે જોઈને

ધર્મપાળે કહ્યું:—"દેવી, આપણે જે અવસ્થામાં આવી પડ્યાં છીએ, તેમાં તમારે લજ્જાનો ત્યાગ કરીને મારી સાથે વાતચિત કરવી પડશે, નહિ તો આપણને ઘણી જ અડચણ પડશે."

કલ્યાણીએ કંઇ પણ બોલ્યા વિના માથું નીચું નમાવી દીધું.

ધર્મપાળ પુનઃ બોલ્યોઃ—"હું એક હાંડલું અને થોડા ચોખા લાવ્યો છું. તમે જરા પણ બ્હીશો નહિ. અહિંયાં ઊભાં રહો. હું વનમાંથી થોડાં સુકાં લાકડાં લઇ આવું."

કલ્યાણી માથું ઉંચી કરી બોલી ઉઠીઃ-"તમે મને અહિં એકલી મૂકીને જશો નહિ, મને ઘણી બ્હીક લાગે છે."

ધર્મપાળે જોયું કે થાકી ગયેલાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું છે. તે બોલ્યોઃ—"એમાં ભય પામવા જેવું શું છે? હું જલદી આવીશ."

પરંતુ કલ્યાણીએ કહ્યું:—"ના, તમે જશો નહિ."

ધર્મપાળ નિરૂપાય થઈને જમીન ઉપર બેઠો અને કલ્યાણીને પૂછ્યું:-"તમે રાત્રિથી કંઇ પણ આહાર કર્યો નથી, આખો દિવસ પણ શું ઉપવાસ જ કરશો?"

કલ્યાણીદેવીએ કંઈ ઉત્તર ન આપ્યો. ધર્મપાળદેવે તળાવમાંથી બે પદ્મપત્ર લઈ આવી તેમાં કેળાંના બે ભાગ કરીને મૂક્યા અને એક ભાગ કલ્યાણીની આગળ મૂકી તેને ખાવાનો આગ્રહ કર્યો. તે લજ્જાથી ઘુંઘટ ખેંચી લઇ મ્હોં ફેરવીને બેઠી. તે જોઇ ધર્મપાળે સ્હેજ હસીને કહ્યું:—"ત્યારે હું દૂર જાઉં?"

તરત જ ઉત્તર મળ્યોઃ—"ના."

"મને લાગે છે કે હું અહિં છું તેથી તમે આહાર કરશો નહિ!"

ઉત્તર ન મળ્યો. ધર્મપાળે ઊભા થઈને કહ્યું:—"ત્યારે હું દૂર જાઉં છું."

એક સુંદર ચંપકવર્ણ હસ્ત વસ્ત્રમાંથી બહાર આવ્યો અને પદ્મપત્ર ઉપર પડ્યો. ધર્મપાળ તે જોઇને ઊભો રહ્યો. પરંતુ હસ્ત ઉપડ્યો નહિ, પદ્મપત્ર ઉપર જ પડી રહ્યો; તે જોઈ ધર્મપાળે પૂછ્યું:-"તમે ક્યાં ખાઓ છો? હું જાઉં છું."

ચંપકકળી સમાન આંગળીઓ વડે એક કેળું ઉપડી જઇને વસ્ત્રની અંદર ગયું. ધર્મપાળે જોયું કે એક કેળું તો યથાસ્થાને ગયું, પરંતુ બીજું જતું નથી. તેથી તેણે પૂછ્યું:—"કેમ, શું થયું?"

ઘુંઘટપટમાંથી ઉત્તર આવ્યો:—" મને ભૂખ નથી. "

" ભૂખ લાગી હોવી જ જોઇએ. જો તમે આહાર નહિ કરો તો હું ચાલ્યો જઇશ. "

બીજું એક કેળું વસ્ત્રની અંદર અદૃશ્ય થઇ ગયું. એ પ્રમાણે ધર્મપાળે ઘણી જ મુસ્કેલીથી કલ્યાણીદેવીને થોડો ઘણો આહાર કરાવ્યો, પરંતુ તે ઘણો જ થોડો હતો. ધર્મપાળ પોતે પણ થોડાં કેળાં ખાઇ વિશ્રામ સારૂ અશ્વસ્થ-વૃક્ષ નીચે સૂતો. જોતજોતામાં સૂર્યનો તાપ ઘણો જ સખ્ત થયો, ધીમે ધીમે ધર્મપાળદેવને નિદ્રાદેવીએ ઘેર્યો. તે વૃક્ષની છાયામાં ઊંઘી ગયો. તેને ઊંઘી ગયેલો જોઇ કલ્યાણીદેવીના મનમાં ઘણી બિહક લાગવા માંડી. તે ધર્મપાળની પીઠ આગળ આવીને બેઠી. ધીમે ધીમે વૃક્ષની છાયામાં પણ તાપ અસહ્ય થઇ પડયો. કલ્યાણીદેવીને પુનઃ નિદ્રા આવવા માંડી અને અંતે તે પણ ધર્મપાળદેવની પાસે ઊંઘી ગઈ.

દિવસનો ત્રીજો પ્રહર વીતિ જવા આવ્યો, પરંતુ બન્ને થાકેલાં મુસાફરોમાંથી કોઈ જાગ્યું નહિ. નિર્જન ગામમાં મનુષ્યનો પગરવ સંભળાયો; પરંતુ યુવક-યુવતી ઊંઘમાંથી ઊઠયાં નહિ. થોડી વારમાં સૈનિકનાં વસ્ત્રો પહેરેલા બે માણસો ગામના માર્ગેથી ઘાટ આગળ આવી પહોંચ્યા. તેમનામાંથી એક જણ બોલ્યો:—" ભાઇ, આ તો ગામનો છેડો દેખાય છે, પરંતુ આપણે મનુષ્યનું ચિહ્ન પણ જોયું નહિ. "

બીજો સૈનિક બોલ્યો:-"ખરી વાત છે, પેટમાં ભૂખ પણ કકડીને લાગી છે."

" આહારનું તો કંઇ ઠેકાણું જ દેખાતું નથી. "

"આપણે એક વાર ઘરોમાં જઇને જોઇએ, ત્યાંથી કાંઈ મળે છે કે નહિ?"

"તારી બુદ્ધિ પણ હાથીના જેટલી સૂક્ષ્મ છે! જેઓ ઘર બાળી મૂકીને જતા રહ્યા છે, તેઓ તારે માટે પચાશ મણ અન્ન મૂકીને ગયા હશે, કેમ નહિ ?"

" ઈંટોનાં એક બે મકાન જણાય છે. આપણે એક વાર તપાસ તો કરીએ?"

" ભાઈ તારે જવું હોય તો જા, હું કંઈ આવતો નથી. હું તો આ વૃક્ષની છાયામાં બેસું છું.—અરે!"

સૈનિક વૃક્ષ નીચે ધર્મપાળ તથા કલ્યાણીદેવીને જોઇને દસ ડગલાં પાછો ખસી ગયો. તે જોઈ બીજા સૈનિકે ગભરાઇને પૂછ્યું:—" કેમ, વાઘ છે કે શું?"

સૈનિકે હોઠ ઉપર આંગળી મૂકી તેને બોલતો અટકાવ્યો અને ઘણા જ ધીમા સ્વરે કહ્યું:—" વૃક્ષની નીચે બે માણસો સૂતેલાં જણાય છે."

એ સાંભળી તેનો સાથી ન્હાસવાની તૈયારી કરવા લાગ્યો. બન્ને જણુ અશ્વસ્થ-વૃક્ષથી દૂર ઊભા રહીને વિચાર કરવા લાગ્યા. બીજો સૈનિક બોલ્યો:- "મેં તો તને તે જ વખતે કહ્યું હતું કે, ભૂતના દેશમાં વનમાં પેસવાનું કંઇ કામ નથી."

"વનમાં ન આવ્યા હોત તો ભૂખે મરી જવું પડત."

"પણ વનમાં આવીને એકલી હવા ખાઇએ છીએ!"

"જા ભાઈ, તું દૂરથી તેઓને જોઇ આવ—"

"વાહ! તારી વાત સાંભળીને હું જાણી જોઇને મૃત્યુના મુખમાં જાઉં! તેઓ કદિ પણ જીવતા માણસો નથી."

"તું જ્યારે આટલો બીહે છે, ત્યારે યુદ્ધ કેવી રીતે કરીશ?"

"જો જીવતા માણસોની સાથે યુદ્ધ કરવાનું હોય તો હું કરૂં, પણ ભુતની સાથે યુદ્ધ કરવાનું કંઈ મારૂં કામ નથી."

"ત્યારે હું જઇને જોઈ આવું છું, તું અહિંયાં ઊભો રહે."

"ભાઈ, હું પણ તારી સાથે આવું છું."

"કેમ?"

"કદાચ ભૂત આવે તો આપણુ બન્ને જણાને ખાય."

"ચાલ, ત્યારે આવ."

બન્ને જણ ધીમે પગલે બિલકુલ અવાજ કર્યા વિના ઘાટ તરફ ચાલ્યા. ધર્મપાળ તથા કલ્યાણીદેવીને ગાઢ નિદ્રા આવી ગઇ હતી. ધીમા પગરવથી તેઓની ઊંઘ ઉડી નહિ. બન્ને સૈનિકોએ આગળ આવીને જોયું કે, ઘાટ ઉપર એક ભાંગેલું હાંડલું પડ્યું છે. પ્રથમ સૈનિકે ઘણી જ સંભાળપૂર્વક ઉંચકી લઇને જોયું કે, તે ચોખાથી ભરેલું છે. તેણે આનંદમાં આવી જઈ પોતાના સાથીને તે દેખાડ્યું. બીજા સૈનિકે બોલ્યા વિના તેમાંથી એક મુઠ્ઠી ભરીને મ્હોંમાં મૂકી દીધી. તે જોઈ તેનો સાથી ભ્રકુટિ ચઢાવી બોલ્યો:- "શા માટે ખાધા?"

તેના સાથીએ ઉત્તર આપ્યો:-"ભૌતિક છે કે કેમ, તેની પરીક્ષા કરી જોઉં છું."

પ્રથમ સૈનિક ગુસ્સે થઇને બોલ્યો:—"તને યાદ છે કે સેનાપતિએ બે દિવસથી આહાર કર્યો નથી?"

તેના સાથીએ કહ્યું:—"આપણે બચ્યા એટલે બસ."

પ્રથમ સૈનિકે હાંડલું લઈ અશ્વસ્થ-વૃક્ષ આગળ આવીને જોયું કે,

જેઓ સૂઇ રહ્યા છે તેઓ મરી ગયા નથી, પણ જીવે છે. કેમકે બન્ને જણનો શ્વાસ ચાલે છે. તેણે પાસે જઇને જોયું કે ઘાટના પહેલા પગથિયા ઉપર પદ્મપત્રમાં કેટલાંક પાકેલાં કેળાં પડ્યાં છે. એ જોઇને તેનાથી લોભને લીધે રહેવાયું નહિ. તે ધીમે ધીમે આગળ ગયો. ઇંટોથી બાંધેલા ઘાટ ઉપર કેટલેક ઠેકાણે ઘાસ ઉગ્યું નહોતું, ત્યાં આગળ કેટલાંક કેળાંનાં છોતરાં પડ્યાં હતાં. તે ઉપર સૈનિકનો પગ પડતાં જ તે જમીન પર પટકાઇ પડ્યો. તેના પડવાના અવાજથી ધર્મપાળ તથા કલ્યાણીની ઉંઘ ઉડી ગઇ. તે જોઇને બીજો સૈનિક "બાપરે" કરતો ત્યાંથી ન્હાસી ગયો.

સૈનિક ઉભો થાય તે પહેલાં જ ધર્મપાળે તેના ગળા ઉપર તરવાર મૂકીને કહ્યું:–"ખબરદાર, ઊભો થતો નહિ, ઊભો થઇશ તો મરી જઇશ."

સૈનિક મૃત સમાન પડી રહ્યો. ધર્મપાળે પૂછ્યું:–"તું કોણ છે, તે જો ખરેખરૂં કહીશ તો હું તને મારીશ નહિ."

સૈનિક બોલ્યો:—"હું ગૌડરાજ ગોપાળદેવના સૈન્યમાં પાયદળ–સૈનિક છું."

ધર્મપાળે આશ્ચર્ય પામીને પૂછ્યું:–"શું કહ્યું ?"

સૈનિકે ધાર્યું કે મારા બોલવા ઉપર અવિશ્વાસ આવે છે. તે બોલ્યો:–"પ્રભુ, હું સત્ય કહું છું. હું ગૌડવાસી છું અને ગૌડરાજ ગોપાળદેવનો સૈનિક છું."

ધર્મપાળે તેના ખભા ઉપરથી તરવાર ઉપાડી લઇને કહ્યું:–"તું ઉઠીને બેસ."

સૈનિક ઉઠીને બેઠો થયો ને બોલ્યો:—"મહારાજ, હું અસત્ય બોલતો નથી. જુઓ, મારા તીર તથા તરવાર ઉપર ધર્મચક્ર અંકિત છે. એ ગૌડરાજવંશનું નિશાન છે."

ધર્મપાળે તીર તથા તરવાર તપાસી જોઇ સ્હેજ હસીને પૂછ્યું:–"તમે ક્યાં જતા હતા ?"

"અમે મહારાજને શોધવા માટે ગૌડથી સમગ્રામ તરફ જઇએ છીએ. અમારા સૈન્યમાં ત્રણસો ઘોડેસ્વાર તથા બસો પાયદળ સૈનિકો છે. રાઢદેશ એવો અરણ્યમય બની ગયો છે કે, કોઇ પણ ઠેકાણેથી ખાવાનું મળતું નથી. તેથી સેનાપતિએ પાયદળ સૈનિકોની ટૂકડીઓને ખોરાકની શોધમાં મોકલી છે."

"તમારો સેનાપતિ કોણ છે ?"

"ઘોડેસ્વાર સૈન્યનો ઉપરી પ્રભુદત્ત છે અને અમારો ઉપરી વિમલનંદી છે."

"તેઓ કેટલે દૂર છે ?"

"પ્રાચીન રાજમાર્ગની પાસે."

"તું ધ્યાનપૂર્વક જો, મને ઓળખી શકે છે ?"

"સૈનિક જ્યારે જમીન પર પટકાઈ પડ્યો હતો, ત્યારે તેના હાથમાંથી ચોખાનું હાંડલું પડી જઈને ભાંગી ગયું હતું અને તેથી ચોતરફ ચોખા વેરાઇ ગયા હતા. ભૂખ્યા થયેલા સૈનિકે એક મુઠ્ઠી ભરી લઇને એ વખતે મ્હોંમાં મૂક્યા." ધર્મપાળે તે જોયું.

તેણે સૈનિકને પૂછ્યું:—"શું તને ઘણી જ ભૂખ લાગી છે ?"

સૈનિકે ઉત્તર આપ્યો:—"મહારાજ, બે દિવસથી બિલકુલ ખાધું નથી."

ધર્મપાળે કહ્યું:—"ચોખા શા માટે ખાય છે? કેળાં ખાઈશ ?"

સૈનિક આનંદથી હસી પડ્યો. ધર્મપાળે કેળાંથી ભરેલું પદ્મપાત્ર સૈનિકના હાથમાં મૂક્યું. તે એક જ ક્ષણમાં કેળાં ખાઈ ગયો અને તળાવમાં જઇને ખોબો ભરી પાણી પી આવ્યો.

ધર્મપાળે તેને પુનઃ પૂછ્યું:—"તું મને ઓળખી શકે છે?"

સૈનિકે ઉત્તર ન આપતાં તેના તરફ જોયું. ધર્મપાળે કોષમાંથી લાંબી તરવાર બહાર કાઢી તેનું પાનું સૈનિકના હાથમાં મૂક્યું. રજતશુભ્ર ખડ્ગ ઉપર સુવર્ણ રેખાથી પદ્મભૂજ ધર્મચક્ર અંકિત હતું, તે જોઇ સૈનિકે પોતાની તરવાર લલાટે અડકાવીને અભિનંદન કર્યું અને કહ્યું:–"મહારાજ, આપ અવશ્ય કોઈ ગૌડીય મહા સામંત છો, પરંતુ હું આપને ઓળખી શકતો નથી."

ધર્મપાળે માથા ઉપરથી પાઘડી કાઢી નાંખી, લાંબા ગુચ્છાદાર કૃષ્ણ કેશ તેની પીઠ પર વિખરાઇ પડ્યા. તેણે પૂછ્યું:–"હવે જો."

સૈનિકે તરવાર નાંખી દઈ ઘુંટણીએ પડી હાથ જોડીને કહ્યું:—"દેવ, હવે આપને ઓળખ્યા, આપ મહાકુમાર યુવરાજ ધર્મપાળ દેવ છો. અમે મહારાજ તથા આપની શોધમાં જ નીકળ્યા છીએ."

ધર્મપાળે કહ્યું:—"તું મને જલદીથી વિમલનંદીની પાસે લઇ જા. મહારાજ ઘણા સંકટમાં છે."

"મહારાજ ક્યાં છે ?"

"તે ગોકર્ણ દુર્ગનું રક્ષણ કરવા જતાં લૂટારાઓના હાથમાં બંદિવાન થયા છે."

સૈનિકે ઉભા થઇને કહ્યું—"ચાલો, પણ મહાદેવી કેવી રીતે આવશે ?"

ધર્મપાળ કલ્યાણીની મહાદેવીની આખ્યા સાંભળી હસી પડયો પરંતુ બોલ્યોઃ—“ મહાદેવીને અશ્વ ઉપર બેસાડી હું પગે ચાલતો આવીશ. ”

“ શું રાજપુત્રવધૂ અશ્વ ઉપર આવી શકશે ? ”

“ હા. ”

ધર્મપાળ તથા સૈનિકના છેલ્લા શબ્દો સાંભળીને કલ્યાણીદેવીનું મ્હોં લાલચોળ થઈ ગયું. તેણે માથે ઘુંઘટ ખેંચી લીધો. અશ્વ તળાવને કાંઠે ચરતો હતો. ધર્મપાળે તેને પકડી લાવી કલ્યાણીને તેના ઉપર બેસાડી અને પોતે અશ્વની લગામ ઝાલીને પગે ચાલ્યો. સૈનિક માર્ગ દેખાડતો આગળ ચાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૯ મું.

### પુનર્મિલન.

ગોડસમગ્રામનો રાજમાર્ગ નિર્જન હતો, સંધ્યા વીતિ જવા આવી હતી, માર્ગની બન્ને બાજૂએ વનમાંથી અસંખ્ય તમરાઓનો તીણો સ્વર નિર્જન પ્રદેશમાં ગુંજી રહ્યો હતો. વનમાંથી એક માણસે બહાર નિકળી એક વાર ચોતરફ નજર કરી અને તરતજ પુનઃ વનમાં સંતાઇ ગયો. ત્યાર પછી થોડી વારમાં જ કેટલાક ઘોડેસ્વાર રાજમાર્ગે થઇને ત્યાં આવી પહોંચ્યા. તેઓ ત્યાં આવતાં જ ઘોડેસ્વારો તેમજ પાયદળ સૈન્યની ટૂકડીએ બહાર આવી તેઓને ઘેરી લીધા. આવનારાઓની પાસે અસ્ત્ર હોવા છતાં પણ તેઓ યુદ્ધ કર્યા વિના બંધીવાન થયા. ઘોડેસ્વાર તેમજ પાયદળ સૈન્યે તેઓને સાથે લઇ પુનઃ વનમાં પ્રવેશ કર્યો. વનમાં તંબૂની આગળ કાષ્ઠાસન—ખુરસી ઉપર બેસીને એક પ્રૌઢ બીજા કેટલાક માણસોની સાથે વાર્ત્તાલાપ કરતો હતો. પાંચે બંધીવાન સૈનિકોને તેની આગળ લાવવામાં આવ્યા.

તે પ્રૌઢ માણસે પૂછ્યુંઃ—“ તમે કોણ છો ? કયાં જતા હતા ? ”

પાંચે બંધીવાન સૈનિકોએ એકે અવાજે ઉત્તર આપ્યોઃ—“ અમે નારાયણી સૈનિકો છીએ.”

તે પ્રૌઢ માણસ એ સાંભળીને હસી પડયો અને બોલ્યોઃ—“ બાપુ, દ્વાપરયુગના અંતમાં તો નારાયણી સેનાનો અંત આવી ગયો છે. વળી

પુનઃ નારાયણી સેના ક્યાંથી આવી ? વારૂ, ગમે તેમ હોય, તમે ક્યાંથી આવો છો અને ક્યાં જાઓ છો ?"

બંધીવાનોમાંથી એક જણે ઉત્તર આપ્યોઃ—" અમે સાધારણ રીતે કોઇના પણ પ્રશ્નનો ઉત્તર આપતા નથી. પરંતુ અમે ઘણી જ વિપદમાં આવી પડયા છીએ. જો સત્ય વાત જણાવ્યાથી છોડી દો તો કહીએ. "

" વારૂ, છોડી દઇશું. "

" અમે ગોડેશ્વર ગોપાળદેવની આજ્ઞાથી યુવરાજ ધર્મરાજ ધર્મપાળની શોધમાં ગયા હતા. "

પ્રૌઢ માણસ બંધીવાનની વાત સાંભળી એક કૂદકો મારી આસનનો ત્યાગ કરીને બંધીવાનની પાસે આવ્યો અને તેણે પૂછ્યુંઃ—" શું કહ્યું ? ફરીથી બોલ. "

કેદી જે બોલ્યો હતો, તે ફરીથી બોલી ગયો.

પ્રૌઢ માણસે વ્યાકુળતાથી પૂછ્યુંઃ—" મહારાજ ક્યાં છે ? "

" ગોકર્ણદુર્ગમાં. "

" ગોકર્ણદુર્ગમાં ? તમારા મ્હોં ઉપરથી જણાય છે કે તમે અસત્ય બોલતા નથી. તેમનાં બંધન છોડી નાંખો. "

" અમૃતાનંદ કદિ પણ મિથ્યા બોલતો નથી. હવે અમે જઇએ કે ? "

" ના, ઉભા રહો. અમે ગૌડમાંથી મહારાજ ગોપાળદેવની શોધમાં આવ્યા છીએ. અમને સાથે લઈ ચાલો. આ નિર્જન પ્રદેશમાં અમને બે દિવસથી બિલકુલ આહાર મળ્યો નથી, અમને કંઇ ખોરાક આપી શકશો ? "

" આહાર મળવો મુસ્કેલ છે. ગોકર્ણમાં અથવા ગોવર્દ્ધનમાં પહોંચ્યા વિના તે મળી શકે તેમ નથી. "

અમૃતાનંદને જોઇ પ્રૌઢના મનમાં આશા ઉત્પન્ન થઇ હતી, પણ તે જતી રહી. તે કાષ્ઠાસન ઉપર બેસી ગયો.

અમૃતાનંદે કહ્યુંઃ—" અહિંયા વિલમ્બ કરવાથી શું લાભ છે ? "

" ઘોડેસ્વારો તથા પાયદળ સૈન્યની ટૂકડીઓ ખોરાકની શોધમાં ગઇ છે. તેમના આવ્યા વિના કેવી રીતે જવાય ? "

" વારૂ, ત્યારે અમે જઇએ છીએ; પરંતુ અમારામાંથી એક જણને અહિંયાં મૂકતા જઇએ છીએ. તે તમને માર્ગ દેખાડશે. "

" ઘણું સારૂં. "

" ત્રણ સાથીદારોને લઈ અમૃતાનંદ ગોકર્ણદુર્ગ તરફ ચાલ્યો. સંધ્યા વખતે ચોતરફથી ગૌડીય સેના પાછી ફરવા લાગી. કોઇ બે વેંગણ, કોઈ

એકાદ દૂધી, કોઈ વળી કેટલાંક કંદમૂળ લઈ આવ્યા હતા. સૈનિકો ઠેકાણે ઠેકાણે અગ્નિ સળગાવીને તે રાંધી ક્ષુધા શાંત પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. રાત્રિની પ્રથમ ઘડી વીતિ ગયા પછી એક સૈનિકે આવી સમાચાર આપ્યા કે, "બે સૈનિકો એક રમણીને લઇ આવે છે."

તે પ્રૌઢ માણસે આજ્ઞા આપીઃ—" વારૂ, તેમને અહિંયાં લઈ આવો."

થોડા વખતમાં ધર્મપાળદેવ, સૈનિક તથા કલ્યાણીદેવીની સાથે ત્યાં આગળ આવી પહોંચ્યો. ધર્મપાળે એક સૈનિકને પૂછ્યુંઃ—" અહિંયા કોણ છે ?"

સૈનિકે ઉત્તર આપ્યોઃ—" સેનાનાયક પ્રભુદત્ત."

ધર્મપાળે આગળ આવી બૂમ પાડીઃ—પ્રભુદત્ત !"

પ્રૌઢ કંઠસ્વર સાંભળી ગભરાઇને ઉભો થયો અને તેણે પૂછ્યુંઃ—"કોણ ?"

ઉત્તર મળ્યોઃ—" હું ધર્મપાળ."

પ્રભુદત્તે આવેશપૂર્વક દોડી ધર્મપાળનો ખભો ઝાલ્યો અને એકવાર તેના મુખ તરફ જોઇ તેને બાઝી પડયો. પ્રથમ સંભાષણ સમાપ્ત થતાં પ્રભુદત્તે ધર્મપાળને બાહુપાશમાંથી મુક્ત કરીને કહ્યુંઃ—" ધર્મ, મારી ભુલ થઈ છે. હવે તું કાંઇ ન્હાનો બાળક નથી; પરંતુ યુવરાજ છે. તને રીત પ્રમાણે અભિવંદન કરવું પડશે."

ધર્મપાળ બોલ્યોઃ—" એવી ગાંડા જેવી વાતો કરશો નહિ. હું તમારા તંબૂમાં એક અતિથિને લઇ આવ્યો છું."

પ્રભુદત્તે પૂછ્યુંઃ—" કોને ? મેં સાંભળ્યું છે કે, તારી સાથે કોઇ રમણી છે."

જે સૈનિક ધર્મપાળને તંબૂમાં લઇ આવ્યો હતો, તે એકદમ બોલી ઉઠયો—" નાયક, તે રાજપુત્રવધૂ છે."

પ્રભુદત્ત સૈનિકની વાત સાંભળી મ્હોટેથી હસી પડયો અને બોલ્યોઃ-"ધર્મ, વિવાહમાં આ વૃદ્ધને બોલાવ્યો પણ નહિ કે ?"

ધર્મપાળ કિંકર્ત્તવ્ય વિમુઢ થઇને ઊભો રહ્યો. પ્રભુદત્ત પુનઃ બોલ્યોઃ— " આમ ઊભો ન રહીશ. મહાદેવી કયાં છે ? તેમને લઈ આવ."

ધર્મપાળે અશ્વ ઉપરથી કલ્યાણીદેવીને જમીન પર ઉતારી. પ્રભુદત્તે આગળ આવી તેને અભિવંદન કરીને કહ્યુંઃ—" દેવી, હું તમારો સેવક છું. તમારા શ્વસુરકુળનો ઘણા દિવસનો નોકર છું. અહિંયાં તમારો યોગ્ય સત્કાર કરી શકું એવી મારી શક્તિ નથી. હું ધારૂં છું કે, તમે મુસાફરીના પરિશ્રમથી થાકી ગયાં છો. આ તંબૂમાં આરામ લ્યો."

ધર્મપાળ કંઈ પણ નક્કી કર્યા વિના બોલી ઉઠ્યોઃ—" પ્રભુદત્ત ! શું કરો છો ? ગાંડાની માફક જેમ મ્હોંમાં આવે છે, તેમ શું બકયા કરો છો ? "

પ્રભુદત્ત ગુસ્સે થઈ ઉઠ્યો અને ધર્મપાળદેવના તરફ તિરસ્કાર દર્શાવી બોલ્યોઃ—" જો ધર્મ, તું યુવરાજ હો કે ગમે તે હો; પરંતુ મારી આગળ તો તું તે જ ધર્મ છે. મારે આવા નિર્જન અરણ્યમાં તારી વધૂનું મ્હોં જોવું પડયું, એ દુઃખ હું મરતાં પણ ભૂલી શકીશ નહિં. " ત્યાર પછી કલ્યાણીદેવીને સંબોધી બોલ્યોઃ—" દેવી, અમારી સાથે કોઇ સ્ત્રી નથી, દાસીના અભાવે તમને ઘણી અડચણ પડશે. તમે તંબૂમાં જાઓ. યુવરાજ તમને વસ્ત્ર વગેરે આપી જશે. " કલ્યાણી તંબૂમાં ગઇ.

તંબૂની આગળ કાષ્ઠાસન ઉપર બેસી ધર્મપાળ પ્રભુદત્તની સાથે વાતચિત કરવામાં મશ્ગુલ થઈ ગયો. ધર્મપાળે કહ્યું કે, "જ્યારે નારાયણે લગભગ દુર્ગ ઉપર અધિકાર મેળવ્યો હતો, ત્યારે હું કલ્યાણીને લઇ દુર્ગમાંથી નિકળી ગયો હતો, તેથી પિતાની કેવી સ્થિતિ થઈ એ વિષે હું સર્વથા અજ્ઞાન છું. "

પ્રભુદત્ત બોલ્યોઃ—" હમણાંજ એક સંન્યાસી આવ્યો હતો. તે કહેતો ગયો હતો કે, મહારાજ ગોકર્ણદુર્ગમાં છે; પરંતુ મહારાજ વિપદ્માં છે એ વિષે તો તેણે કંઇ કહ્યું જ નહિ ? "

" એ સંન્યાસીનું નામ શું ? "

" અમૃતાનંદ. અમને માર્ગ દેખાડવા સારૂ તે પોતાની ટૂકડીમાંથી એક સૈનિકને અહિયાં મૂકતો ગયો છે. "

" તે માણસ કયાં છે ? "

પ્રભુદત્તની આજ્ઞાથી એક ગૌડીય સૈનિક અમૃતાનંદના અનુચરને બોલાવવા સારૂ ગયો. ધર્મપાળે પૂછ્યુંઃ—" મેં સાંભળ્યું છે કે તમારી સાથે વીમલનંદી પણ આવ્યો છે ? "

" હા. તને કોણે કહ્યું ? "

" જે સૈનિકની સાથે હું અહિં આવ્યો તેણે મને કહ્યું. નંદી કયાં છે ? "

" તે ક્ષુધા સહન ન કરી શકવાથી શિકારે ગયો છે. "

" ઘણું સારૂં, ત્યારે તો કંઇ ખાવાનું મળશે. "

" તમારી પણ શું અમારા જેવીજ સ્થિતિ થઇ છે ? "

" કાલ બપોરે અન્ન મળ્યું હતું; આજ સ્હવારમાં ચોખા, લવણ તથા હાંડલું મળ્યું હતું; પરંતુ લાકડાં વિના રંધાયું નહિ. "

" શું વનમાંથી લાકડાં મળી શકયાં નહિ ? "

" ના,—તેમ નહિ, દેવીએ કહ્યું કે મારાથી એકલાં રહેવાશે નહિ."

" બન્ને સાથે શા માટે ન ગયાં ? "

" તમે તો બધી વાતમાં મસ્કરી જ કરો છો. હું ખરૂં કહું છું. કલ્યાણીદેવીની સાથે મારો વિવાહ થયો નથી, કેવળ ગઇ રાત્રે ગોકર્ણની દુર્ગસ્વામિનીએ મને દેવીનું રક્ષણ કરવા સારૂ નિમ્યો છે."

" બાપુ, ક્ષત્રિયને માટે એજ વિવાહ બસ છે. દુર્ગસ્વામિનીએ કન્યાનું રક્ષણ કરવાનો ભાર સોંપ્યો, એટલે ગાંધર્વ વિવાહ થઇ ગયા. "

" જાઓ, તમે તો ઘણા ખરાબ છો. "

" હા ભાઇ, ખરી વાત છે. મનમાં સંતાડી રાખેલી વાત બહાર કઢાવી એટલે ઘણા ખરાબ થયા. વારૂ, જે કર્યું તે સારૂં જ કર્યું છે. મહારાણીની આગળ વધૂ સહિત પુત્રને હાજર કરીશ એટલે પુરષ્કાર તરિકે રત્ન મળશે. ધર્મ, તને ચોખા ક્યાંથી મળ્યા હતા ? ત્યાં કેટલા ચોખા છે ? "

" ઘણા છે. "

" તે સ્થળ અહિંથી કેટલું દૂર છે ? "

" ત્રણ ચાર ગાઉ હશે. "

" કઇ તરફ ? "

" હું ચોક્કસ કહી શકતો નથી. મને લાગે છે કે તે ઉત્તર પશ્ચિમમાં આવેલું છે. "

પ્રભુદત્તે એક સૈનિક મારફતે યુવરાજને લઇ આવનાર સૈનિકને બોલાવી મંગાવ્યો. તેને પૂછ્યું:—" તને જે ઠેકાણે યુવરાજ મળ્યા હતા, તે અહિંથી કેટલું દૂર હશે ? "

" લગભગ ત્રણ ગાઉ. "

" રાત્રે રસ્તો જડશે ? "

" હા. "

" તમારામાંથી કોઇ સંન્યાસીના અનુચરને બોલાવી લાવો. "

એટલામાં અમૃતાનંદનો અનુચર આવી પહોંચ્યો. પ્રભુદત્તની આજ્ઞાથી સૈનિકે તેને નિર્જન ગામ સંબંધી પૂછ્યું. તેણે ઉત્તર આપ્યો કે, એ રસ્તે થઇને જ ગોકર્ણમાં જવું પડશે. તે સાંભળી પ્રભુદત્ત બોલ્યો:—" ધર્મ, નંદી આવે એટલે આપણે અહિંથી ઉપડીશું. આજે આહાર કર્યા વિના સૈનિકો ચાલી શકશે નહિ. મહારાજનો પત્તો મળ્યો છે, એટલે હવે વિલમ્બ કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી; બીજી પણ બે ટુકડીઓ તેમની શોધમાં ફરે છે. "

" જોઇએ નંદિપુત્ર શું લઇને આવે છે. "

થોડી વારમાં એક સૈનિકે આવીને સમાચાર આપ્યા કે, વિમલનંદી એ મ્હોટા મહિષ મારીને લઇ આવે છે. એ સાંભળી ધર્મપાળદેવે પૂછ્યું:—"પ્રભુદત્ત! શું બૌદ્ધો મહિષનું માંસ ખાય છે?"

પ્રભુદત્તે ઉત્તર આપ્યો:—"ભાઇ, બૌદ્ધની વાત રહેવા દે. બુદ્ધદેવ પોતે બુઢ્ઢાપામાં શૂકરનું માંસ ખાઇને મરણ પામ્યા હતા."

વિમલનંદીએ રસ્તામાં જ યુવરાજના આગમનના સમાચાર સાંભળ્યા હતા. તેણે આવી યુવરાજને અભિવંદન કર્યું. ત્રણે જણે મસલત કરી નક્કી કર્યું કે, અત્યારે જ ગોકર્ણ તરફ પ્રયાણ કરવું યોગ્ય છે. ગાૈડીય સૈન્યે રાત્રિના બીજે પહોરે છાવણી ઉપાડી લઇ કુચ કરી. બીજે દિવસ સ્હવારમાં નિર્જન ગામમાં આવતાં ભૂખ્યા સૈનિકોને પૂરતા પ્રમાણમાં ખોરાક મળ્યો. આહાર કરી રહીને તેમણે રાજપુત્રવધૂનો જયધ્વનિ કરી ગગન ભેદી નાંખ્યું; કેમકે તેઓને ખાત્રી થઈ કે, તંબૂમાં લક્ષ્મીનાં પગલાં આવ્યાથી જ તેઓને અન્ન મળ્યું, નહિ તો કદાપિ મળત નહિ.



## પ્રકરણ ૧૦ મું.

### વિચાર અને દંડ.

બે દિવસમાં ધર્મપાળ દેવનો કંઇ પણ પત્તો ન મળ્યો. જેઓ તેને શોધવા સારૂ ગયા હતા, તેમનામાંથી ઘણા જણ નિષ્ફળ થઇને પાછા આવ્યા હતા, પરંતુ અમૃતાનંદ હજી સૂધી પાછો ફર્યો નહોતો. સ્હવારમાં દુર્ગનાં દ્વાર આગળ ઝાડ નીચે ગોપાળદેવ, સંન્યાસી વિશ્વાનંદ, ઉદ્ધવઘોસ તથા કમળસિંહ બેઠા હતા. ગોપાળદેવ ચિંતાતુર થઇ ગયો હતો, બાકીના સૌ દીલગીર જણાતા હતા. કેટલીકવારે ગોપાળદેવે કહ્યું:—"પ્રભુ, હજી કેટલા દિવસ સૂધી શાંતપણે બેસી રહીશું? ધર્મ હવે મળવાનો સંભવ નથી. જો તે જીવતો હોત તો પાછો આવત અથવા સમાચાર મોકલાવત."

સંન્યાસી બોલ્યો:—"મહારાજ! હવે એક દિવસ રાહ જુઓ. અમૃતને આવવા દો."

ગોપાળદેવે નિરાશ થઇને કહ્યું:—"વારૂ, તેમ કરો." ત્યાર પછી તે ગંભીર ચિંતામાં ડૂબી ગયો.

તે જોઇને સંન્યાસી બોલ્યો:—" મહારાજ ! એક કાર્ય મુલતવી રાખવાથી ઠીક થતું નથી. "

ગોપાળદેવે પૂછ્યું:—" શું ? "

" નારાયણઘોસનો વિચાર. "

" કેવો વિચાર પ્રભુ ! કેવી રીતે તેનો વિચાર કરીશું ? "

સંન્યાસીએ કહ્યું:—" આ અરાજક દેશમાં રાજશક્તિને નાશ પામેલી જોઈ જુલમી જમીનદારોએ જે જે અત્યાચાર કર્યા છે, તેનું ફળ મેં મારી આંખોથી વારંવાર જોયું છે. તેઓને જુલમ કરતાં અટકાવવા સારૂ અમે લાગ મળતાં તેમને શિક્ષા કરીએ છીએ. અપરાધીની સમાન સ્થિતિવાળા બે ત્રણ જમીનદારો વિચાર ચલાવે છે અને સર્વ સાધારણની સમક્ષ તેઓને શિક્ષા કરવામાં આવે છે. નાના પ્રકારના ઉપાયો લીધા છતાં દેશમાં શાંતિ સ્થાપી શકાઈ નથી. દક્ષિણમાં ઢેક્કરીયરાજ અને ઉત્તરમાં વનવાસી બર્બરજાતિ અપરાધીઓને આશ્રય આપી તેઓને ઉશ્કેરે છે. જો વિલંબ થશે તો વળી કંઈ બીજી વિપદ્ આવી પડશે, માટે આજે જ તેનો ચૂકાદો કરી નાંખવાની આજ્ઞા આપો. "

ગોપાળદેવે કહ્યું:—" પ્રભુ ! મારી આજ્ઞાની શી આવશ્યકતા છે ? હું તો માત્ર અતિથિ છું. "

સંન્યાસી બોલ્યો:—" મહારાજ, આપ એક મુખ્ય સાક્ષી છો. "

ગોપાળદેવે કહ્યું:—" દેવ, જે મેં જોયું છે, તે વિચારકની આગળ નિવેદન કરીશ. "

સંન્યાસીની આજ્ઞાથી ગંગા કિનારે અશ્વત્થ-વૃક્ષની નીચે આસન પાથરવામાં આવ્યું. કમળસિંહ, વિશ્વાનંદ તથા ઉદ્ધવઘોસ તે ઉપર બેઠા. તેઓની પાસે બીજા એક આસન ઉપર ગોપાળદેવ બેઠો. કેટલાક સૈનિકો દુર્ગમાંથી લોખંડની બેડીથી બંધાયેલા નારાયણઘોસને લઇ આવ્યા. કેદીને સંન્યાસીએ પૂછ્યું:—" નારાયણ, અમે તારો વિચાર કરીશું. તું અસત્ય ન બોલવાના સોગંદ લે. "

નારાયણઘોસ વિકટ હાસ્ય કરીને બોલ્યો:—" તું મારો વિચાર ચલાવનાર કોણ છે ? "

કમળસિંહે ગુસ્સે થઇ કહ્યું:—" બોલ, સોગંદ લઇશ કે નહિ ? "

નારાયણઘોસ બેડીથી બંધાયેલા હાથ દેખાડીને બોલ્યો:—" શું બેડીને સ્પર્શ કરીને સોગંદ લઉં કે ? "

સંન્યાસીની આજ્ઞાથી નારાયણઘોસને બંધનમાંથી મુક્ત કરવામાં આવ્યો, પરંતુ તેણે શપથ ન લીધા. એ જોઇ ગોપાળદેવ બોલ્યોઃ—“ આપણે ગંગાને કિનારે જ બેઠા છીએ, શપથ લેવાની શી જરૂર છે ?”

નારાયણ તિરસ્કાર સહિત થુંક્યો. ગોપાળદેવ તેનો ભાવ જોઇ કંપી ઉઠયો અને તેણે સંન્યાસીને પૂછ્યું:—“ પ્રભુ, શું આ માણસ ગાંડો છે ?”

સંન્યાસીએ હસીને ઉત્તર આપ્યો:—“ ગાંડો નથી, પણ કૃષ્ણસર્પ છે.”

ગોપાળદેવ બોલ્યો:—“ પણ ગંગાજળ તરફ આ પ્રમાણે ધિક્કાર શા માટે દેખાડે છે ?”

સંન્યાસીએ કહ્યું:—“ નારાયણ ×વજ્રયાનીય બૌદ્ધ છે.”

“ શું આપણે પણ બૌદ્ધ નથી કે ?”

“ તમે તો *મહાયાન-મતાવલમ્બી છો.”

“ ત્યારે આ માણસ શપથ નહિ લે એમ જણાય છે.”

“ ભલે ન લે.”

ત્યાર પછી સંન્યાસીએ નારાયણને પૂછ્યું:—“ તું શામાટે ગોકર્ણમાં આવ્યો હતો ?”

નારાયણઘોસે ઉત્તર આપ્યો :—“ કલ્યાણીને લઇ જવા માટે.”

“ શા માટે લઈ જવાને ઇચ્છતો હતો ?”

“ તેને દાસી બનાવવા સારૂ.”

“ તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા કેમ ન કરી ?”

“ મારી મરજી.”

સંન્યાસીએ ગોપાળદેવને પૂછ્યું :—“ મહારાજ, આપે શું જોયું છે ?”

ગોપાળદેવે કહ્યું:—“ આ માણસે લગભગ સહસ્ર સૈનિકો લઇને ગોકર્ણદુર્ગ ઉપર આક્રમણ કર્યું હતું.

“ દુર્ગમાં કેટલું સૈન્ય હતું ?”

“ સાઠ અથવા સીત્તેર માણસો હતા.”

એટલામાં દૂરથી અશ્વોના પગલાનો અવાજ સંભળાયો, ક્ષણવારમાં ત્રણ ઘોડેસ્વારોની સાથે અમૃતાનંદ આવી પહોંચ્યો. સંન્યાસી તથા ગોપાળદેવ ગભરાઇને આસન ઉપરથી ઉઠી ઉભા થયા. સંન્યાસીએ પૂછ્યું :—“અમૃત, શા સમાચાર છે ?”

---

× વજ્રયાન-બૌદ્ધધર્મના એક વિભાગનું નામ.

* મહાયાન-બૌદ્ધધર્મના, એક વિભાગનું નામ.

અમૃતાનંદે પ્રણામ કરીને કહ્યું:—" યુવરાજનો ક્યાંય પત્તો મળતો નથી."

ગોપાળદેવ હતાશ થઇને બેસી ગયો. તે જોઇ અમૃતાનંદ બોલ્યો:— "મહારાજ, ગૌડમાંથી એક સેનાનાયક મ્હોટું સૈન્ય લઇને આપની શોધમાં નિકળ્યો છે."

ગોપાળદેવ ચુપ રહ્યો. પરંતુ સંન્યાસીએ પૂછ્યું:—" તેઓ ક્યાં છે?"

અમૃતાનંદે ઉત્તર આપ્યો:—" પાર્થસારથિના મંદિરની પાસે."

" તેઓને શા માટે તારી સાથે ન લાવ્યો?"

" બે દિવસથી આહાર કર્યો ન હોવાથી તેઓ વ્યાકુળ થઈ રહ્યા છે. તેમના સૈન્યમાંથી ઘણા જણા ખોરાકની શોધમાં નિકળી પડયા છે; સઘળા પાછા ફરશે એટલે તેઓ આ તરફ આવશે. તેમને માર્ગ દેખાડવા સારૂ આપણો એક માણસ આપ્યો છે. હું ધારૂં છું કે તેઓ સ્હાંજ પહેલાં અહિં આવી પહોંચશે."

સંન્યાસીની આજ્ઞાથી અમૃતાનંદ ત્યાં આગળ બેઠો. તે પણ એક સાક્ષી હતો. તેણે જણાવ્યું કે, એક દિવસ પહેલાં નારાયણઘોસે ગોકર્ણદુર્ગ ઉપર આક્રમણ કરવાના સમાચાર મોકલ્યા હતા; પરંતુ તેણે દૂતના મ્હોંયે કલ્યાણીદેવીના સંબંધમાં કાંઈ પણ કહેવડાવ્યું નહોતું.

સંન્યાસી બોલ્યો:—" ચાલો, વિચાર પૂરો થઈ ગયો લાગે છે."

કમળસિંહે પૂછ્યું:—" શું શિક્ષા કરશો?"

" આ અપરાધ માટે પ્રાણદંડ વિના બીજી કંઇ પણ શિક્ષા નથી. અગ્નિ, અને કબૂલ ન થાય તો પછી ફાંસી."

ગોપાળદેવ ખિન્નવદને બેસી રહ્યા હતો. તે શિક્ષાની વાત સાંભળી ફરીજી ઉઠયો અને બોલ્યો:—" શું તમે સામાન્ય ચોર લૂટારાની માફક નારાયણઘોસને મારી નાંખશો? ક્ષાત્રધર્મના રિવાજ પ્રમાણે કાર્ય કરવાથી શું સારૂં ન થાત?"

સંન્યાસી બોલ્યો:—" મહારાજ, નારાયણઘોસ રાજા હોવા છતાં પણ એક લૂટારો છે. નિરપરાધીઓને હેરાન કરવા એ શું રાજધર્મ છે કે? રમણી તથા બાળક, અસહાય તથા વૃદ્ધના ઉપર જુલમ કરવો એ શું રાજધર્મ છે કે?"

ગોપાળદેવ ચુપ રહ્યા. સંન્યાસીએ નારાયણઘોસને પૂછ્યું:—" નારાયણ, શું તું અગ્નિમાં પ્રવેશ કરીને પાપનું પ્રાયશ્ચિત કરીશ?"

નારાયણઘોસ ગર્જના કરી ઉઠયો:—"શા દુઃખે હું અગ્નિમાં પ્રવેશ કરૂં ? વૃદ્ધ શૃગાલ, જો તારામાં હિંમત હોય તો વાસુદેવઘોસના પુત્રને મારી નાંખ. પરંતુ યાદ રાખજે કે, શ્રીપુરની સેના તારા ગોવર્દ્ધનની એક ઇંટ પણ રહેવા દેશે નહિ."

સંન્યાસી હસીને બોલ્યો:—"જે કરવું હોય તે પછી કરજે; પરંતુ હમણાં ભગવાનનું નામ સ્મરણ કર."

ગંગા કિનારે વૃક્ષની ડાળ ઉપર દોરડું બાંધી નારાયણઘોસને તેનાં કરેલાં કૃત્ય માટે ફાંસી દેવામાં આવ્યો. ગોપાળદેવ નદી કિનારેથી ઉઠી દુર્ગમાં આવ્યો.

બપોર પહેલાં થોડીવારે કેદારે આવી ઉદ્ધવઘોસને જણાવ્યું કે, અસંખ્ય ઘોડેસ્વારો નદીના કિનારે થઇને દુર્ગ તરફ આવે છે, તેઓની સાથે એક સંન્યાસી છે. ઉદ્ધવઘોસે ગોપાળદેવને જણાવ્યું કે, ગૌડીય સૈન્ય આવી પહોચ્યું છે. એ વખતે ગોપાળદેવ ખાઇને કાંઠે પૂલ ઉપર બેઠો હતો. થોડીવાર પછી ધમપાળ, પ્રભુદત્ત તથા વિમલનંદીએ આવીને તેને પ્રણામ કર્યા. ધર્મપાળને જોઇને ગોપાળદેવ પ્રથમ વિસ્મિત થયો હતો, પણ પછી પુત્રને આલિંગન કરી કુશળ સમાચાર પૂછ્યા. ઉદ્ધવઘોસે આનંદિત થઇને મ્હોટેથી કહ્યું:—"યુવરાજ આવ્યા છે—ધર્મપાળદેવ મળ્યા છે—મંગળધ્વનિ કરવાનું કહો."

પિતાપુત્ર ભેટી રહ્યા એટલે પ્રભુદત્તે નમ્રતાપૂર્વક ગોપાળદેવને કહ્યું:—"મહારાજ, ધર્મના વિવાહ થઈ ગયા છે, એ હું જાણતો નહોતો. જ્યારે ધર્મ નવવધૂને સાથે લઇને વનમાં મારી પાસે આવ્યો, ત્યારે વધુ ઘોડા ઉપર હતી. નિર્જન પ્રદેશમાં પાલખી ક્યાંથી લાવુ ? તેથી તેમને ઘોડા ઉપર જ આટલે દૂર આવવું પડયું છે."

ગોપાળદેવે વિસ્મિત થઇને કહ્યું:—"વિવાહ ! વહુ ! પ્રભુ, તું આ શું બોલે છે ?"

પ્રભુદત્ત બોલ્યો:—"મહારાજ, ધર્મ નવી વહુને લઇને આવતો હતો. રસ્તામાં તેને મારો પત્તો મળવાથી અમારો મેળાપ થયો છે."

ગોપાળદેવે પૂછ્યું:—"ધર્મ, શું તેં દુર્મનો ત્યાગ કરીને લગ્ન કર્યું છે ?"

ધર્મપાળ લજ્જાથી નીચું જોઇ ગયો.

ગોપાળદેવે પ્રભુદત્તને પૂછ્યું:—"પ્રભુ, વહુ ક્યાં છે ?"

"દુર્ગદ્વાર આગળ."

" જા, લઇ આવ. તમે આવ્યા અને તેને શામાટે ન લાવ્યા ?"

પ્રભુદત્ત સત્વર જઇને કલ્યાણીદેવીને લઇ આવ્યો અને બોલ્યો:—"દેવી, આ તમારા શ્વસુર છે, તેમને પ્રણામ કરો."

કલ્યાણી લજ્જાથી સંકોચાઇને ઉભી રહી. ગોપાળદેવે પૂછ્યું:—" ધર્મ, એ કોની કન્યા છે ?"

ધર્મપાળે નીચું મ્હોં રાખી મૃદુસ્વરે કહ્યું:—" પિતાજી ! એ કલ્યાણી-દેવી છે."

એ સાંભળી ઉદ્ધવઘોસે કલ્યાણીનો ઘુંઘટ ઉંચો કરી કહ્યું:—" હા, ખરી વાત. આ તો કલ્યાણી જ છે."

ગોપાળદેવે કહ્યું:—" આપણે કલ્યાણીની તો વાત જ ભૂલી ગયા હતા."

ઉદ્ધવઘોસ કલ્યાણીને લઇને દુર્ગમાં ચાલ્યો. ગોપાળદેવ, પ્રભુદત્ત તથા વિમલનંદીને ગૌડના સમાચાર પૂછવા લાગ્યો. થોડા વખતમાં ઉદ્ધવઘોસે પાછા આવી ગોપાળદેવને કહ્યું કે:—" મહારાજ, કલ્યાણી ખરેખર આપની પુત્રવધૂ થઇ છે. દુર્ગસ્વામિનીએ કહ્યું કે, તેણે યુદ્ધની રાત્રિએ યુવરાજના હાથમાં કન્યા સોંપી હતી; અને વેવાઇ પોતાની પુત્રવધૂને લઇ જવાની વ્યવસ્થા કરે એમ પણ કહેવડાવ્યું છે."

ગોપાળદેવ હસી પડયો. ધર્મપાળ લજ્જાથી ત્યાંથી ચાલ્યો ગયો.



# દ્વિતીય ખંડ.

## પ્રકરણ ૧ લું.

### ગૌડમાં અતિથિ.

ગૌડમાં આજે ઘણી ધામધૂમ ચાલી રહી હતી. ઘણા દિવસો પછી રાજા ગોપાળદેવ દેશમાં પાછો ફર્યો હતો. નગરના તોરણે તોરણે મંગળવાદ્ય વાગી રહ્યાં હતાં. નાગરિકોએ રાજમાર્ગ ઉપર ઠેકાણે ઠેકાણે આસોપાલવનાં તોરણ બાંધી દીધાં હતાં. લોકો જાત જાતના પોશાક પહેરીને રાજમહેલ તરફ જતા હતા. દેવતુલ્ય ગોપાળદેવનાં દર્શન દુર્લભ નહોતાં, એથી પ્રજાજનો પ્રવાસમાંથી પાછા ફરેલા રાજાનાં દર્શન કરવા સારૂ ઉલટભેર જતા હતા.

રાજમહેલના વિશાળ ચોકમાં મ્હોટા ચંદરવા નીચે રાજસભા બેઠી હતી. વચ્ચે રૂપાના ઉંચા આસન ઉપર ગોપાળદેવ બેઠો હતો. તેના પગ નીચે ચંદનકાષ્ઠના આસન ઉપર યુવરાજ ધર્મપાળ બેઠો હતો. તેની પાસે જમીન પર [1]મહાકુમાર વાક્પાલ, [2]મહા સૈન્યાધ્યક્ષ, [3]દંડપાશિક, [4]ચૌરોદ્ધરણિક, [5]નૌકાધ્યક્ષ, [6]તરિક વગેરે રાજપુરૂષો આસન ઉપર બેઠા હતા. ડાબી તરફ થોડે દૂર કુશાસન ઉપર ગર્ગદેવ બેઠો હતો. મુસાફરીના પરિશ્રમથી ગોપાળદેવના મુખમંડળ ઉપર થાકનાં ચિહ્ન જણાતાં હતાં. અમાત્ય ગર્ગદેવ વ્યાકુળ થઇ રહ્યા હતો. એટલામાં મંડપના દ્વાર આગળથી [7]મહા પ્રતીહારે આવીને ગર્ગદેવના કાનમાં ધીમેથી કંઇક કહ્યું. એ સાંભળી મહાઅમાત્ય ગભરાઇને ગોપાળદેવની પાસે આવ્યો. રાજા તથા મંત્રીએ ઘણા

---

૧ મહાકુમાર—સમ્રાટ્પુત્ર.
૨ મહા સૈન્યાધ્યક્ષ—મુખ્ય સેનાપતિ.
૩ દંડપાશિક—શાંતિ રક્ષકોનો અધ્યક્ષ.
૪ ચૌરોદ્ધરણિક—પોલીસનો અધ્યક્ષ.
૫ નૌકાધ્યક્ષ—દરિયાઇ સૈન્યનો અધ્યક્ષ.
૬ તરિક—ન્હાની નૌકાનો અધ્યક્ષ.
૭ મહા પ્રતીહાર—નગરપાલ, નગર રક્ષકોનો સેનાપતિ ( Prefect of the city )

વખત સુધી ધીમા સ્વરે કંઇક મસલત ચલાવી. કેટલીકવાર પછી ગોપાળદેવની આજ્ઞાથી ધર્મપાળદેવ તથા મહાસેનાપતિ સભામંડપનો ત્યાગ કરીને ચાલ્યા ગયા. શું થયું છે એ જાણવા સારૂ સભામંડપમાં બિરાજેલા મનુષ્યો ઉત્સુક થઈ રહ્યા. લગભગ પોણો કલાક વિત્યા પછી હજી સભાનું કામકાજ પૂરૂં થયું નહોતું, એટલામાં મહાપ્રતીહારે આવીને જણાવ્યું કે, યુવરાજની સાથે એક સંન્યાસી આવી મંડપના દ્વાર આગળ રાહ જુએ છે. તે રાજ દર્શન માટે પ્રાર્થના કરે છે. એ વખતે ગોપાળદેવ એક સામાન્ય પ્રજાજનની સાથે વાતચિત કરવામાં રોકાયો હતો. મહાપ્રતિહારનાં વાક્યો તેના કાનમાં પ્રવેશ કરવા પામ્યા કે કેમ તે સંદેહજનક હતું. તેણે વિચારમગ્ન સ્થિતિમાં જ કહ્યું:—"લઇ આવ." મહાપ્રતીહાર અભિવંદન કરી પાછો ચાલ્યો ગયો.

યુવરાજની સાથે એક ઉંચો ગૌરવર્ણ ગૈરિક વસ્ત્રધારી સંન્યાસી સભામંડપમાં આવ્યો. તેને જોઈ પ્રભુદત્ત તથા વિમળનંદી આસન પરથી ઊઠી ઉભા થઇ ગયા. ગોપાળદેવે પહેલાં તેને જોયો નહિ. જે માણસની સાથે તે વાતચિત કરતો હતો તે ચાલ્યો ગયો એટલે દ્વાર તરફ મ્હોં ફેરવતાં જ તેણે જોયું કે, સંન્યાસી સિંહાસન તરફ આવે છે. ગોપાળદેવ સિંહાસન ઉપરથી ઉઠયો, તે જોઇને સભામાં બિરાજેલા સઘળા ઉભા થઇ ગયા. રાજાએ આગળ આવી સંન્યાસીને પ્રણામ કર્યા. તેણે આશીર્વાદ ન આપતાં ગોપાળદેવને આલિંગન કર્યું. સંન્યાસી ગોવર્દ્ધન મઠનો વિશ્વાનંદ હતો.

ગર્ગદેવની આજ્ઞાથી તે દિવસે પ્રજાવૃંદને માટે રાજાનાં દર્શન બંધ થયાં. જેઓ રાજાનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયા નહોતા, તેઓ મંડપની બહાર ઊભા રહીને જયધ્વનિ કરવા લાગ્યા. અંતે ધર્મપાળે તેઓને સ્હમજાવ્યા કે, સ્હાંજે રાજા પુનઃ સભામાં બિરાજશે એ વખતે તમને દર્શન દેશે. પ્રજાજનો થોડા ઘણા શાંત થઇને પોતપોતાના ઘર તરફ ચાલ્યા ગયા. સંન્યાસી ગર્ગદેવની પાસે કુશાસન ઉપર બેઠો.

ગોપાળદેવે પૂછ્યું:—"પ્રભુ, જ્યારે ગૌડમાં પધાર્યા ત્યારે પ્રથમથી મને સમાચાર શામાટે ન જણાવ્યા વારૂ ?"

સંન્યાસી બોલ્યો:—"કેમ મહારાજ, મેં ગોકર્ણમાં તો તમને જણાવ્યું હતું કે, ગૌડમાં આપણે પાછા મળીશું."

ગોપાળદેવે દુઃખિત સ્વરે કહ્યું:—"પ્રભુ, આપ ક્યારે આવવાના છો તેની જો ખબર હોત તો આ દાસ આપને ગૌડની સીમામાં મળી નગરમાં લઈ આવત."

સંન્યાસી બોલ્યોઃ—" મહારાજ, દુઃખી ન થશો. આજે હું ગૌડેશ્વરની પાસે ભિક્ષા માગવા આવ્યો છું. હું આજે માનનીય અતિથિ તરિકે આવ્યો હોત તો શું યોગ્ય કહેવાત ?"

ગોપાળદેવે કહ્યું:—" પ્રભુ, આપને આપવા જેવું મારી પાસે શું છે? આપે વારંવાર અમારા પ્રાણનું રક્ષણ કર્યું છે."

સંન્યાસીએ કહ્યું:—" કોણે કોના પ્રાણનું રક્ષણ કર્યું છે તેનો વિચાર ભગવાન કરશે. મહારાજ, હાલમાં નગરના દ્વાર આગળ તેમ જ રાજ્યની સીમા ઉપર ઘણા અતિથિ આપનાં દર્શન કરવા સારૂ રાહ જુએ છે."

" પ્રભુ, આપની સાથે કોણ કોણ આવ્યા છે?"

" નગરના દ્વાર આગળ ગોવર્દ્ધન મઠના સહસ્ત્ર સંન્યાસીઓ સહિત અમૃતાનંદ રાહ જુએ છે."

ગોપાળદેવે કહ્યું:—" ધર્મ, તું તેઓને શામાટે ન લાવ્યો ?"

ધર્મપાળે ઉત્તર આપ્યો:—" દેવ ! પ્રભુએ મને તેઓને માટે કંઇ પણ કહ્યું નહોતું. હું હમણાં જ તેઓને લઈ આવું છું."

સંન્યાસી બોલ્યો:—" યુવરાજ, ઉભા રહો. મહારાજ, ગૌડરાજ્યની સીમામાં પદુમમ્બારાજ જયવર્દ્ધન, દંડભુક્તિરાજ રણસિંહ, ઢેક્કરીયરાજ પ્રમથસિંહ, ઉદ્ધારણપુરરાજ કમલસિંહ, દેવગ્રામનો વીરદેવ તથા ઉદ્દન્ડપુરના ભીષ્મદેવ રાહ જુએ છે. તેઓ સામાન્ય સૈન્ય લઇને રાજદર્શન કરવા સારૂ આવ્યા છે. તેઓ આપની રજા વિના ગૌડમાં પ્રવેશ કરી શકે તેમ નથી."

વિશ્વાનંદની વાત સાંભળી ગોપાળદેવ સ્તંભિત થઇને સિંહાસન ઉપર બેસી ગયો. એ જોઇ ગર્ગદેવ આસનપરથી ઉઠી સિંહાસન પાસે આવીને બોલ્યો:—" મહારાજ ! હમણાં જ તેઓનો સત્કાર કરવાની વ્યવસ્થા કરવી જોઇએ."

ગોપાળદેવની ચમક ભાંગી ગઈ. તેણે અમાત્યની વાતનો ઉત્તર ન આપતાં સંન્યાસીને પૂછ્યું:—" શું ! તેઓ મને મળવા માટે આવ્યા છે?"

સંન્યાસીએ ઉત્તર આપ્યો:—" હું જ્યાં સુધી જાણી શક્યો છું, ત્યાં સુધી મને લાગે છે કે તેઓ એ ઉદ્દેશથી જ આવ્યા છે."

ગોપાળદેવે કહ્યું:—" પ્રભુ, મને મળવાને ગૌડમાં આવવાની શી જરૂર હતી ? દૂતના મુખે સમાચાર મોકલાવ્યા હોત તો ચાલત ! મને આમાં કંઇ પણ સ્હમજણ પડતી નથી."

સંન્યાસીએ કહ્યું:—"મને આ કરતાં વિશેષ ખબર નથી."

ગોપાળદેવ બોલ્યો:—"પ્રભુ! દેશના આવા નબળા દિવસોમાં, આટલું દુ:ખ-કષ્ટ ભોગવીને વળી પાછું કંઈ પ્રપંચમાં સપડાવું તો નહિ પડે?"

સંન્યાસીએ કહ્યું:—"મહારાજ, તમે અને હું સામાન્ય મનુષ્ય છીએ. આપણે એમાં શું સ્હમજી શકીએ?"

એ સમયે ગર્ગદેવ પુન: બોલ્યો:—"મહારાજ! હવે વધારે વિલમ્બ કરશો નહિ. તેઓનો સત્કાર કરવા સારૂ ગોઠવણ કરો."

ગોપાળદેવે કહ્યું:—"તેઓનો સત્કાર કેવી રીતે કરવો તેની મને કંઈ સ્હમજણ પડતી નથી."

"રાજાઓ સામાન્ય સૈન્ય લઇને મિત્રભાવથી ભેટવા આવ્યા છે, તેથી તેમનો યથાયોગ્ય આદરસત્કાર કરવાની જરૂર છે."

ગોપાળદેવ બોલ્યો:—"ગુર્જ્જરપતિ મિત્રભાવથી ગૌડમાં આવ્યા હતા. પરંતુ તે જ્યારે પાછા ફર્યા હતા, ત્યારે પ્રજાજનોના રક્તથી ભૂમિ તૃપ્ત થઇ ગઇ હતી અને સેંકડો ગામડાંઓ ભસ્મીભૂત થઇ જઈ દેશ વેરાન થઇ ગયો હતો. પણ પ્રભુ વિશ્વાનંદ છે તેથી કાંઇ અનિષ્ટ નહિ થાય એવી આશા છે."

સંન્યાસીએ કહ્યું:—"મહારાજ! આજે એ બધી ગઇ ગુજરી વાતોને ન સંભારો. દ્રવિડ ગુર્જ્જરપતિની મિત્રતાની વાત ભૂલી જાઓ."

ગોપાળદેવે કહ્યું:—"અમાત્ય! તમે ધર્મને સાથે લઇ સીમા ઉપર જાઓ. હું નગરમાં તેમનો સત્કાર કરવાની સઘળી વ્યવસ્થા કરૂં છું. પ્રભુ! સઘળાંની સાથે કુલ કેટલું સૈન્ય આવ્યું છે?"

સંન્યાસીએ ઉત્તર આપ્યો:—"બે હજાર કરતાં વધારે નહિ હોય."

ગર્ગદેવ તથા ધર્મપાળ જવાની તૈયારી કરતા હતા. સંન્યાસીએ તેઓને અટકાવી કહ્યું:—"ઊભા રહો, હું પણ તમારી સાથે આવું છું."

ગોપાળદેવે વિસ્મિત થઈને પૂછ્યું:—"આપ શામાટે જાઓ છો?"

સંન્યાસીએ કહ્યું:—"મને કંઇ ખાસ કામ છે."

ગોપાળદેવે વધારે પૂછ્યું નહિ. ગર્ગદેવ, વિશ્વાનંદ તથા ધર્મપાળ સભામંડપમાંથી બહાર નિકળ્યા. તે દિવસને માટે સભા વિસર્જન થઇ.

# પ્રકરણ ૨ જું.

## સામ્રાજ્યની સ્થાપના.

બીજે દિવસ સ્હવારમાં સૂર્યોદય થયા પહેલાં જ સભામંડપ લોકોથી ભરાઈ ગયો હતો. ગૌડવાસીઓ જૂદા જૂદા દેશના રાજાઓના આગમનના સમાચાર સાંભળી કૌતુકવશ થઇને સભામંડપમાં આવ્યા હતા. મંડપની વચ્ચે વેદી ઉપર આઠ સુવર્ણ-સિંહાસનો ગોઠવ્યાં હતાં. ચોતરફ રાજામાત્ય તથા રાજવંશીઓને માટે ઘણાં સુંદર આસન મંડપમાં ગોઠવી દેવામાં આવ્યાં હતાં. ગર્ગદેવ, મહાપ્રતિહાર તથા નગરપાલની સાથે ચકિત થઇને આમતેમ ફરતો હતો. ભપકાદાર પોશાક પહેરીને રાજપુરૂષ * મહત્તર તથા ×મહત્તમગણ એકે એકે આવી પહોંચ્યા.

સભામંડપની બહાર હજારો નાગરિકો એકઠા થયા હતા. ગૌડીય સૈનિકોનાં ટોળે ટોળાં આવીને હારબંધ ગોઠવાઇ ગયાં. પ્રતિહારો રાજમાર્ગની બન્ને બાજુએ ઉભા રહીને લોકોની ભીડ ઓછી કરવા સારૂ પ્રયત્ન કરી રહ્યા હતા. વિદેશી સૈનિકોની ટૂકડીઓ એક પછી એક આવીને ગૌડીય સૈનિકોની પાસે હારબંધ ઊભી રહેતી હતી. ગૌડીય નાગરિકો વિસ્મિત થઇને તેમના તરફ જોતા હતા. તેઓને જોઇ નાગરિકો વિચાર કરતા હતા કે કોઇ પરદેશી રાજા આવ્યો; પરંતુ તેઓને શાંત રીતે ગૌડીય સૈન્યની બાજૂએ સ્થાન લેતાં જોઈ તેઓ નિરાશ થઈ જતા હતા.

સૂર્યોદય થયા પહેલાં થોડીવારે ગોપાળદેવ સભામંડપ આગળ આવી પહોંચ્યો. નાગરિકો તથા સૈનિકો તેને જોઇને જયધ્વનિ કરી ઉઠયા. તે હાથી ઉપરથી નીચે ઉતરી સભામંડપ આગળ ઉભો રહ્યો. વિદેશી તથા દેશી સૈનિકોનાં ટોળેટોળાં આવીને સભામંડપની ચોતરફ ઉભા રહેવા લાગ્યાં. એ જોઈ ગોપાળદેવ ચિંતાતુર બની ગયો. તેણે ગર્ગદેવને પાસે બોલાવી પૂછ્યું:- "પ્રધાનજી ! રાજવંશીઓની સાથે કેટલું સૈન્ય આવ્યું છે ?"

"બે હજાર કરતાં વધારે નથી."

"ગોવર્દ્ધનના સંન્યાસી સૈનિકો કેટલા છે ?"

"એક હજાર."

"આપણી પાસે કેટલું સૈન્ય તૈયાર છે ?"

---

* મહત્તર—જમીનદાર.

× મહત્તમગણ—મોટા જમીનદાર.

"ઘોડેસ્વાર તથા પાયદળ સહિત કુલ પંદર હજાર કરતાં વધારે હશે."

"બીજા કાંઇ સમાચાર આવ્યા છે ?"

"હા. ચોતરફથી દૂતો સમાચાર લઇને આવ્યા છે કે કોઇ પણ ઠેકાણે સૈન્ય એકઠું થયું હોય એમ જણાતું નથી. મહારાજ ! આપ નિશ્ચિંત રહો. રાજવંશીઓ શામાટે આવેલા છે તે જો કે સહમજી શકાતું નથી, તથાપિ એટલું તો ચોક્કસ છે કે તેમના મનમાં કોઈ પણ પ્રકારનો દુષ્ટ હેતુ નથી. તેઓની સાથે જે થોડું લશ્કર આવ્યું છે તેને આપણું સૈન્ય ઘણી જ સહેલાઈથી પરાજિત કરી શકશે. નંદલાલ તથા પ્રભુદત્તની સાથે વાક્‌પાલ સૈન્યનો કારભાર કરે છે. વિમલનંદી નગરના કોટનું રક્ષણ કરે છે. તે સિવાય અસ્ત્ર ધારણ કરી શકે એવા સઘળા ગોડવાસીઓ હથિયારબંધ આવેલા છે."

ગોપાળદેવ ચુપ ઉભો રહ્યા; પરંતુ તેના મનમાંથી ખરાબ ચિન્તા દૂર ન થઇ. ગર્ગદેવ પુનઃ સભામંડપમાં આવ્યો. એ સમયે એક ઘોડેસ્વાર સંન્યાસી ત્યાં આવી પહોંચ્યો. ગોપાળદેવે તેને ઓળખ્યો, તે અમૃતાનંદ હતો. રાજાએ પૂછ્યું:—"શા સમાચાર છે ?"

અમૃતાનંદે કહ્યું:—"મહારાજ, આપ સભામંડપ આગળ કેમ ઊભા રહ્યા છો ?"

"હું રાજાઓના આગમનની રાહ જોઉં છું."

"પ્રભુ કહેતા હતા કે, કદાચ આપ રાજાઓને માટે સભામંડપ આગળ ઊભા રહ્યા હશો, પણ અહિં ઉભા રહેવાની કંઈ જ જરૂર નથી. તેઓને આવતાં મોડું થશે. આપ સભામાં જઇને આસન ઉપર બિરાજો. યુવરાજ ત્યાં હાજર છે. રાજાઓને આવવાનો વખત થશે એટલે તે આપને ખબર આપશે."

એટલું કહીને અમૃતાનંદ ત્યાંથી ચાલ્યો ગયો. ગોપાળદેવ સભામંડપમાં આવી સિંહાસન ઉપર બેઠો. જેઓ કાલે રાજાનાં દર્શન કરી શક્યા નહોતા તેઓ વારાફરતી આવી રાજાનાં દર્શન કરવા લાગ્યા. દિવસનો પ્રથમ પ્રહર વીતિ ગયો, મંગળવાદ્ય વાગી રહ્યાં. નાગરિકોએ જયધ્વનિ કર્યો. ગોપાળદેવે વ્યાકુળ થઇને કારણ જાણવા સારૂ ગર્ગદેવને મંડપની બહાર મોકલ્યો.

મંત્રી સભામંડપ આગળ આવ્યો તે પહેલાં જ સભાસદો આસન પરથી ઉઠ્યા. ઢેક્કરીયરાજ પ્રમથસિંહ તથા દંડભુક્તિરાજ રણસિંહ સભામંડપમાં આવ્યા. ગોપાળદેવ એકદમ ઉઠીને ઉભો થયો. પ્રમથસિંહ તથા રણસિંહની પાછળ વૃદ્ધ ભીષ્મદેવ તથા દાનવ જેવો જોરાવર જયવર્દ્ધન,

યુવાન કમલસિંહ તથા પાતળો વીરદેવ અને સૌથી પાછળ વિશ્વાનંદ તથા ધર્મપાળે મંડપમાં પ્રવેશ કર્યો. ગોપાળદેવ ઝડપથી વેદી ઉપરથી નીચે ઉતર્યો. મહારાજ પ્રમથસિંહે તેને સંબોધી ઉંચા સ્વરે કહ્યું:-"મહારાજાધિરાજ! આપ આસનનો ત્યાગ ન કરશો."

ગોપાળદેવે વિસ્મિત થઇને પૂછયું:—"કેમ મહારાજ?"

"કંઈ ખાસ કારણ છે."

ગોપાળદેવે નીચે ઉભા રહીને કહ્યું:—"મહારાજ! શું એ સંભવિત છે? આપ કૃપા કરીને આ દાસને ઘેર પધાર્યા છો, હું કેવી રીતે સિંહાસન ઉપર બેસી રહું?"

પ્રમથસિંહ ઉત્તર આપ્યા વિના વેદીની પાસે આવ્યો અને ભીષ્મદેવની મદદથી ગોપાળદેવનો હાથ ઝાલી તેને વેદી ઉપર બેસાડયો. પરંતુ ગોપાળદેવે કોઇ પણ પ્રકારે સિંહાસન ઉપર બેસવાનું સ્વીકાર્યું નહિ. સઘળા રાજાઓએ વેદીની નીચે સરખી હારમાં ઉભા રહીને મ્યાનમાંથી પોતપોતાની તરવારો બહાર કાઢી અને તે લલાટ ઉપર અડકાડી ગોપાળદેવના ચરણ આગળ મૂકી. ગોપાળદેવ પણ મ્યાનમાંથી તરવાર કાઢતો હતો, પણ વિશ્વાનંદે તેનો હાથ ઝાલી રાખ્યો. સાતે સામન્તરાજ સરખે સ્વરે બોલી ઉઠયાઃ-"મહારાજાધિરાજનો જય." સભાસદો પણ કારણ સમજ્યા વિના બોલી ઉઠયાઃ—"મહારાજાધિરાજનો જય." મંડપની બહાર જેઓ ઉભા રહ્યા હતા તેઓ પણ સરખે સ્વરે બોલી ઉઠયોઃ-"મહારાજાધિરાજનો જય." દેશી તથા વિદેશી જેટલા સૈનિકો મંડપની બહાર ઉભા રહ્યા હતા તેમણે પણ જયધ્વનિ કર્યો. રાજાઓની પાછળ ધર્મપાળ તથા ગર્ગદેવ સ્તંભિત થઇને ઉભા રહ્યા હતા. જનકોલાહલ જરા શાંત પડયો એટલે વિશ્વાનંદે ધર્મપાળને કહ્યું:-"યુવરાજ, છત્ર લઈ આવો."

યુવરાજે ઉંઘમાંથી ઉઠેલા માણસની માફક પૂછયું:-"છત્ર કયાં છે?"

વિશ્વાનંદે કહ્યું:—"તોરણ આગળ અમૃતની પાસે છે. જાઓ, જલદીથી લઈ આવો."

ધર્મપાળદેવ મંત્રમુગ્ધની માફક મંડપમાંથી બહાર નિકળ્યો.

ગોપાળદેવ પાષાણ પ્રતિમાની માફક વેદી ઉપર ઉભો રહ્યો હતો. ભીષ્મદેવે આગળ આવી હાથ જોડીને કહ્યું:—"મહારાજાધિરાજ, હું ગૌડબંગાળાના સામંતરાજાઓ તરફથી આપનો આશ્રય મેળવવા માટે ભિક્ષા માગું છું. સમસ્ત દેશમાં અરાજકતા વ્યાપી રહી છે, પ્રાચીન રાજવંશ નિર્મૂળ થઈ ગયો છે, રાજા વિના દરિદ્ર પ્રજાજનોનો નાશ થતો જાય છે.

આપ રક્ષા નહિ કરો તો અન્ય કંઇ ઉપાય બાકી રહ્યો નથી." એમ કહી વૃદ્ધે માથા પરથી પાઘડી ઉતારી ગોપાળદેવના ચરણ આગળ મૂકી. એ જોઈ બીજા સર્વ રાજાઓએ પોતપોતાની પાઘડીઓ ઉતારી સિંહાસન આગળ મૂકી. ગોપાળદેવ ધ્રુજતો ધ્રુજતો સિંહાસન ઉપર બેસી ગયો અને ધીમા સ્વરે બોલ્યો:-"ભીષ્મદેવ, આપ જ્યેષ્ઠ તથા વયોવૃદ્ધ છો. આપ આ શું કરો છો ?"

ભીષ્મદેવે કહ્યું:—"મહારાજાધિરાજ, હું વૃદ્ધ છું, મારૂં રક્ષણ કરવાને અશક્ત છું, તેથી આત્મરક્ષા કરવા સારૂ યત્ન કરૂં છું."

સંન્યાસી વિશ્વાનંદ વેદી સમીપ આવીને બોલ્યો:—"મહારાજાધિરાજ, રાજાઓ આપની આગળ આશ્રય માટે ભિક્ષા માગે છે. શું તેમની પ્રાર્થના આપ પૂર્ણ નહિ કરો ?"

ગોપાળદેવ બોલ્યો:—"પ્રભુ, શું આ સ્વપ્ન છે ? હું તો કંઇ સમજી શકતો નથી."

સંન્યાસી બોલ્યો:—"ગોપાળદેવ, સ્વપ્ન નથી, પણ સઘળું સત્ય છે."

ગોપાળદેવ સિંહાસનનો ત્યાગ કરી ઊભો થયો અને બોલ્યો:—"આપ સૌ જણ આસન ઉપર બિરાજો."

ભીષ્મદેવ બોલ્યો:—"જો આપ આશ્રય આપશો તો અમે આસન ગ્રહણ કરીશું."

ગોપાળદેવે ઉત્તર આપ્યો:—"ભીષ્મદેવ, આપ અન્યાયપૂર્વક બોલો છો. આપ સર્વ જણ પ્રબળ પરાક્રમી છો. મારા કરતાં અધિકારમાં આપનામાંથી કોઇ પણ ઉતરતા નથી. હું આપ સર્વ જણને શું આશ્રય આપી શકીશ ?"

"મહારાજાધિરાજ, અમે ગૃહવિવાદ કરવામાં નિપુણ છીએ; પરંતુ અમારૂં રક્ષણ કરવાને સર્વથા અસમર્થ છીએ. અમે પાડોસીનાં ઘર લૂંટી શકીએ, પરંતુ જો કોઇ વિદેશીઓ અમારા ઉપર ચઢી આવે તો અમે આત્મરક્ષણ કરી ન શકીએ. દેશમાં કોઈ રાજા નથી અને રાજશક્તિ વિના દેશનો સર્વનાશ થાય છે."

"હું શું કરીશ ?"

"આપ આશ્રય આપી અમારૂં રક્ષણ કરજો."

"શું મારામાં એટલી શક્તિ છે ?"

પાછળથી વિશ્વાનંદ બોલી ઉઠ્યો:-"હા, છે."

ગોપાળદેવે થોડીવાર વિચાર કરીને કહ્યું:—"જો આપ સઘળા એકઠા થાઓ તો શું દેશનું રક્ષણ ન થઈ શકે?"

સંન્યાસીએ હસીને કહ્યું:—"ઘણી સારી રીતે થાય—જ્યારે કામરૂપના સૈન્યે આવી વરેન્દ્રમંડળ, ઉત્તરરાઢા તથા દક્ષિણરાઢા બાળી નાંખ્યું હતું, ત્યારે જયવર્દ્ધન તથા પ્રમથસિંહે જેવી રીતે રાજ્યનું રક્ષણ કર્યું હતું, તેવી જ રીતે રક્ષણ થઈ શકે!"

જયવર્દ્ધન તથા પ્રમથસિંહ શરમથી નીચું જોઈ ગયા. સંન્યાસી આગળ બોલવા લાગ્યો:—"જ્યારે હર્ષદેવ દિગ્વિજય કરવા સારૂ બહાર નિકળ્યો, ત્યારે ગૌડબંગાળાના સઘળા સામંતોએ કેવી રીતે એકઠા થઇ યુદ્ધ કર્યું હતું, તે ગોપાળદેવે જોયું છે. ગુર્જરો જ્યારે આર્યાવર્ત્તના એક પ્રાંતમાંથી બીજા પ્રાંત સુધી સઘળાં ગામ તથા નગરોનો નાશ કરી જતા રહ્યા, ત્યારે તેઓને કોણે અટકાવ્યા હતા?"

કોઇએ સંન્યાસીના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. તે જોઈ સંન્યાસી પોતેજ બોલી ઉઠયો:—"જેણે તેઓને રોકયા હતા, તેનો જ આજે રાજાઓએ આશ્રય લીધો છે." સભાસદોએ જયધ્વનિ કર્યો. કોલાહલ શાંત પડયો એટલે ગોપાળદેવ બોલ્યો:—"મેં હમેશાં ગૌડીયસેનાનું સેનાપતિત્વ ભોગવ્યું છે, તે જ પ્રમાણે મારૂં બાકીનું આયુષ્ય પણ વિતાડી શકું તો હું સુખી થઇશ."

સંન્યાસી બોલ્યો:—"એ અસંભવિત છે. આપનામાં અદ્દભુત વીરત્વ હોવા છતાં પણ વીરદેવ સૈન્ય લઇને ન્હાસવાથી ગુર્જરોના હાથે ગૌડબંગાળાનું સૈન્ય પરાજિત થયું હતું. જો રાષ્ટ્રકૂટરાજ ધ્રુવે દયા કરી રક્ષણ કર્યું ન હોત, તો આજ ગૌડબંગ મરૂભૂમિ સમાન થઇ ગયું હોત. જમીન ઉપર આપનો અધિકાર જમાવ્યા વિના સામંતો આપની આજ્ઞાનું પાલન કરશે નહિ અને તેથી દેશનું રક્ષણ થઈ શકવું અશકય છે."

ગોપાળદેવ બોલ્યો:—"પ્રભુ, શું સમ્રાટ્વંશમાંથી કોઈ પણ જીવતું નથી?"

સંન્યાસીએ કહ્યું:—"ગોપાળદેવ, પ્રાચીન ગુપ્તવંશનો પિંડલોપ થઇ ગયો છે. યશોવર્મ્માએ જ્યારે પાટલિપુત્રનો નાશ કર્યો, ત્યારે તેણે સમુદ્રગુપ્તના વંશજોને ક્રૂરતાથી મારી નાંખ્યા હતા. શ્વેતછત્રદ્રય આજ દિવસ સુધી ગદાધરના મંદિરમાં પડયા હતા. ચંદ્રાત્રેયરાજે મણિમુક્તા તથા સુવર્ણના લોભથી ગરૂડધ્વજ ભાગી નાંખ્યો છે, સિંહાસન શૂન્ય છે, પ્રાસાદ શૂન્ય છે, પાટલિપુત્ર શૂન્ય છે."

ગોપાળદેવે કહ્યું:—"પ્રભુ, શું બીજું કોઈ નથી ?"

ભીષ્મદેવ બોલ્યો:—"મહારાજાધિરાજ, અમે આત્મરક્ષા કરવાને અસમર્થ છીએ, અમે આશ્રય ભિક્ષા માંગીએ છીએ."

ગોપાળદેવ ઉત્તર ન આપતાં ચુપ રહ્યો.

એટલામાં ધર્મપાળ છત્ર લઇને આવી પહોંચ્યો. પ્રમથસિંહ જીર્ણ-શ્વેતછત્રદ્વય ઉઘાડી ગોપાળદેવના માથે ધરીને ઊભો રહ્યા. જયવર્દ્ધન તથા વીરદેવ નોકરોના હાથમાંથી ચામર લઈને પવન નાંખવા લાગ્યા. વિશ્વાનંદે સુવર્ણ ચંબુમાંથી ગંગાજળ લઇને ગોપાળદેવના માથા પર રેડ્યું. સભાસદો વારંવાર જયધ્વનિ કરવા લાગ્યા. અંતઃપુરમાં સેંકડો શંખ વાગી ઉઠયા. ગોપાળદેવ સમ્રાટ્‌ની પદવી પ્રાપ્ત કરીને ચિતરેલા પુતળાની માફક સિંહાસન ઉપર બેસી રહ્યો.

## પ્રકરણ ૩ જું.

### મણિદત્તનું ગુપ્તગૃહ.

ઘણી મોડી રાત્રે ધર્મપાળ ઘણોજ થાકી જવાથી સૂઈ ગયો હતો. અભિષેકના ઉત્સવમાં આખો દિવસ અને રાત્રીનો કેટલોક ભાગ વીતિ ગયો હતો. યુવરાજ થાકી જવાથી સૂઇ રહેવા માટે અંતઃપુરમાં ન જતાં ત્યાં સભામંડપમાં જ સૂઈ રહ્યો હતો. તેની ચોતરફ નોકર, * પ્રતિહાર, દંડધર વગેરે રાજસેવકો જમીન પર સૂઈ ગયા હતા. રાજમહેલમાં શાંતિનું સામ્રાજ્ય સ્થપાઈ ગયું હતું. મહેલના ઘણાખરા દીવા ઓલવાઇ ગયા હતા. એક ઉંચો માણસ અંધારામાં સભામંડપમાં થઈ જ્યાં યુવરાજ ધર્મપાળ સૂતો હતો ત્યાં આગળ આવ્યો અને તેના શરીર ઉપર હાથ મૂકી તેને ઉઠાડયો. ધર્મપાળ ગાઢ ઉંઘમાં હતો, તેથી તે જાગ્રત ન થયો. તે લાંબા માણસે તેનો હાથ ઝાલી તેને ખેંચ્યો. યુવરાજે ગભરાઈ ઉઠીને બેઠા થતાં પૂછ્યું:-"કોણ ?"

ધીમેથી ઉત્તર મળ્યો:-"ધર્મ, હું છું."

યુવરાજ પથારીમાંથી ઉઠી ઊભો થયો. તેણે દીવાના મંદ પ્રકાશમાં જોયું કે વિશ્વાનંદ ઊભો છે. ધર્મપાળે વિસ્મિત થઈ પૂછ્યું:-"પ્રભુ, આટલી રાત્રે શા માટે બૂમ પાડી? શું કંઇ સંકટ આવી પડયું છે ?"

---

* પ્રતિહાર=શાંતિરક્ષક અથવા દ્વારપાલ.

સંન્યાસીએ હસીને કહ્યું:—"ધર્મ, બ્હિશ નહિ, સઘળું મંગળ છે. તારે હમણાં મારી સાથે નગર બહાર આવવું પડશે. તું ગુપચુપ બહાર ચાલ્યો આવ." બન્ને જણ જરા પણ પગનો અવાજ કર્યા વિના પ્રાસાદમાંથી બહાર નિકળી નિદ્રાવશ થયેલા ગોડના અંધકારમય રાજમાર્ગમાં આવીને ઊભા રહ્યા.

અંધકારમાં મુખ્ય રાજમાર્ગ વટાવીને બન્ને જણ ભાગીરથીના કિનારે આવી પહોંચ્યા. વિશ્વાનંદે ઘાટ ઉપર ઊભા રહીને સીસોટી વગાડી. તે સાંભળતાં જ નદી કિનારે આવેલા આમ્રવૃક્ષમાંથી એક ન્હાની નૌકા ઘાટ આગળ આવીને ઊભી રહી. સંન્યાસીએ ધર્મપાળને તેમાં બેસવા કહ્યું. યુવરાજે વિસ્મિત થઇને પૂછ્યું:-"પ્રભુ, કયાં જઇશું ?"

સંન્યાસીએ કહ્યું:—"મેં તને પ્રથમથી જ જણાવ્યું છે કે, આપણે નગર બહાર જવાનું છે."

"સ્હવાર પડવાને હવે કાંઈ વાર નથી, કદાચ પિતાજી શોધ કરશે તો શું કરીશું ?"

"આપણે રાજસભા એકત્ર થશે તે પહેલાં જ પાછા આવીશું."

"માતાને સમાચાર કહેવડાવ્યા હોત તો ઠીક ન થાત !"

"ધર્મ, શું તને મારા ઉપર અવિશ્વાસ આવે છે?"

"ના."

"ત્યારે નૌકામાં આવ."

યુવરાજ તથા સંન્યાસી નૌકામાં બેઠા. નૌકા ચાલવા લાગી. ગોડ નગરના સેંકડો ઘાટ વટાવીને તે એક જીર્ણ પુરાતન ઘાટ આગળ આવી પહોંચી. સંન્યાસી નાવિકોને નૌકા ઘાટ આગળ ઊભી રાખવાનું કહી ધર્મપાળનો હાથ ઝાલી નૌકામાંથી ઉતર્યો અને ઘાટના પગથિયાં ચઢી એક જીર્ણ મકાનમાં આવ્યો. મકાનમાં ઘણું અંધારૂં હતું તેમજ કોઇ માણસની વસ્તી પણ જણાતી નહોતી. મકાનના કોઈ પણ કક્ષ અથવા બારીને દ્વાર નહોતાં. એ મકાન સંન્યાસીને પરિચિત હોય એમ લાગતું હતું, કેમકે તે ધર્મપાળનો હાથ ઝાલી ઘણા ઓરડા તથા ચોક વટાવી ગયો. થોડે દૂર ચાલ્યા પછી સંન્યાસીની ગતિ મંદ પડી. ધર્મપાળે સ્પર્શથી જાણ્યું કે સ્હામે દિવાલ છે. બન્ને જણે રસ્તો શોધી કાઢવા સારૂ ઘણી મહેનત કરી; પરંતુ માર્ગ મળ્યો નહિ. તેઓને લાગ્યું કે ઓરડાની ચારેતરફ દિવાલ આવેલી છે. તેઓ જે માર્ગે થઇને આવ્યા હતા તે રસ્તો પણ જડયો નહિ.

સંન્યાસી વિસ્મિત થઈ ઉભો રહ્યો. તેઓની પાછળ કોઈ ખડખડાટ

કરીને હસી પડયું. એ સાંભળી ધર્મપાળ ધ્રૂજી ઉઠયો. સંન્યાસીએ તીવ્ર સ્વરે પૂછયું:—" કોણ ? "

અંધારામાં પુનઃ કોઇ હસી પડયું. સંન્યાસીએ ફરીથી પૂછયું:—" તમે કોણ છો ? "

અંધારામાંથી ઉત્તર મળ્યો:—" હું. "

" તમે કોણ ? "

" હું. "

" તમારૂં નામ શું ? "

" મારૂં નામ હું, તમે કોણ છો ? "

" હું ચક્રરાજ વિશ્વાનંદ છું. "

" સાથે કોને લઇને આવ્યા છો ? "

" મણિકાન્તના ઉત્તરાધિકારીને લાવ્યો છું. "

" તે કોણ છે ? "

" યુવરાજ ભટ્ટારક ધર્મપાળદેવ. "

" સાક્ષી કોણ ? "

" હું—ચક્રરાજ વિશ્વાનંદ. "

અચાનક ઓરડામાંથી અંધારૂં જતું રહ્યું. ઓરડો તેજપૂર્ણ ભૂરા રંગથી પ્રકાશીત થઈ ગયો. સંન્યાસી તથા ધર્મપાળે જોયું કે, વિશાળ ઓરડાના એક ખૂણામાં તેઓ ઉભા છે. તે ઓરડાની બીજી તરફ દેવમૂર્તિની આગળ એક જરા જીર્ણ શીર્ણ ખુંધો ઉભો છે. દેવમૂર્તિની પાછળથી ઉજ્જવળ ભૂરો પ્રકાશ ઓરડામાં પ્રકાશમાન થયો હતો. વૃદ્ધ તેમની સ્થિતિ જોઇને ખડખડાટ હસી પડયો અને બોલ્યો:—" બ્હિશો નહિ, આ તરફ આવો. "

બન્ને જણ આગળ આવી પ્રતિમાની સ્હામે ઉભા રહ્યા.

વૃદ્ધ બોલ્યો:—" પ્રણામ કરો. "

બન્ને જણે પ્રતિમાને પ્રણામ કર્યા. પછી વૃદ્ધે યુવરાજને પૂછયું:—" તું મણિકાન્તનો કોણ છે ? "

ધર્મપાળે કહ્યું:—" કોઇ નહિ. "

" ત્યારે તેનું ધન લેવા કેમ આવ્યો છે ? "

" તે મરતી વખતે મને આપી ગયા છે. "

" શા માટે આપ્યું હતું ? "

" તે હું જાણતો નથી. "

"શું તેં કંઇ તેના ઉપર ઉપકાર કર્યો હતો ?"

"ના, જરા પણ નહિ."

"ખોટી વાત."

"અચાનક પ્રકાશ જતો રહ્યો. અંધકારમાં પુનઃ શબ્દ થયોઃ— "ખોટી વાત."

સંન્યાસી અંધારામાં બોલી ઉઠયોઃ—"ધર્મ, શું તેં મરતી વખતે મણિદત્તને પાણી પીવડાવ્યું નહોતું ?"

યુવરાજે કહ્યું:—"હા, એ વાત તો હું ભૂલી જ ગયો."

અંધકારમાં શબ્દ થયોઃ—"ત્યારે ?"

યુવરાજે કહ્યું:—"હું ભૂલી ગયો હતો."

પુનઃ ભૂરો પ્રકાશ જણાયો. બન્ને જણે આશ્ચર્ય સહિત જોયું કે, વૃદ્ધ ત્યાં આગળ જ ઉભો રહ્યો છે. તેના બોલાવ્યાથી બન્ને જણ દેવમૂર્તિની પાછળના ભાગમાં ગયા. વૃદ્ધે દેવમૂર્તિને આગળ ખસેડી. ધર્મપાળ તથા વિશ્વાનંદે જોયું કે, ઓરડાની જમીન પરથી એક પત્થર તેની જગ્યાએથી ખસી ગયો છે અને નીચે ઉતરવાનાં પગથિયાં દેખાય છે. વૃદ્ધ નીચે ઉતર્યો અને બન્ને જણને પોતાની પાછળ આવવા સારૂ ઇશારો કર્યો. ધર્મપાળે સંન્યાસીના મ્હોં તરફ જોયું. સંન્યાસીએ ઇશારાથી તેને પોતાની પાછળ આવવાનું જણાવી પોતે નીચે ઉતર્યો. બન્ને જણ પગથિયાં ઉતરીને જેવા નીચે આવ્યા કે તરત જ પત્થર જરા પણ અવાજ કર્યા વિના પોતાની જગ્યાએ ગોઠવાઇ ગયો.

તેમણે જોયું કે, તેઓ જે સ્થળે આવ્યા છે તે પાષાણનો બનાવેલો એક ન્હાનો ઓરડો છે. નિસરણી સિવાય ત્યાં આવવાનો બીજો કોઇ માર્ગ નથી. તે ઓરડાની પાસે પાણીનો ઝરો હોય એમ લાગતું હતું, કેમકે ઓરડાની દિવાલની તડમાંથી પાણી અંદર આવતું હતું તથા ઓરડામાં ઝરણાનો કલ્ કલ્ શબ્દ સંભળાતો હતો. ઉપરના ઓરડાની માફક જ તે ઓરડામાં પણ તેજોમય ભૂરો પ્રકાશ જણાતો હતો. વૃદ્ધ ઓરડાની વચ્ચે ઉભો રહ્યો હતો.

વૃદ્ધ ધર્મપાળને સંબોધી બોલ્યોઃ—"આ જ મણિદત્તનો ભંડાર છે."

યુવરાજ તથા વિશ્વાનંદે ઓરડામાં ચોતરફ નજર કરી; પરંતુ ક્યાંય ધનનું ચિહ્ન જણાયું નહિ. વૃદ્ધ તેમની સ્થિતિ જોઈ સ્હેજ હસીને બોલ્યોઃ—"શું વિચાર કરો છો ? મણિદત્તે ખોટું કહ્યું છે એમ વિચાર

કરો છો? અહિંયાં એટલું ધન છે કે જે વડે રાજાનું રાજ્ય પણ ખરીદી શકાય."

સંન્યાસી વિસ્મિત થઇને બોલ્યોઃ—"અમે તો કંઈ જોઇ શકતા નથી?"

વૃદ્ધ હસી પડયો અને બોલ્યોઃ—"મણિદત્ત વણિક હતો. તે પોતાના વડીલોનું એકઠું કરેલું ધન લોકોની આંખોથી દૂર રાખીને ગયો છે. તમે કેવી રીતે જોઇ શકશો?"

યુવરાજ વિરક્ત થઇને બોલ્યોઃ—"ત્યારે અમને અહિંયાં શા માટે લાવ્યા?"

વૃદ્ધ બોલ્યોઃ—"દેખાડવા સારૂ."

વૃદ્ધે ઓરડાની દિવાલ આગળ જઇને એક પત્થર ઉપર આઘાત કર્યો, ભીંતમાં અદશ્ય રહેલું લોખંડનું બારણું ઉઘડી ગયું. સંન્યાસી તથા ધર્મપાળે જોયું કે બારણાની પાછળ એક જૂની લોખંડની પેટી છે. વૃદ્ધે સહેલાઇથી તેનું ઢાંકણું ઉઘાડયું. સંન્યાસી તથા ધર્મપાળે તેની પાસે જઇને જોયું કે તે સુવર્ણમુદ્રાથી ભરેલી છે. વૃદ્ધે દિવાલમાં બીજાં પણ ગુપ્તદ્વાર ઉઘાડી ત્રણ ચાર લોખંડની મ્હોટી પેટીઓ દેખાડી. તેમાંથી કોઇમાં સુવર્ણ, કોઇમાં હીરા, કોઇમાં નાના પ્રકારનાં મણિમુક્તા લિલમ ભરેલાં હતાં. વિશ્વાનંદ તથા ધર્મપાળ પુષ્કળ ધન જોઇને સ્તંભિત થઇ ગયા. એ અરસામાં વૃદ્ધે સઘળાં ગુપ્તદ્વાર બંધ કરી દીધાં.

કેટલીકવાર પછી ધર્મપાળદેવે પૂછ્યુંઃ—"આટલું બધું ધન હમણાં કેવી રીતે લઇ જવાશે?"

વૃદ્ધ બોલ્યોઃ—"ક્યાં લઇ જઇશ?"

"કેમ, વળી ઘેર?"

"હમણાં કંઈ લઇ જવાશે નહિ."

"કેમ, મણિદત્તે તો મને આપી દીધું છે."

"હજી તું તેને યોગ્ય થયો નથી."

"શું કરવાથી યોગ્ય થઈ શકાશે?"

"જ્યારે સર્વ સત્વહિતાર્થે જીવન અર્પણ કરીશ, ત્યારે તું આ ધનનો અધિકારી થઈ શકીશ."

"હું કેવી રીતે સ્હમજી શકીશ?"

"એની મેળે જ સમજાશે. કોઇને પણ કહેવું નહિ પડે."

યુવરાજે સંન્યાસીને સંબોધી કહ્યું:—" જો આપણે બળાત્કારે મણિદત્તના ભંડારમાંથી સઘળું ધન લઈ જઇએ, તો આ વૃદ્ધ આપણુને શું કરી શકશે ?"

સંન્યાસી ઉત્તર આપે તે પહેલાં જ વૃદ્ધ બોલી ઉઠયો:—" સાવધાન યુવરાજ ! કોઇ પણ પ્રકારનો બળાત્કાર કરીશ તો સ્હવારે જીવતો પાછો ફરીશ નહિ. "

અચાનક પ્રકાશ જતો રહ્યો. અંધારામાં વિશ્વાનંદે ધર્મપાળનો હાથ ઝાલી કહ્યું:—" ધર્મ, ઉદ્ધતાઇ છોડી દે. આ ઘણું જ ભયંકર સ્થાન છે. વૃદ્ધની મદદ વિના અહિંથી બહાર નિકળવાની આશા નથી. "

ધર્મપાળદેવે ઘણી જ વિનંતિપુર્વક કહ્યું:—"અમે બળાત્કાર કરીશું નહિ."

પુનઃ પ્રકાશ જણાયો. બન્ને જણે જોયું કે વૃદ્ધ પહેલાંની માફક ઊભો રહ્યો છે. તેણે કહ્યું:—" હવે પાછા ફરો. જો બહાર જઇને બળાત્કાર કરવાનો જરા પણ પ્રયત્ન કર્યો તો આ ગુપ્તગૃહ શોધ્યું જડશે નહિ. " બન્ને જણ વૃદ્ધની પાછળ પાછળ ઉપર આવ્યા. વૃદ્ધે પ્રતિમાને પાછી તેની જગ્યાએ ગોઠવી દઇ તેઓને ચાલ્યા જવાનું કહ્યું. તેમણે જોયું કે જે ખુણામાં તેઓને બારણું જડતું નહોતું, તે ખુણામાં જ બારણું હતું. બન્ને જણ ઓરડામાંથી બહાર નિકળ્યા. તેમણે એકવાર પાછળ ફરીને જોયું. તરૂણ ઉષાના મંદ પ્રકાશમાં તેઓને જણાયું કે, તેમની પાછળ દ્વારનું નામ નિશાન પણ જણાતું નથી.

---

## પ્રકરણ ૪ થું.

---

### આશ્રયભિખારી.

વારાણસીમાં વરૂણાસંગમ આગળ આદિકેશવના ઘાટ ઉપર બેસીને એક બ્રાહ્મણ સ્નાન કરી રહ્યા પછી ઇષ્ટમંત્રનો જપ કરતો હતો. એ વખતે દિવસનો પ્રથમ પ્રહર વીતિ ગયો હતો, તાપથી ઘાટ પરના પત્થરો તપી ગયા હતા. આદિકેશવના મંદિરમાં વારંવાર ઘંટાનાદ થયા કરતો હતો. સેંકડો યાત્રાળુઓ પતિતપાવની ભાગીરથીના પંકિલ પ્રવાહમાં સ્નાન કરી જીવનનાં પાપ ધોઇ નાંખી દેવદર્શન કરવા સારૂ મંદિરમાં આવતા હત. બ્રાહ્મણની પાછળ થોડે દૂર એક છડીદાર ઊભો હતો. તે યાત્રાળુઓને વારંવાર આઘા રહેવાની ચેતવણી આપ્યા કરતો હતો. તેની પાસે

ચાંદીના હાથાવાળું છત્ર લઇને એક નોકર ઊભો રહ્યો હતો. ઘાટ ઉપર અશ્વ-ત્થ-વૃક્ષની નીચે પત્થરના બનાવેલા એક આસન ઉપર એક યોદ્ધો બેઠો હતો.

બ્રાહ્મણને ઘણું મોડું થતું હતું તે જોઈ તે બોલી ઉઠયો:–"મહારાજ, હજી ક્યાં સુધી જપ કર્યા કરશો? જલદીથી આટોપી લ્યો. કદાચ અત્યારસુધીમાં કોઈ મારા જોડા પણ ચોરી ગયું હશે."

બ્રાહ્મણે ઉત્તર ન આપ્યો. કેવળ તેણે એકવાર તેના તરફ ગુસ્સાથી જોયું અને પુનઃ પોતાના ઇષ્ટ કાર્યમાં નિમગ્ન થઇ ગયો. યોદ્ધો ખિજવાઇને બબડવા લાગ્યો:–" કાશીમાં આવ્યા પછી બ્રાહ્મણ ઘણો જ ધાર્મિક થઇ ગયો છે. દેશમાં તો અત્યારસુધીમાં ત્રણ વાર ભોજન કરી લેતો હતો."

એ સમયે એક પ્રૌઢ તથા એક યુવક વૃક્ષ નીચે આવ્યા. પ્રૌઢ બોલ્યો:–" તમે હમણાં જ નદી ઉતરીને જતા રહો, પછી કંઇ પણ સંકટ નહિ આવે."

યુવક દુઃખીત સ્વરે બોલ્યો:—"જયસિંહ, નદી ઓળંગીને હવે હું ક્યાં જાઉં? હું આશ્રયહીન છું, મને એક જ દિવસ *વારાણસીમાં રહેવા દ્યો."

પ્રૌઢ બોલ્યો:–" યુવરાજ, હું તમારા પિતાના અન્નથી ઉછરીને મ્હોટો થયો છું. હું તમારા ભલાને માટે જ તમને વારાણસીનો ત્યાગ કરવાને કહું છું. તમે નગરમાં હશો તો તમારા ઉપર તેમજ મારા ઉપર વિપદ્ આવી પડશે. તમે તમારા કાકાની આજ્ઞા તમારા કાને જ સાંભળી છે; તમે નગરમાં છો તેની ખબર પડવાથી તથા તમને નજરે જોયા છતાં પણ કેદ ન કર્યા એ સાંભળીને ઇન્દ્રરાજ મારો પ્રાણ લેશે. સ્હામે કિનારે કાન્યકુબ્જની સત્તા નથી, માટે તમે સ્વતંત્રતાથી સૈન્ય એકઠું કરી શકશો."

" શું ત્યારે મારા પિતાના રાજ્યમાં મને રહેવાનો અધિકાર નથી?"

" યુવરાજ, શું કરૂં? વિધાતા આપણી શત્રુ બની છે."

" ત્યારે યુવરાજ કહીને મારી મશ્કરી કરશો નહિ. જયસિંહ, હું ફક્ત એકજ વસ્ત્ર પહેરીને ×પ્રતિષ્ઠાન દુર્ગમાંથી ન્હાસી આવ્યો છું. મારી પાસે ધન નથી, માણસો નથી. હું કેવી રીતે પરદેશમાં જાઉં? મેં ધાર્યું હતું કે તમે મને આશ્રય આપશો, તેથી વારાણસીમાં આવ્યો છું."

"યુવરાજ, હું એક સામાન્ય નગરપાલ છું, હું ધનવાન નથી. મારી પાસે થોડું ઘણું ધન છે, તેમાંથી હું તમને થોડું આપી શકીશ. એ લઇને તમે એકદમ કાન્યકુબ્જની સરહદમાંથી નિકળી જાઓ."

---

* વારાણસી–કાશી અથવા બનારસ

× પ્રતિષ્ઠાન–પ્રયાગ અથવા અલ્લાહાબાદનું પ્રાચીન નામ.

"એકલો કેવી રીતે જાઉં ? '

"યુવરાજ, તમે રાજપુત્ર છો, તમને અસ્ત્ર ધારણ કરતાં આવડે છે, બાળકની માફક બીહો નહિ."

"જયસિંહ, મેં સાંભળ્યું છે કે વારાણસી વિશ્વનાથનું નગર છે, ત્યાં કોઈ રાજાની સત્તા નથી, દેવાદિદેવના નગરમાં કોઈ ભૂખ્યું રહેતું નથી, કોઇ આશ્રયહીન થતું નથી, ત્યારે શું એ બધું ખોટું જ કે ? આ વિશાળ નગરમાં હજારો ભિક્ષુકો તેમજ લાખો યાત્રાળુઓને રહેવા માટે જગ્યા છે. પરંતુ શું મારા જેવા નિરાધાર અનાથને માટે ક્યાંય જગ્યા નથી ?"

બ્રાહ્મણ જપ કરી રહ્યો હતો. તેણે ઘાટ ઉપર આવીને જોયું કે, યોદ્ધો એકચિત્તે યુવક તથા પ્રૌઢની વાતચિત સાંભળી રહ્યો છે. યુવક કહેતો હતો:—
"સાંભળો જયસિંહ, હું મારા પિતાનું રાજ્ય ત્યજીને ક્યાંય પણ જઇશ નહિ. હું વિશ્વનાથની પાષાણ પ્રતિમાને બાઝી રહીશ. તમે મને કેદી બનાવી કાન્યકુબ્જમાં મોકલાવી ઘો. જો વિશ્વનાથના પાષાણ શરીરમાં ખરેખર પ્રાણ હશે તો તે મારૂં રક્ષણ કરશે."

જયસિંહ બોલ્યો:—"ચક્રાયુધ, ગાંડા ન થાઓ. તમે વારાણસીમાં રહેશો તો હું તમને બચાવી શકીશ નહિ; હું તમારૂં ભલું ચાહનાર છું. જેમ બને તેમ જલદીથી તમે વારાણસીમાંથી જતા રહો."

એ સમયે બ્રાહ્મણે આગળ આવી યુવકને પૂછ્યું:—"ભાઈ, તું કોણ છે, તને શું થયું છે ?"

યુવકે દુઃખીત સ્વરે કહ્યું:—"હું આશ્રય-ભિખારી છું. આ વિશાળ કાન્યકુબ્જ રાજ્યમાં આશ્રય મળતો નથી."

"કેમ ?"

"એક દિવસ હું આ રાજ્યનો યુવરાજ હતો. જ્યારે હું ન્હાનો હતો, ત્યારે મારા કાકા સિંહાસન ઉપર બેઠા હતા, હવે રાજ્યમાં મારો કાંઇ પણ અધિકાર નથી."

બ્રાહ્મણે આગળ આવી યુવકના ખભા પર હાથ મુકયો અને કહ્યું:—
"બ્હિશો નહિ, હું તમને આશ્રય આપીશ."

યુવક તથા જયસિંહે આશ્ચર્ય પામી એકે અવાજે પૂછ્યું:—"આપ કોણ છો ?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યો:—"મારૂં નામ પુરૂષોત્તમ શર્મા છે અને હું ગૌડનો મહાપુરોહિત છું."

"આપ આશ્રય આપશો તો કદાચ ગૌડેશ્વર ગુસ્સે નહિ થાય?"

"અમારા ગૌડેશ્વર કાંઈ જેવા તેવા ગૌડેશ્વર નથી. તે ગોપાળદેવના પુત્ર ધર્મપાળ છે. ગોપાળદેવનું નામ સાંભળ્યું છે કે?"

જયસિંહ બોલ્યોઃ—"હા, સાંભળ્યું છે. ગૌડની પ્રજાએ તેમને પોતાની ઇચ્છાથી રાજપદ આપ્યું હતું, તેમણે ગુર્જરોને વારંવાર હરાવ્યા હતા."

યુવક નીચું માથું રાખીને વિચાર કરતો હતો, તે આ વખતે બોલી ઉઠ્યોઃ—"પણ ધર્મપાળ, કાકાની વાત સાંભળી મને પકડાવી દેશે નહિ?"

એ સાંભળી બ્રાહ્મણે ક્રોધસૂચક સ્વરે કહ્યુંઃ—"યુવક, સાંભળો. અમારા મહારાજ ધર્મપાળદેવ કાંઇ હલકા સ્વભાવના નથી. તમને આશ્રય આપશે એટલું જ નહિ પણ તમને તમારા સિંહાસન ઉપર બેસાડશે."

એ સાંભળી યુવકે વિષાદપૂર્ણ હાસ્ય કર્યું. તે બોલ્યોઃ—"મહારાજ, એ સર્વથા અશક્ય છે. આખા આર્યાવર્ત્તમાં મારો એવો એક પણ મિત્ર નથી કે જે મારે માટે ઇન્દ્રરાજની સ્હામે યુદ્ધ કરે."

બ્રાહ્મણ વધારે ગુસ્સે થઇને ઘાટ ઉપરથી પાણીમાં ગયો અને મ્હોટેથી બોલ્યોઃ—"સાંભળો, હું પુરૂષોત્તમ શર્મા ગૌડનો મહાપુરોહિત, જાન્હવીના જળમાં ઊભો રહીને, વારાણસી ક્ષેત્રમાં વિશ્વેશ્વર આદિ–કેશવને સાક્ષી રાખી શપથ લઉં છું કે, ગૌડેશ્વર ધર્મપાળદેવની સહાયતાથી તમારૂં ગયેલું રાજ્ય તમારા કાકા પાસેથી તમને પાછું અપાવીશ."

યુવક શપથ સાંભળીને સ્તબ્ધ થઇ ગયો. એ વખતે પ્રથમ જણાવેલો યોદ્ધો બ્રાહ્મણની પાસે આવી ધીમેથી બોલ્યોઃ—"મહારાજ, આ શું કર્યું? આટલી મ્હોટી પ્રતિજ્ઞા શા માટે લીધી? મહારાજ શું કહેશે? હું અત્યાર સુધી એમ જ જાણતો કે તમે કેવળ ભોજન કરવામાં જ હુશિયાર છો; પરંતુ આજે મેં જાણ્યું કે તમે વચન આપવામાં પણ વિલક્ષણ છો! પણ તમે પ્રતિજ્ઞાનું પાલન કેવી રીતે કરી શકશો?"

બ્રાહ્મણ ઘણા જ ગંભીર સ્વરે બોલ્યોઃ—"નંદલાલ! દરેક વખતે મશ્કરી સારી લાગતી નથી."

યોદ્ધો ઝંખવાણો પડી જઇને વધારે કંઇ બોલ્યો નહિ.

બ્રાહ્મણ તથા યોદ્ધાને વાંચકો સારી પેઠે ઓળખે છે. ગોપાળદેવને સમ્રાટ્‌ની પદવી પ્રાપ્ત થયાને ત્રણ વર્ષ વ્યતીત થયાં છે. એ ત્રણ વર્ષ નવિન સામ્રાજ્યને દૃઢ પાયા ઉપર સ્થાપવામાં નિકળી ગયાં હતાં. પૂર્વમાં કામરૂપ, ઉત્તરમાં હિમાદ્રિની તળેટી સુધી, દક્ષિણમાં મહાસમુદ્ર તથા પશ્ચિમમાં

શોણુ નદી સૂધી નવિન સામ્રાજ્ય ફેલાયું હતું. ધર્મપાળદેવની સાથે કલ્યાણીદેવીના વિવાહ નક્કી થયા હતા, પણ યોગ્ય અવસર આવતો ન હોવાથી હજી સૂધી લગ્ન થયાં નહોતાં. હાલમાં ગોપાળદેવનું મૃત્યુ થયું હતું. તેના શ્રાદ્ધ વખતે ગોડસામ્રાજ્યની સીમા ઉપરના રાજાઓને આમંત્રણ કરવા સારૂ પુરૂષોત્તમ શર્મ્મા તથા નંદલાલને મોકલવામાં આવ્યા હતા. તેઓ નિમંત્રણ આપીને ગોડ તરફ પાછા ફરતા હતા, એ વખતે રસ્તામાં વારાણસીમાં તેઓની સાથે યુવરાજ ચક્રાયુધનો મેળાપ થયો.

હર્ષવર્દ્ધનના મૃત્યુ પછી તેના મામાનો પુત્ર ભન્ડિ કાન્યકુબ્જના સિંહાસન ઉપર આવ્યો હતો. તેના વંશજો હજી પણ કાન્યકુબ્જના સિંહાસન ઉપર અધિષ્ઠિત હતા. વિક્રમાદિત્ય નરપતિના અભિષેકના આઠમા સૈકા પછી ભન્ડિના વંશજ ઇન્દ્રરાજે ગુર્જરપતિ વત્સરાજની સહાયતાથી જ્યેષ્ઠ ભ્રાતાના બાળકપુત્ર ચક્રાયુધનું સિંહાસન બળાત્કારે પોતાના અધિકારમાં લઇ લીધું હતું. ચક્રાયુધ જ્યારે મ્હોટી ઉંમરનો થયો, ત્યારે કાન્યકુબ્જમાંથી ન્હાસી ગયો અને સૈન્ય એકઠું કરી પોતાના પિતાનું રાજ્ય પાછું મેળવવા માટે મહેનત કરવા લાગ્યો. વત્સરાજની મદદથી ઇન્દ્રરાજ અથવા ઇન્દ્રાયુધે તેને વારંવાર હરાવ્યો. અંતે ચક્રાયુધ ગંગા–યમુના–સંગમે પ્રતિષ્ઠાન દુર્ગમાં આવીને રહ્યો. તેણે છ માસ રહીને જ્યારે જોયું કે યુદ્ધમાં જય મળવાની બીલકુલ આશા નથી, ત્યારે તે ત્યાંથી ન્હાસી વારાણસીમાં આવ્યો. નગરપાલ જયસિંહ તેના પિતાનો જૂનો નોકર હતો. તેણે ધાર્યું હતું કે, વારાણસીનો જયસિંહ અવશ્ય તેને મદદ આપશે. તે જે દિવસે વારાણસીમાં આવ્યો તે જ દિવસે આદિ–કેશવના મંદિર આગળ ભાગીરથીના કિનારે પુરૂષોત્તમ શર્મ્માની સાથે તેનો મેળાપ થયો.

યુવરાજ ચક્રાયુદ્ધ હજી પણ સ્તંભિત થઇને ઉભો રહ્યા હતો. જયસિંહ પુરૂષોત્તમની પાસે આવીને બોલ્યોઃ—"મહારાજ! આપ ખરા બ્રાહ્મણ છો! આપનામાં અત્યંત ઉદારતા રહેલી છે, એ જોઇને હું ઘણો જ આશ્ચર્ય પામ્યો છું. યુદ્ધ વ્યવસાય કરીને મારા વાળ સફેદ થઇ ગયા છે, હાથમાં તરવાર લઇને હું આર્યાવર્ત્તના એક પ્રાંતમાંથી બીજા પ્રાંત સૂધી ફર્યો છું; મેં ઘણા રાજા, ઘણા વીર જોયા છે; પરંતુ આપના જેવો ઉદાર પુરૂષ હજી સૂધી મેં કદાપિ જોયો નથી. આશ્રિતનું રક્ષણ કરવું એ મહાન્ પુરૂષનો ધર્મ છે. આ યુવક કાન્યકુબ્જના રાજપુત્ર છે. પરંતુ આજે આખા કાન્યકુબ્જ રાજ્યમાં એવો એક પણ માણસ નથી કે જે તેમને એક મુઠ્ઠી અન્ન આપી શકે અથવા એક રાત્રિને માટે આશ્રય આપી તેમના પ્રાણનું

રક્ષણ કરે. તેમના પિતાના અન્નથી હું ઉછરીને મ્હોટો થયેલો છું, પરંતુ મારામાં એટલું સાહસ નથી કે, વિશ્વનાથના નગરમાં એક દિવસને માટે પણ તેમને આશ્રય આપી શકું. ખરી વાત છે કે, વિશ્વનાથના નગરમાં કોઇ ભૂખ્યું રહેતું નથી; પરંતુ અન્નપૂર્ણાના મંદિરમાં અવિમુક્ત ક્ષેત્રમાં યુવરાજ ચક્રાયુધને અન્ન મળતું નથી. આપે તેમને આશ્રય આપી નિડરપણાનો જે ,પરિચય કરાવ્યો છે તે ખરેખર પ્રસંશનીય છે; પરંતુ આ સૈનિકની સલાહ માન્ય કરો. તમે હમણાં જ ઇન્દ્રરાજની સરહદમાંથી નિકળી જાઓ. ”

“ આપનું કહેવું ખરૂં છે. અમે હમણાં જ નગરમાંથી ચાલ્યા જઇએ છીએ. ”

જયસિંહ બોલ્યો:—“ વિશ્વનાથ આપનું ભલું કરે. ચક્રાયુધ, મને ધિક્કારશો નહિ. વૃદ્ધ જયસિંહે જે નિમક ખાધું છે તે ભૂલી ગયો નથી. જો કદાચ પાછા ઇન્દ્રરાજની સાથે યુદ્ધ કરવાને આવો, ત્યારે તમે જોશો કે જયસિંહ ચક્રાયુધને ભૂલી ગયો નથી. તેની તરવાર ચક્રાયુદ્ધના શત્રુઓનો સંહાર કરવામાં જ નિયુક્ત છે. ”

વૃદ્ધ આંખોમાં આંસુ સહિત ચક્રાયુદ્ધને આલિંગન કરી વિદાય થયો. પુરૂષોત્તમ તથા નંદલાલ ચક્રાયુધની સાથે વારાણસીમાંથી નિકળી ગૌડ તરફ ચાલ્યા. ઉત્તરાપથની રાષ્ટ્રનીતિના સ્થિર સરોવરમાં જે ઢેફું પડ્યું તેમાંથી એક મોજું ઉત્પન્ન થઇને ગૌડના સિંહાસન સન્મુખ પહોંચ્યું. બીજું મોજું કાન્યકુબ્જ તથા *ભિલ્લમાલમાં પહોંચ્યું. ×મરૂમાડમાં વત્સરાજ તથા +મહોદયમાં ઇન્દ્રાયુધે જાણ્યું કે, ચક્રાયુધને ગૌડરાજ્યમાં આશ્રય મળ્યો છે.

## પ્રકરણ ૫ મું.

### ગૌડ નગરમાં.

રાત્રિનો ચોથો પ્રહર લગભગ પૂરો થવા આવ્યો હતો, એ વખતે ગૌડનગરના મધુસૂદનના મંદિરના ઘાટ આગળ એક મ્હોટી નોકા આવી ને ઉભી રહી. તેના પહેલાં ઘાટ આગળ એક ન્હાની નૌકા બાંધેલી હતી. મ્હોટી

* ભિલ્લમાલ–વર્તમાન ભિલમાલ, એ દક્ષિણ રજપુતાનામાં આવેલું છે.

× મરૂમાડ–વર્તમાનનું મારવાડ.

\+ મહોદય–કાન્યકુબ્જ અથવા કનોજનું બીજું નામ.

નૌકાના ખલાસીઓએ દૂરથી મ્હોટે સ્વરે નૌકા ખસેડી લેવાનું કહ્યું, પરંતુ એ વખતે ન્હાની નૌકાના સઘળા માણસો ઊંઘી ગયા હતા, તેથી તેમણે કંઇ પણ સાંભળ્યું નહિ. જ્યારે મ્હોટી નૌકા ઘાટ આગળ આવી પહોંચી, ત્યારે તેના ધક્કાથી ન્હાની નૌકા છૂટી જઇને ભાગીરથીના પાણીમાં તરવા લાગી. એક ઉંચો માણસ ન્હાની નૌકામાંથી કૂદકો મારી કિનારે ઉતર્યો.

મ્હોટી નૌકામાંથી બે માણસો દીવા લઇને નિકળ્યા. બીજા બે માણસોએ નૌકાથી ઘાટના પગથિયા સુધી લાકડાનો ન્હાનો સરખો પુલ ગોઠવી દીધો. નૌકામાંથી એક બ્રાહ્મણ અને બે હથિયારબંધ માણસો ઉતર્યા, તેમની પાછળ ત્રણ ચાર નોકરો તથા ઘણા હથિયારબંધ સૈનિકો નૌકામાંથી ઉતરી ઘાટના પગથિયા આગળ આવીને ઉભા રહ્યા. જે માણસ ન્હાની નૌકામાંથી કિનારે કૂદી પડ્યો હતો, તે ઘાટના મંડપમાં સ્તંભની પાછળ ગાઢ અંધકારમાં સંતાઇને ઉભો રહ્યો હતો. બ્રાહ્મણ તથા બન્ને અસ્ત્રધારી પુરૂષો જેવા ઘાટ ઉપર ચઢ્યા તેવો જ તે માણસ મંદિરના મંડપમાં જતો રહ્યો.

ઘાટ ઉપર મધુસૂદનનું મંદિર આવેલું હતું. વિશાળ મંદિરનું ગગનસ્પર્શી શિખર ગૌડ નગરથી દશ ગાઉના અંતર ઉપરથી દેખાતું હતું. ઘાટનાં પગથિયાં મંડપની નીચે આવીને પૂરા થતાં હતાં. બ્રાહ્મણ તથા બન્ને અસ્ત્રધારી પુરૂષો મંડપની નીચે આવીને ઊભા રહ્યા. જે માણસ મંડપના અંધકારમાં સંતાઈ રહ્યો હતો તે લપાતો લપાતો તેઓની પાસે આવ્યો અને તેમની વાતચિત સાંભળવા માટે આતુર થઈ રહ્યો. બ્રાહ્મણ બોલ્યોઃ—" મહારાજ ! આપણે પહેલાંથી મહારાજને સમાચાર કહેવડાવ્યા નથી, તેથી તે આપનો સત્કાર કરવા સારૂ આવ્યા નથી. જો સમાચાર મોકલાવ્યા હોત તો તે જરૂર ઘાટ ઉપર આવત. તેમને બદલે હું કાન્યકુબ્જ રાજ્યનો સત્કાર કરૂં છું. મહારાજ ગૌડપુરમાં ભલે પધાર્યા." તે એક અસ્ત્રધારી માણસને સંબોધી એ પ્રમાણે બોલ્યો.

તે અસ્ત્રધારી માણસે તેના ઉત્તરમાં કહ્યું:—" મહારાજ ! શું આપ મારી મશ્કરી કરો છો ? કાન્યકુબ્જનો રાજા કોણ છે ? આ દીન દરિદ્ર માર્ગનો ભિખારી ભૂખથી વ્યાકુળ થઇને ગૌડ નગરના રાજમાર્ગમાં એઠું પડેલું અન્ન શોધવાને આવ્યો છે. શું રાજાધિરાજ મહારાજ ધર્મપાળદેવ મારો સત્કાર કરવા માટે આવશે ?"

બ્રાહ્મણ એ સાંભળી વ્યાકુળ થઇને બોલ્યોઃ—" મહારાજ, આપ શું બોલો છો ? આપ ગૌડના એક માનવંતા મહેમાન છો. આપ આ પ્રમાણે બોલી દરિદ્ર ગૌડવાસીઓને શરમાવશો નહિ."

અસ્ત્રધારી પુરૂષ કાન્યકુબ્જનો યુવરાજ અથવા મહારાજ ચક્રાયુધ છે, અને બ્રાહ્મણ ગૌડનો મહાપુરોહિત પુરૂષોત્તમ શર્મા છે.

ચક્રાયુદ્ધ બોલ્યોઃ—"મહારાજ! આપે કૃપા કરી આશ્રય આપ્યો છે, તેને માટે હું સદૈવ આપનો આભારી છું. મને આ પ્રમાણે કહી અપરાધી કરશો નહિ."

એ સમયે બીજો અસ્ત્રધારી માણસ પુરૂષોત્તમની પાસે આવી તેના કાનમાં બોલ્યોઃ—"અરે મહારાજ! રાજસભામાં જઇને વાકચાતુરિ તો ઘણી સારી શિખી લાવ્યા હો એમ જણાય છે. રાત્ર વીતિ જવા આવી છે, ઘેર જવું છે કે નહિ? તમારે તો જાણે ત્રણ કુળમાં કોઈ નથી, જે છે તે પેલી રાજવાડીની—"

પુરૂષોત્તમ ગભરાઇને બોલ્યોઃ—"નંદલાલ, ચુપ કર."

"ચાલો. ત્યારે ઘેર જઇએ."

"પણ ઘેર કેવી રીતે જઇશું? મહારાજને કયાં ઉતારીશું?"

"ખરી વાત; પરંતુ અહિં ઉભા રહેવાથી શું લાભ થશે? ચાલો નગરમાં જઇએ."

ત્રણે જણ મંડપ મૂકી મંદિર તરફ ચાલ્યા. એ વખતે બહારના શત્રુઓ તથા લૂટારાઓના ભયથી નગરના દરવાજા રાત્રિના વખતે બંધ કરવામાં આવતા હતા. નગરપાલની આજ્ઞા વિના રાત્રિના વખતે કોઇથી પણ શહેરમાં આવી શકાતું નહિ. મધુસૂદનના મંદિરમાં રહેનારાઓ સંધ્યા વખતે મંદિરના દરવાજા બંધ કરી નિશ્ચિંત થઇને સૂઈ રહેવા જતા હતા. નંદલાલે મંદિરનાં બારણાં ખખડાવી તેઓને ઊંઘમાંથી ઉઠાડયા. એક જણે હાથમાં દીવો લઈ મંદિરના ઝરૂખામાં ઉભા રહીને પૂછ્યું:—"તમે કોણ છો?"

નંદલાલે કહ્યું:—"અમે શહેરના માણસો છીએ. હું સેનાનાયક નંદલાલ છું અને આ મહાપુરોહિત પુરૂષોત્તમ શર્મા છે, તથા આ કાન્યકુબ્જરાજ ચક્રાયુદ્ધ છે. અમારી સાથે ચાર પાંચ નોકરો તથા ત્રીસ પાયદળ સૈનિકો છે. બારણાં ઉઘાડો, અમારે શહેરમાં જવું છે."

"ભાઈ, નગરપાલની આજ્ઞા વિના રાત્રિના વખતે આટલા બધા હથિયારબંધ માણસોને શહેરમાં આવવા દેવાય નહિ. રાત્રિ લગભગ વીતિ જવા આવી છે, માટે હમણાં મંડપમાં જઇને બેસો. સહવારે બારણાં ઉઘડશે."

"તમે તો ઘણા સારા માણસ દેખાઓ છો. અમે ગૌડના માણસો છીએ તોપણ શું શહેરમાં જઈ શકાશે નહિ? વળી અમારી સાથે કાન્ય-

કુબ્જના મહારાજ છે, તેમને કેવી રીતે મંડપમાં બેસાડી મૂકીએ ? તમે મંદિરના માલિકને ખબર આપો."

તે માણુસ ઝરૂખામાંથી જતો રહ્યો. થોડીવાર પછી હાથમાં દીવો લઇને એક પ્રૌઢ સંન્યાસી ઝરૂખામાં આવ્યો. નંદલાલે તેને પૂછ્યુંઃ—"શું આપ મંદિરના માલિક છો ?"

ઉત્તર મળ્યોઃ—"હા. તમે કોણુ છો ?"

"હું ગૌડનો સેનાનાયક નંદલાલ છું."

"શું જોઇએ છે ?"

"અમારે શહેરમાં જવું છે."

"રાત્રિના વખતે હથિયારબંધ માણુસોને શહેરમાં જવા દઈ શકાય તેમ નથી. હમણાં મંડપમાં જઇને બેસો. સ્હવારમાં શહેરમાં જજો."

"અમારી સાથે કાન્યકુબ્જરાજ ચક્રાયુદ્ધ આવ્યા છે. પહેલાંથી સમાચાર કહેવડાવ્યા ન હોવાથી તેમનો સત્કાર કરવા સારૂ કંઇ વ્યવસ્થા કરવામાં આવી નથી. તેઓ કેવી રીતે મંડપમાં સ્હવાર પડવાની રાહ જોતાં બેસી રહે ?"

"ત્યારે એ સિવાય બીજો કંઈ રસ્તો નથી. મહારાજને માટે યોગ્ય આસન મોકલાવું છું."

"અમારી પાસે આસન છે એટલે તેની કંઇ જરૂર નથી. મંદિરનાં બારણાં ઉઘાડવાની આજ્ઞા કરો."

"તેમ નહિ બને."

"શું આપ મને ઓળખતા નથી ?"

"ઓળખું છું છતાં બારણાં ઉઘાડી શકાય તેમ નથી."

"વારૂ, ત્યારે અમે બારણાં ભાંગી નાંખીને નગરમાં પ્રવેશ કરીશું."

મંદિરના માલિકે મ્હોં ફેરવી મંદિરમાં ઊભેલા એક માણુસને પુછ્યુંઃ—"તાવડામાં તેલ ઉન્હું છે કે ?"

તે માણુસે ઉત્તર આપ્યોઃ—"હાજી."

એ સાંભળી પુરૂષોત્તમ, નંદલાલ તથા ચક્રાયુદ્ધનો હાથ ઝાલી તેઓને ખેંચતો ખેંચતો ઉંચે શ્વાસે ઘાટ તરફ નાઠો. એટલામાં જે માણુસ મંડપના અંધારામાં સંતાઇ રહ્યા હતો તે મંદિરના બારણાં આગળ આવીને બોલ્યોઃ—"હરેશ્વર ?"

મંદિરનો માલિક ચમકીને બોલ્યોઃ—"તમે કોણુ છો ?"

આવનારે ઉત્તર આપ્યો:—" હું ચક્રરાજ છું."

"પ્રભુ ?"

"હા."

"પ્રભુ, દાસનો અપરાધ ક્ષમા કરજો. પ્રમાણ શું ?"

"મંદિરમાં રૂપાની હરિહર મૂર્તિ ઉઘાડીને જુઓ."

"બસ. પ્રભુ, આજ્ઞા આપો."

"બારણાં ઉઘાડો."

વિના વિલંબે મંદિરનાં બારણાં ઉઘડી ગયાં. તે આવનારે મંદિરમાં પ્રવેશ કર્યો. મંદિરના માલિકે બારણાં વાસી તેને પ્રણામ કર્યા. આવનારે કહ્યું:—" હરેશ્વર, તેઓને નગરમાં જવા દો. તેઓ ગૌડના માણસો છે એ હું સારી પેઠે જાણું છું."

"પ્રભુ ! મહારાજાધિરાજનો પોતાનો હુકમ છે કે રાત્રિના વખતે કોઈ પણ અસ્ત્રધારી પુરૂષને નગરમાં આવવા ન દેવો."

"તમે જરા પણ બિહશો નહિ. હું આજ્ઞા કરૂં છું કે, બારણાં ઉઘાડો."

મંદિરના માલિકની આજ્ઞાથી બારણાં ઉઘાડવામાં આવ્યાં. તે આવનારે ઘાટ ઉપર જઈ નંદલાલને કહ્યું:—" તમે આવો. મંદિરના માલિક તમને બોલાવે છે."

પુરૂષોત્તમ બોલી ઉઠયો:—" કેમ ? શું ઉન્હું તેલ નાંખવા માટે કે ?"

"ના, બિહશો નહિ. મંદિરનાં બારણાં ઉઘાડયાં છે."

સઘળા મંદિરમાં આવી શહેર તરફ ચાલ્યા. મંદિરના માલિકે આવનારને પૂછ્યું:—"પ્રભુ, બારણાં ઉઘાડાં રાખું ?"

આવનારે કહ્યું:—" હરેશ્વર, થોડીવાર ઉભા રહો. હું હમણાં જ પાછો આવું છું."

એમ કહી તે ઝડપથી ઘાટનાં પગથિયાં ઉતરીને પાણી પાસે આવ્યો. ન્હાની નૌકાના માણસો જાગી ઉઠેલા હોવાથી નૌકાને ઘાટ આગળ પાછી લાવ્યા હતા. નૌકાના આગલા ભાગમાં એક જણ પગથી માથા સુધી વસ્ત્ર ઓઢીને ઊંઘી ગયો હતો. આવનારે તેની પાસે જઈ ધીમેથી બૂમ પાડી:— "ગૌર !"

તે માણસ તરત જ ઊભો થઇને બોલ્યો:—" જી."

"તમે નૌકા લઇને પ્રાસાદના ઘાટ તરફ ચાલ્યા જાઓ."

"જેવી આજ્ઞા."

"કાલે રાત્રિના બીજા પ્રહરે એક ન્હાની નૌકા લઇને સિંહવાહિની મંદિરની નીચે મારી રાહ જોતો ઊભો રહેજે."

"જેવી આજ્ઞા."

આવનાર માણસ પાછો ફરવાની તૈયારીમાં હતો, એટલામાં ગૌરે બૂમ પાડી:—"પ્રભુ !"

"કેમ ?"

"ચોખા થઇ રહ્યા છે."

આવનારે સહેજ હસીને કહ્યું:—"કાલ એકાદશી છે, માટે ઉપવાસ કરજે."

ગૌર એક લાંબો નિશ્વાસ નાંખી પાછો સૂઈ ગયો.

## પ્રકરણ ૬ ઠું.

### ગૌડના માર્ગે.

નગરમાં પ્રવેશ કરી પુરૂષોત્તમ તથા નંદલાલ કિંકર્તવ્યવિમૂઢ થઇને ઊભા રહ્યા હતા. ચક્રાયુદ્ધને લઈ ક્યાં જવું, એ વિષે તેઓ કંઇ નક્કી કરી શક્યા નહિ. શહેરવાસીઓ નિદ્રાવશ થઇ ગયા હતા, સૂર્યોદય થવાને હજી વાર હતી. હમેશના રિવાજ પ્રમાણે સૂર્યોદય પહેલાં રાજમહેલનાં દ્વાર ઉઘડે તેમ નહોતાં, તેથી તેને લઇને રાજમહેલમાં જવાનો કંઈ ઉપાય નહોતો. તેઓ કાન્યકુબ્જના યુવરાજને પોતાને ત્યાં લઈ જવાની પણ હિંમત કરી શકતા નહોતા. એટલામાં આગંતુક તેમની પાસે આવ્યો. તેને ઉજ્જડ રાજમાર્ગમાં જોઈ પુરૂષોત્તમદેવ એકદમ ચમકી ઉઠ્યો; પરંતુ નંદલાલ તેને જોઇને બોલ્યો:—"અમે હમણાં જ આપને મધુસૂદનના ઘાટ ઉપર જોયા હતા, કેમ નહિ વારૂ ?"

આવનારે ઉત્તર આપ્યો:—"હા."

"આપ ક્યાં જશો ?"

"રાજમહેલમાં."

"રાજમહેલમાં ? ત્યાં અત્યારે કેવી રીતે જઇ શકશો ?"

રાજમાર્ગની પાસે આવેલા એક નાગરિકના ઘરમાં દીવો બળતો હતો, તેનો પ્રકાશ બારી માર્ગે થઇને આવનાર માણસના મ્હોં પર પડ્યો. દીવાના પ્રકાશમાં તેનું મ્હોં જોઇને પુરૂષોત્તમ ચમકી ઉઠ્યો. તેણે આવનાર માણસની

સ્હામે આવી તેને પૂછ્યું :—" આપ કોણ છો ?"

તે માણુસે સ્હેજ હસીને કહ્યું:—" પુરૂષોત્તમ. કહો જોઉં, હું કોણ છું ?"

રાજપુરોહિત તે માણુસના પગ આગળ રાજમાર્ગની ધૂળમાં આળોટી પડ્યો અને બોલ્યો:—" પ્રભુ, અપરાધ ક્ષમા કરજો. આપને અંધારામાં હું ઓળખી શક્યો નહિ. "

" હવે ઓળખ્યો ? "

" હા, આપ પ્રભુ વિશ્વાનંદ છો. પ્રભુ, ગૌડમાં ક્યારે પધાર્યા ? "

" તમારા આવ્યા પહેલાં. બે પ્રહરથી નૌકામાં બેસીને હું રાહ જોતો હતો. "

" પ્રભુ, નારાયણે આપનાં દર્શન કરાવ્યાં છે. અમે રાજ—અતિથિને લઇ મહા મુસ્કેલીમાં આવી પડયા છીએ. "

" રાજ—અતિથિ ક્યાંથી મળ્યા ? "

" વારાણસીમાંથી. "

પુરૂષોત્તમે ચક્રાયુદ્ધને આશ્રય આપ્યાની તથા પોતાની પ્રતિજ્ઞાની સર્વ વિગત વિશ્વાનંદને જણાવી.

વિશ્વાનંદ બોલ્યો:—" ઘણું સારૂં કર્યું. પુરૂષોત્તમ, તમે ગૌડરાજ—પુરોહિતને યોગ્ય કાર્ય કર્યું છે. મને ખબર નહોતી કે તમારામાં આટલી બધી દયા રહેલી છે. તમારા માથામાં આટલી બધી વિચારશક્તિ ભરેલી છે, તે વિષે ગૌડરાજ્યમાં કોઇને પણ ખબર હશે કે કેમ તેનો મને સંદેહ છે."

" પણ પ્રભુ—"

" કેમ પુરૂષોત્તમ ?"

" પ્રભુ, મેં બીજું પણ એક કાર્ય કર્યું છે. "

" તે શું ? "

" પ્રભુ, મેં મનના આવેગને વશ થઈ જઈ જાન્હવીના જળમાં ઊભા રહીને પ્રતિજ્ઞા કરી છે કે, કોઇ પણ પ્રકારે ચક્રાયુધને તેના પિતાનું રાજ્ય પાછું અપાવીશ. "

" શું કહ્યું ? "

" પ્રભુ, આગળ પાછળનો જરા પણ વિચાર કર્યા વિના મેં પ્રતિજ્ઞા કરી લીધી. પ્રભુ, હવે મારી પ્રતિજ્ઞાનું પાલન કેવી રીતે થઇ શકશે ? મારી પ્રતિજ્ઞાનું પાલન નહિ થાય તો મારૂં અપમાન થશે, એટલુંજ નહિ પણ તેની સાથે ગૌડરાજ્યનું પણ અપમાન થશે. "

"પુરૂષોત્તમ, શાંત થાઓ. તમે શું કહ્યું એ હું સારી પેઠે સ્હમજ્યો નથી."

"પ્રભુ, મેં અવિમુક્તક્ષેત્રમાં આદિ-કેશવના ઘાટ ઉપર પવિત્ર જાન્હવીના જળમાં ઊભા રહીને પ્રતિજ્ઞા લીધી છે કે, યુવરાજ ચક્રાયુદ્ધને તેના પિતાનું રાજ્ય કોઇ પણ પ્રકારે હું પાછું અપાવીશ."

સંન્યાસી પુરૂષોત્તમની પ્રતિજ્ઞા સાંભળી ઉત્તર આપ્યા વિના વિચાર કરવા લાગ્યો. પુરૂષોત્તમ ઉત્તરની રાહ જોતો તેના મ્હોં સ્હામે જોઇને ઊભો રહ્યો. થોડે દૂર યુવરાજ ચક્રાયુદ્ધ તથા નંદલાલ તેમને માટે રાહ જોતા હતા. નોકરો તથા સૈનિકો તેમની પાછળ ઉભા રહ્યા હતા. એ વખતે પૂર્વ દિશામાં થોડું ઘણું અજવાળું થયું હતું. રાજમાર્ગ ઉપર એક બે જણ ચાલવા લાગ્યા હતા. ધીમે ધીમે પૂર્વ દિશામાં નીલ આકાશ ઉષાના પ્રકાશથી શુભ્ર થઇ ગયું, તારાઓ તેલ વિનાના દીવાની માફક એકે એકે મંદ પડી જતા રહ્યા. વિશ્વાનંદ હજી પણ રાજમાર્ગની વચ્ચે ઊભો રહીને વિચાર કરતો હતો.

બુદ્ધિહીન દયાળુ પુરૂષોત્તમે વારાણસીમાં આદિ-કેશવના ઘાટ ઉપર જાન્હવીના જળમાં ઊભા રહીને જે પ્રતિજ્ઞા લીધી છે તેનું શું થશે. પુરૂષોત્તમે અવશ્ય આગળ પાછળનો જરા પણ વિચાર કર્યા વિના જ પ્રતિજ્ઞા લીધી છે. તેનું કોમળ હ્રદય આશ્રયહીન યુવકની દુઃખ ભરેલી વાતો સાંભળીને પિગળી ગયું; પરંતુ તેણે ચક્રાયુદ્ધને ફક્ત આશ્રય આપવાની જ પ્રતિજ્ઞા કરી હોત તો ચાલત. તેને બીજી પ્રતિજ્ઞા લેવાની શી જરૂર હતી? કાન્યકુબ્જરાજ ઇન્દ્રાયુધને હરાવી વજ્રાયુધના પુત્રને પિતૃસિંહાસન ઉપર પુનઃ બેસાડવો એ કંઇ સ્હેલું કાર્ય નથી. પરાક્રમશાળી ગુર્જરરાજ ઇન્દ્રાયુદ્ધની સાથે સંધિસૂત્રથી બંધાયેલો છે. ઇન્દ્રાયુધને સિંહાસન ઉપરથી પદભ્રષ્ટ કરવા જતાં અવન્તિ તથા ભિલ્લમાલની સાથે પણ યુદ્ધ કરવાનો પ્રસંગ આવશે. પુરૂષોત્તમની પ્રતિજ્ઞાનું કેવી રીતે પાલન થઇ શકશે? એટલામાં માર્ગની પાસે આવેલ વૃક્ષોની પાછળ સંતાઇને અંધકારમાંથી વિશ્વાનંદના માનસિક સંભાષણનો પ્રતિધ્વનિ કરી કોઇ બોલી ઉઠ્યું:—"થશે."

વિશ્વાનંદે એ સાંભળવા છતાં પણ જાણે સાંભળ્યું નહિ. તેની વિચારમાળા અટકી નહિ. તે વિચાર કરવા લાગ્યો—શું ગૌડરાજ્યમાં એવી શક્તિ છે કે જેના બળવડે ધર્મપાળ રણમાં બહાદુર જાતિની સ્હામે થઇ શકે? શું આ બાળક સામ્રાજ્યના ભંડારમાં એટલું ધન છે કે જેના વડે સમસ્ત આર્યાવર્ત્તમાં વિજય મેળવવાને જે ખર્ચ થાય તે પૂરો પડી શકે? તેના મનના વિચારો જાણી જઇને અંધકારમાંથી જાણે કોઇ બોલી ઉઠ્યું:—"હા, છે."

એ શબ્દ સાંભળીને વિશ્વાનંદ ચમકી ઉઠયો; પરંતુ ઝડપથી વૃક્ષ પાસે જતાં કોઇ પણ જણાયું નહિ. દૂરથી કોઈ બોલી ઉઠ્યું:-" ચક્રરાજ, વખત થયો છે! રાત્રે મણિદત્તના ઘરમાં આવજો."

વિશ્વાનંદ જે તરફથી શબ્દ આવ્યો તે તરફ ઝડપથી દોડયો. તે જોઇ પુરૂષોત્તમ, નંદલાલ તથા ચક્રાયુદ્ધ પણ દોડી આવ્યા; પરંતુ હજી બરાબર અજવાળું થયેલું ન હોવાથી અંધારામાં કોઇપણ દેખાયું નહિ.

વિશ્વાનંદે પુરૂષોત્તમને પૂછ્યું:—"મારી સાથે કોણે વાત કરી?"

"કોઇ બોલ્યું તો નથી?"

"મને લાગે છે કે જાણે કોઈ મારી સાથે બોલ્યું!"

"હોય નહિ, મેં તો કંઇ પણ સાભળ્યું નથી."

અચાનક વિશ્વાનંદનું મ્હોં આનંદથી પ્રફુલ્લિત થઈ ઉઠ્યું. તેણે પૂછ્યુ.-"કાન્યકુબ્જરાજ કયાં છે?"

પુરૂષોત્તમે ચક્રાયુદ્ધને પોતાની પાસે બોલાવ્યો. તેણે આવીને સંન્યાસીને દંડવત્ પ્રણામ કર્યા.

વિશ્વાનંદે આશીર્વાદ આપતાં કહ્યું:—"મહારાજનો જય થાઓ."

ચક્રાયુદ્ધ તથા નંદલાલ વિસ્મિત થઇને તેના મ્હોં તરફ જોઈ રહ્યા. અવસર જોઇ પુરૂષોત્તમે સંન્યાસીને પૂછ્યું:—"પ્રભુ, શું થશે?"

"પુરૂષોત્તમ, તમારી પ્રતિજ્ઞાનું રક્ષણ થશે."

સરળ મનનો દયાળુ બ્રાહ્મણ રાજમાર્ગની ધૂળમાં સંન્યાસીના પગ આગળ આળોટી પડયો. સઘળા રાજમહેલ તરફ ચાલ્યા.

---

## પ્રકરણ ૭ મું.

---

### આશ્રિત-રક્ષણ.

રવિવારમાં સૂર્યોદય થયા પછી થોડીવારે મહારાજાધિરાજ ધર્મપાળદેવ પ્રાસાદના ઘાટ ઉપર સ્નાન કરતા હતા. આજે સ્વર્ગીય મહારાજાધિરાજ ગોપાળદેવનું શ્રાદ્ધ છે. ગંગા કિનારે એક નોકર નવાં વસ્ત્રો લઇને ઊભો છે. પગથિયા ઉપર પ્રતિહારીઓ માર્ગમાં ઊભા રહેલા ભિખારીઓને દૂર ખસેડે છે. મહારાજાધિરાજ સ્નાન કરી રહ્યા પછી દાન કરશે. એ સાંભળીને એ ત્રણ દિવસથી ગૌડ નગરમાં અસંખ્ય દીન, અનાથ, દરિદ્ર

ભિક્ષુકો એકઠા થયા હતા. ઘાટના પગથિયા ઉપર +મહાધર્માધ્યક્ષ તથા ÷ભાન્ડાગારાધિકૃત ઊભા રહ્યા છે. ઘાટની એક બાજૂએ ન્હાના *રજતખંડથી ભરેલી અસંખ્ય થેલીઓ ગોઠવીને મૂકેલી છે. બીજી બાજૂએ એક ઠીંગણો ગૌડીય બ્રાહ્મણ ઊભો રહ્યો છે. તે આજે જાન્હવીતીરે મહારાજાધિરાજ ગૌડેશ્વરની પાસેથી એક ગામ દાન તરિકે મેળવશે. તેની પાસે થોડે દૂર એક વૃદ્ધ 'મહાબ્રાહ્મણ' ઉભો છે. એ વખતેપણ ઉંચી જાતિના બ્રાહ્મણો દરેક વખતે દાન સ્વરૂપ સુવર્ણ લેતા નહોતા. મહાબ્રાહ્મણો શ્રાદ્ધ આદિનું દાન ગ્રહણ કરતા તેથી તેઓને 'મહાબ્રાહ્મણ' કહેવામાં આવતા હતા. જો મહારાજાધિરાજ ગૌડેશ્વર તરફથી એ મહાબ્રાહ્મણને સુવર્ણદાન આપવામાં ન આવે તો આજે કોઇ પણ બ્રાહ્મણ તેનું દાન લે નહિ.

એક ઉંચો ગૈરિકવસ્ત્રધારી સંન્યાસી ધીમે ધીમે માણસોની ભીડમાં થઇને ઘાટ તરફ આવતો હતો. તેની ભવ્ય ઉંચી આકૃતિ તથા તેજોમય મુખમંડળ જોઇને ભિખારીઓ ભયથી નાશી જતા હતા. સંન્યાસી ધીમે ધીમે ઘાટ પાસે આવતો હતો. તેને જોઈ પ્રતિહારીઓ નમન કર્યું. તે ઘાટ આગળ આવ્યો એટલે મહાધર્માધ્યક્ષ ચન્દ્રનાથ શર્મ્મા તથા ભાન્ડાગારાધિકૃત રવિદત્તે પ્રણામ કર્યાં. સંન્યાસીએ આશીર્વાદ આપીને પૂછ્યું:—"શું મહારાજ સ્નાન કરી રહ્યા છે?"

"રવિદત્તે ઉત્તર આપ્યોઃ—"પરમેશ્વર પરમભટ્ટારક મહારાજાધિરાજ સર્વ ગૌડેશ્વર શ્રીમાન્ ધર્મપાલદેવ સ્નાન કરે છે."

ધર્મપાળે સ્નાન કરી રહી ઘાટના પગથિયા ઉપર ઊભા રહીને વસ્ત્ર બદલ્યાં. રવિદત્તે સુવર્ણમુદ્રાથી ભરેલી કોથળી તેના હાથમાં મૂકી. મહારાજે ગંગાજળથી ભરેલું સુવર્ણ પાત્ર લઈ જમીન પર જળધારા કરીને મહાબ્રાહ્મણને સુવર્ણનું દાન આપ્યું. એ જોઇ એકઠા થયેલા ભિખારીઓ જયધ્વનિ કરી ઉઠયા. ત્યાર પછી ચન્દ્રનાથ શર્મ્મા લખેલો હુકમ લઇને આગળ આવ્યો. એ સમયે સુવર્ણ મુદ્રાની થેલીઓ પાછળથી સંન્યાસી ધર્મપાળની સ્હામે આવ્યો. તેને જોઈ ગૌડેશ્વરે પ્રણામ કર્યા.

---

+ મહાધર્માધ્યક્ષ અથવા પ્રધાન વિચારપતિ, Chief Jutsice ÷રજતખંડ અથવા રૂપાના સિક્કા. * ભાન્ડાગારાધિકૃત અથવા ભંડારી.

+ પરમેશ્વર પરમવૈષ્ણવ વગેરે ઉપાધિનો ઉપયોગ રાજા અથવા જ્યેષ્ઠ રાજપુત્રના નામની આગળ કરવામાં આવતો. યુવરાજ ભટ્ટારક અથવા મહાકુમાર જ્યેષ્ઠ રાજપુત્રની (Heir-Apparent) અથવા (Crown Prince) ઉપાધિ ગણાતી હતી.

સંન્યાસીએ ગૌડેશ્વરનો હાથ ઝાલી તેને ઉઠાડતા કહ્યું:—" મહારાજાધિરાજ, આજ પુણ્યના દિવસે વિશ્વાનંદ ભિક્ષા માટે ગૌડેશ્વરની આગળ આવ્યો છે."

ધર્મપાળે સ્હેજ હસીને કહ્યું:—" પ્રભુ, આ ગૌડરાજ્યમાં એવું શું છે કે જે આપના અધિકારમાં નથી? મારી પાસે આપને આપવા જેવું શું છે?"

" ધર્મ, હું જે માગવા માટે આવ્યો છું તે કાંઈ સ્હેલું નથી, છતાં આપી શકાય એવું છે."

"પ્રભુ, જો તેમ હોય તો આપના માગ્યા પહેલાંજ તે આપનું થઈ ચૂક્યું છે."

" ધર્મ, હું તારી પાસે એક અતિથિને આશ્રય આપવાની ભિક્ષા માગવા સારૂ આવ્યો છું. પ્રબળના અત્યાચારમાંથી દુર્બળનું રક્ષણ કરવા માટે તને ભલામણ કરવાને આવ્યો છું. શું તું મારી વિનંતિ કબૂલ કરીશ?"

" પ્રભુ, હું આપનું કહેવું સમજી શક્યો નથી. પણ આશ્રયહીનને હું અવશ્ય આશ્રય આપીશ તથા પ્રબળના અત્યાચારમાંથી દુર્બળનું રક્ષણ કરવા સારૂ યથાશક્તિ પ્રયત્ન કરીશ. પરંતુ આપ કોને માટે કહો છો?"

" ગૌડેશ્વર, કાન્યકુબ્જરાજ સ્વર્ગીય વજ્રયુદ્ધનો પુત્ર ચક્રાયુદ્ધ તેના કાકાના પ્રપંચથી સિંહાસનચ્યુત થયો છે અને અત્યાચારના ભયથી ન્હાસી આવ્યો છે. ચક્રાયુદ્ધ આજે આશ્રયહીન થઇને ગૌડનગરમાં આવ્યો છે. શું તું તેને આશ્રય આપી રક્ષણ કરીશ?"

" પ્રભુ, યુવરાજ ચક્રાયુદ્ધ લોકપ્રસિદ્ધ ભંડીનો વંશજ છે. તે ગૌડનગરમાં આવ્યો છે, તેની મને ખબર નહોતી. તે ક્યાં છે?"

" અહિં પાસે જ છે; પરંતુ મહારાજાધિરાજ, તમે જ્યાં સુધી તેને આશ્રયદાન આપવાનું કબૂલ નહિ કરો ત્યાં સુધી હું તેને અહિં લાવીશ નહિ."

" પ્રભુ, હું તેને અવશ્ય આશ્રય આપીશ."

" પણ, ધર્મ, વિચાર કર. જો તું તેને આશ્રય આપીશ તો તારે કાન્યકુબ્જરાજ ઈન્દ્રાયુધનો રોષ વહોરી લેવો પડશે; એટલું જ નહિ પણ મરૂમાડમાં પરાક્રમશાળી ગુર્જરરાજ પણ તારા વિરોધી થશે."

" પ્રભુ, આશ્રિતનું રક્ષણ કરવું એ રાજાનો ધર્મ છે. ઇતિહાસ પ્રસિદ્ધ ભરતવંશે આશ્રિતનું રક્ષણ કરવા માટે સર્વસ્વ ગુમાવ્યું હતું. જો કદાપિ નવું ગૌડસામ્રાજ્ય ગુમાવવું પડે, વંશપરંપરાનું પિતૃરાજ્ય પારકાના હાથમાં સમર્પણ કરવું પડે, તોપણ એ મને કબૂલ છે; પરંતુ જ્યાંસુધી ધર્મપાળના દેહમાં પ્રાણ રહેશે, ત્યાં સુધી ચક્રાયુદ્ધ આશ્રયચ્યુત થશે નહિ. હું સ્વર્ગસ્થ પિતાનું પવિત્ર નામ લઇને પ્રતિજ્ઞા લઉં છું કે, હું ચક્રાયુદ્ધનો કદાપિ ત્યાગ કરીશ નહિ."

"સાધુ! ધર્મ, સાધુ! આ પ્રમાણે સાંભળીશ એમ ધારીને જ હું તારી પાસે ગંગાતીરે આવ્યો હતો. બીજી એક પ્રાર્થના છે, અને આશા રાખું છું કે ગોપાળદેવના પુત્રની પાસેથી વિમુખ થઇશ નહિ."

"શું પ્રભુ?"

"ચક્રાયુદ્ધને કાન્યકુબ્જના સિંહાસન ઉપર પુનઃ બેસાડવો પડશે."

"પ્રભુ, યુદ્ધમાં જય-પરાજય મળવો અનિશ્ચિત છે. તોપણ આ જાન્હવીનું જળ હાથમાં લઇ માર્તન્ડદેવ તથા નરરૂપી નારાયણ બ્રાહ્મણને સાક્ષી રાખી હું શપથ લઉં છું કે, જ્યાંસુધી ધર્મપાળના દેહમાં રક્તનું એક પણ ટીપું રહેશે, ગૌડરાજ્યમાં એક મુઠ્ઠી અન્ન રહેશે, મારી સાથે અસ્ત્ર ધારણ કરી શકે એવો એક પણ સૈનિક રહેશે, ત્યાં સુધી ચક્રાયુધને માટે યુદ્ધ કરવામાં કદાપિ પાછી પ્હાની નહિ કરૂં. જો કદાપિ આખું જગત્ મારી સ્હામે થશે, તોપણ ગોપાળદેવનો પુત્ર ભન્ડીના વંશજને માટે હાથમાં હથિયાર પકડશે."

સંન્યાસીએ સ્તંભિત થઇને ધર્મપાળદેવની બીજી પ્રતિજ્ઞા સાંભળી અને થોડીવાર પછી ઉચ્ચસ્વરે કહ્યું:—"જય મહારાજાધિરાજનો જય, જય ગૌડેશ્વર ધર્મપાળનો જય. ધર્મ, મેં ખરૂં અનુમાન કર્યું હતું. તું ખરેખર આર્યાવર્તનું ગૌરવ છે."

સંન્યાસી બોલી રહ્યો તે પહેલાં જ જયધ્વનિ સાંભળીને હજારો ભિક્ષુકો એકી સાથે જયધ્વનિ કરી ઉઠયા. ગૌડેશ્વરે પૂછયું:—"પ્રભુ, યુવરાજ ચક્રાયુધ કયાં છે?"

"તે મહાપુરોહિત પુરૂષોત્તમ શર્માની સાથે બહાર ઊભા છે."

"તેમને અહિં લઇ આવવાની આજ્ઞા આપો."

વિશ્વાનંદની આજ્ઞાથી રવિદત્ત ચક્રાયુધને શોધવા માટે ચાલ્યો ગયો. ચક્રાયુધની સાથે પુરૂષોત્તમદેવ આવી હાજર થયો. ધર્મપાળદેવે ચક્રાયુધને આલિંગન કરી તેની આગળ પુનઃ પ્રતિજ્ઞા લીધી. ત્યાર પછી દાન આપવાનું શરૂ થયું.

---

## પ્રકરણ ૮ મું.

### મરૂપ્રાંતમાં.

હરીયાળા વિશાળ પંચનદ× પ્રદેશની દક્ષિણમાં વેરાન, ઘાસપાલા વિનાનો, રેતાળ પ્રદેશ આવેલો છે. પ્રાચીન કાળમાં તેનું જ નામ મરૂમાડ હતું. ખ્રિસ્તાબ્દના આઠમા સૈકાના અંતકાળમાં પરાક્રમશાળી ગુર્જર

× પંચનદ=પંજાબ.

જાત એ વિશાળ મરૂપ્રદેશ ઉપર અધિકાર ચલાવતી હતી. એ સમયે હૂણા-પર નામધારી ગુર્જરોએ સદૈવ બરફથી ઢંકાયેલા રહેતા ×ગાંધારથી નર્મદાના કિનારા સુધી સમગ્ર પ્રદેશ ઉપર પોતાનો અધિકાર સ્થાપ્યો હતો. લાંબો વખત આર્યાવર્ત્તમાં રહેવાથી બર્બર લોકોએ આર્ય ભાષા ગ્રહણ કરી હતી અને તેઓ ધીમે ધીમે કુરૂવર્ષની રીતભાત ભૂલી જતા હતા.

ઈ૦ સ૦ ના આઠમા સૈકાના મધ્યકાળથી મરૂવાસી ગુર્જરો અત્યંત બળવાન થઇ ગયા. તેઓ મરૂભૂમિમાં રહેવાથી અત્યંત બળવાન તથા દુઃખ સહન કરવાને શક્તિવાન થયા હતા, અને તે વખતે ફળદ્રુપ પંચનદ-વાસી ગુર્જરો દરેક પ્રસંગે તેમનાથી પરાજિત થતા હતા. માળવાની પાસેના મરૂમય પ્રદેશથી ગુર્જરરાજાઓએ ધીમે ધીમે સરસ્વતી કિનારે સ્થાણ્વીશ્વર તથા જાન્હવી કિનારે ઘણે દૂર કાન્યકુબ્જ પર્યંત પોતાનો અધિકાર સ્થાપ્યો હતો. એ વખતે ગુર્જર રાજધાનીનું બીજું નામ *ભિલ્લમાલ હતું.

મરૂભૂમિની દક્ષિણ સીમા ઉપર ભિલ્લમાલ નગર આવેલું હતું. વિશાળ વેરાન મરૂભૂમિમાં પર્વત માળાની તળેટી ઉપર દુર્ભેદ્ય દુર્ગથી વિંટળાયેલી ગુર્જરરાજધાની શોભતી હતી. ગુર્જરરાજધાની ન્હાની નગરી હતી, તેનો ઘેરાવો એક ગાઉનો હતો અને પ્હોળાઈ માત્ર પાંચસો હાથની હતી; પરંતુ તેની ચોતરફ ભયંકર જણાતા પત્થરોની દિવાલ તથા ઉંડી ખાઇ આવેલી હતી, અને લોખંડના બનાવેલા ત્રણ ત્રણ દરવાજા હતા અને તેની પાછળ ન્હાના ન્હાના દુર્ગ આવેલા હતા.

હેમંતઋતુની એક બપોરે ભિલ્લમાલ નગરના કોટથી ત્રણ ગાઉ દૂર એક મુસાફર માર્ગની બાજૂએ ખજુરકુંજની આછી છાયામાં બેસીને વિશ્રામ લેતો હતો. તેની સ્હામે એ ઊંટ લાંબી ગરદન નીચી નમાવીને ખજુરકુંજની પાસે આવેલા મેલા જળાશયમાંથી લાંબા વખત પછી પાણી પીતા હતા. ઊંટની માફક કષ્ટ સહન કરનાર જાનવર ઘણાં થોડાં હોય છે; એ ઊંટ જ્યારે લાંબી ગરદન જમીન પર અડકાડી વિશ્રામ કરે છે, ત્યારે ઊંટનો સ્વામી સ્હમજી જાય છે કે તેની સહિષ્ણુતાનો અંત આવી રહ્યો છે. સૂર્યના પ્રખર તાપથી તપેલા રેતીના મેદાનમાંથી ઉન્હો ધગધગતો વાયુ તથા રેતીની કણીઓ આવીને મુસાફરને દગ્ધ કરી મૂકતી હતી. તે માણસ જળાશયમાંથી વારંવાર લુગડું પલાળી લાવીને મ્હોંઢા તથા માથા

× ગાંધાર અથવા કંદહાર. * ભિલ્લમાલ અથવા બિન્માલ; તે શ્રીમાલ તરિકે પણ ઓળખાય છે.

ઉપર ફેરવતો હતો. પાછળ જળાશયની સ્હામે એક પ્રાચીન દેવાલય હતું, તેની ફક્ત દિવાલ બાકી રહી હતી. મધ્યાન્હનો વખત હતો. તેથી જીર્ણ દેવાલયના કોઇપણ સ્થળે છાયાનું ચિહ્ન પણ નહોતું. અકસ્માત કોઇનો પગરવ સંભળાયો તેથી મુસાફરે પાછળ ફરીને જોયું કે, જીર્ણદેવાલયના તોરણમાં એક ગૈરિકવસ્ત્રધારી સંન્યાસી ઊભો રહ્યો છે. તેને જોઇ મુસાફર ચમકી ઉઠીને ઊભો થયો; કેમકે જ્યારે તે જળાશયમાં આવ્યો હતો, ત્યારે ત્યાં આગળ કોઈ પણ નહોતું. સંન્યાસીએ વસ્ત્રમાંથી ભિક્ષાપાત્ર બહાર કાઢીને ભિક્ષા માગી; પરંતુ મુસાફરે માથું હલાવીને જણાવ્યું કે તે ભિક્ષા આપી શકશે નહિ.

સંન્યાસીએ કહ્યું:-" મારે પૈસા જોઇતા નથી, ખાવાનું જોઇએ છે. "

મુસાફર ગુસ્સે થઇને બોલ્યો:—" મારી પાસે કંઈ નથી, પણ પેલું નગર જણાય છે ત્યાં મળશે."

સંન્યાસીએ હસીને કહ્યું:—" એ હું જાણું છું, તમારે કહેવાની કંઇ જરૂર નથી. હજી શહેરમાં જતાં એક પ્રહર લાગશે. આજે આખો દિવસ કંઇ ખાવાનું મળ્યું નથી એટલા માટે તમારી પાસે ભિક્ષા માગી. શિવ શંભો ! સ્હવારે કંઇ ન મળ્યું, હવે સ્હાંજે કોણ જાણે મળી શકે છે કે નહિ. હું લોકોને નકામા હેરાન કરતો નથી. એક દિવસ તમારે પણ મારી માફક જ ભિક્ષા માગવી પડશે. "

સંન્યાસીની વાત સાંભળી મુસાફર ઘણો જ ગુસ્સે થઇને બોલ્યો:—" તમે શું મને શાપ આપો છો? તમને ભિક્ષા ન આપી તેથી—"

" બાપુ, શાંત થાઓ. અમે સંન્યાસી, કામ–ક્રોધ–લોભ–મોહ વગેરેથી મુક્ત રહીએ છીએ. અમે કદાપિ કોઇને શાપ આપતા નથી. પણ–"

" મહારાજ, સાંભળો. તમારૂં એ પણ રહેવા દ્યો અને કહું છું કે શાપ આપશો નહિ. "

" બાપુ, હું કહું છું તે સાંભળો. ચક્રના પરિવર્તનથી તમે આજે રાજ્યચક્રવર્ત્તી છો; પરંતુ કાલે કદાચ દીનદરિદ્ર ભિખારીના કરતાં પણ અધમ થઇ જાઓ.—"

" વળી શાપ આપો છો! મહારાજ, જો જો હોં! કહું છું કે સારૂં નહિ થાય ! "

" બાપુ, તમે હમણાં તો કંઇ રાજ્યચક્રવર્ત્તી નથી ને ? "

" અને કદાચ થાઉં તો ? "

" બાઈ, હમણાં જ થાઓ! એમાં મને કંઇ વાંધો નથી. "

"વારૂ."

"પરંતુ—"

"વળી શું છે ?"

"તમે કદિ પણ રાજ્યચક્રવર્તી થઇ શકશો નહિ, એ જ કહેવા જતો હતો."

"મહારાજ, શું આપને સામુદ્રિક વિદ્યા આવડે છે ?"

"જે થોડી ઘણી આવડતી હતી તે પણ અત્યારે તો ભૂખ તરસને લીધે ભૂલી ગયો છું." એમ કહીને સંન્યાસીએ વસ્ત્રમાંથી એક ચામડાની થેલી બહાર કાઢી તથા જળાશયમાંથી પાણી લઇ હાથ પગ ધોયા. મુસાફર આશ્ચર્યચકિત નેત્રે તેના કાર્ય તરફ જોવા લાગ્યો. સંન્યાસીએ ચામડાની થેલીમાંથી સ્હેજ કાળા રંગનો પ્રવાહી પદાર્થ ભિક્ષાપાત્રમાં કાઢી તેની સાથે થોડું પાણી મેળવ્યું અને પછી પી ગયો. એ જોઇ મુસાફરે આતુરતાથી પૂછ્યું.—"મહારાજ, એ શું છે ?"

સંન્યાસીએ ઉત્તર આપ્યા વિના ભિક્ષાપાત્ર ધોઈ નાંખીને વસ્ત્રમાં મૂકી દીધું અને હાથમાંના દંડને ટેકો દઇ ઉભો થયો. મુસાફરે પુનઃ પૂછ્યું:—"મહારાજ, ક્યાં જાઓ છો ?"

સંન્યાસીએ ગંભીર બનીને ઉત્તર આપ્યો:—"જ્યાં ભિક્ષા મળી શકે છે ત્યાં—નગરમાં."

"હું આપને એક વાત પૂછું ?"

"એકને બદલે સો વાત પૂછો; પરંતુ બાપુ, મારો વખત ઘણો થોડો છે. હજી ત્રણ ગાઉનો માર્ગ કાપવો પડશે."

"જો આપ કૃપા કરીને મારી સાથેના એક ઊંટ ઉપર સ્વાર થાઓ, તો આપણે નગરમાં ઘણા જલદી પહોંચી જઈએ."

"બાપુ, તમે એક મુઠ્ઠી અન્ન પણ ન આપ્યું અને જો તમારા ઊંટ ઉપર બેસવાની હું ઇચ્છા કરૂં તો તો તમે મારૂં માથું જ કાપી નાંખો."

"દેવ, મારી ભૂલ થઈ છે. આ સેવકનો અપરાધ ક્ષમા કરો."

"મને તમારા બોલવા ઉપર બિલકુલ ગુસ્સો આવતો નથી. તમારે જે પૂછવું હોય તે ખુશીથી પૂછો."

"મહારાજ, શું આવા સખ્ત તાપમાં આપ પગે ચાલતા નગરમાં જશો ?"

"હા, ગુરૂના પ્રતાપથી જે અમૃતરસનું પાન કર્યું છે, તેના બળથી ભૂખ, તરસ, તાપ, થાક વગેરે ઉપર જય મેળવ્યો છે."

"શું ખરી વાત છે?"

"બાપુ, શું હું તમને જૂઠી વાત કહેવા માટે આવા મધ્યાહ્ન વખતે આ પ્રાચીન દેવમંદિર આગળ આવ્યો છું?"

"ના, ના, મારાથી એમ કેવી રીતે કહી શકાય?"

"ત્યારે બીજું શું?"

"હું એમ કહેતો હતો કે મારો નિવાસ કાન્યકુબ્જમાં છે. જો કે હું કાન્યકુબ્જનો રહેવાસી છું; પરંતુ પ્રતિષ્ઠાનમાં રહું છું. આટલો બધો સખ્ત તાપ સહન કરવાનો મને અભ્યાસ નથી. તેથી જ કહેતો હતો કે, પ્રભુની કૃપા થાય તો પ્રભુના પ્રસાદ તરીકે—"

"શું તમે અમૃતરસ પીવા ઇચ્છો છો?"

"હા, પ્રભુનો પ્રસાદ મળે તો હું મને કૃતાર્થ થયેલો માનું."

"વારૂ, હું હમણાં જ તમને આપું છું." એમ કહીને સંન્યાસીએ વસ્ત્રમાંથી ચામડાની થેલી બહાર કાઢી અને તેમાંથી થોડો પ્રવાહી પદાર્થ ભિક્ષાપાત્રમાં રેડ્યો અને જળાશયમાંથી પાણી લાવી ભિક્ષાપાત્ર ભરી દઇને મુસાફરના હાથમાં આપ્યું. મુસાફર એકદમ ગટગટાવી ગયો. ભિક્ષાપાત્ર ખાલી કરીને મુસાફર બોલ્યોઃ—"પ્રભુ, અમૃતરસ ઘણો જ મીઠો છે.

સંન્યાસીએ કહ્યુંઃ—"હવે તમે ભૂખ, તરસ, શાંતિ, તાપ સઘળું ભૂલી જશો."

મુસાફરે સ્હેજ ઉત્તેજીત થઇને કહ્યુંઃ—"પ્રભુ, ખરૂં કહો છો. મને એમ લાગે છે કે જાણે કુંજવનમાંથી મંદ મંદ કરતો શીતળ સમીરણ આવે છે. વળી જુઓ—અહા, કેવી ચંદ્રની રાત છે, મને થોડી થોડી ટાઢ વાય છે." એમ કહીને મુસાફર ખજુરીના થડને ટેકો દઇને બેઠો અને તેણે સ્હેજ હસીને સંન્યાસીને કહ્યુંઃ—"સખી, તું કોણ છે?"

સંન્યાસીએ પાસે આવી મુસાફરને પૂછ્યુંઃ—"કેમ, નગરમાં આવવું નથી?"

મુસાફર અર્ધ મિંચી દીધેલાં નેત્રોથી જોઇ બોલ્યોઃ—"તું કોણ છે, અત્યારે રસમાં ભંગ પાડવાને ક્યાંથી આવ્યો છે? જા, હમણાં જતો રહે. ઘણી ઠંડી છે, ઉન્હાળામાં આવીશ." એમ કહીને મુસાફર વેરાન મરૂભૂમિની ધગધગતી રેતાળ જમીન પર સૂઇ ગયો. એક ઘડી પછી તેના નાકનાં નસકોરાં બોલવા લાગ્યાં.

સંન્યાસીએ જ્યારે જોયું કે તે બરાબર બેશુદ્ધ બની ગયો છે, ત્યારે

ઊંટની પીઠ ઉપર તેનો જે સામાન હતો તે ધીમે ધીમે જમીન પર ઉતારવા લાગ્યો. તે એક પણ વસ્તુ ચોરી લીધા વિના સઘળું તપાસવા લાગ્યો. સઘળું બરાબર તપાસી લીધા પછી બન્ને ઊંટની પીઠ ઉપરના કાંઠા સુદ્ધાં તપાસી જોયા. અંતે સંન્યાસી મુસાફરના પહેરેલાં વસ્ત્રો તપાસવા લાગ્યો. તેણે લુગડાં, કટિબન્ધ, પાઘડી, અંગરક્ષ, શિરસ્ત્રાણુ સઘળું તપાસી લીધું. સંન્યાસી હતાશ થઇને મુસાફરના પગમાંથી ફાટી ગયેલાં પગરખાં કાઢીને તીક્ષ્ણ ધારવાળી છરી વડે તપાસવા લાગ્યો. પગરખાના તળીયામાંથી એ નરમ ચામડાના ટૂકડા મળ્યા. સંન્યાસીએ ચામડા ઉપર લખેલી લીપિ વાંચી લઇને તે પુનઃ પગરખાની અંદર બરાબર મૂકી દીધી. એ વખતે મુસાફર પાણીની સાથે મેળવેલા માદક પદાર્થના ગુણથી ઘોર નિદ્રામાં પડ્યો હતો.

સંન્યાસીએ ખજુરકુંજમાંથી બહાર આવી સિસોટી વગાડી. દૂર પર્વત જેવા જણાતા રેતીના ઢગલાની પાછળથી એક ઘોડેસ્વાર પોતાની સાથે બીજો અશ્વ લઇને તેની પાસે આવ્યો. સંન્યાસીએ તેને કહ્યું:–" નંદ, તારૂં કહેવું ખરૂં નિકળ્યું. એ માણસ ઇન્દ્રાયુધનો દૂત છે. તેના પગરખાંની અંદર ઇન્દ્રાયુધનો પત્ર સંતાડેલો હતો. તે અમૃતરસના ભ્રમથી માદક પદાર્થ પી જઇને ઘોર નિદ્રામાં બેશુદ્ધ થઇને પડ્યો છે."

બન્ને જણ અશ્વોની ખરીઓથી ઉડતી ધૂળમાં અદસ્ય થઇ ગયાં.

---

## પ્રકરણ ૯ મું.

---

### ગુર્જર-રાજસભા.

હેમંત ઋતુની પ્રભાતના મૃદુ સૂર્યકિરણોએ જ્યારે વિંધ્ય પર્વતના ઉંચા શિખરોને સુવર્ણમય બનાવી મૂક્યા, ત્યારે નગરના તોરણે તોરણે વાગી રહેલા મંગળવાદ્યધ્વનિથી ગુર્જરપતિની નિદ્રામાં ભંગ પડ્યો. તરૂણ અરૂણકિરણો જ્યારે પર્વતમાળાઓની તળેટી ઉપર આવેલી ભિલ્લમાલ નગરીમાંનાં ઉંચા મકાનો ઉપર પડ્યાં, ત્યારે ગુર્જરરાજ નાગભટ્ટે સભામંડપ માં પ્રવેશ કર્યો. ચિત્ર વિચિત્ર વસ્ત્રો તથા રંગબેરંગી પાઘડીઓ પહેરી ગુર્જર પ્રધાનો સભામંડપમાં બેઠા હતા, મંડપની બહાર તેમના અસ્ત્રધારી અનુચરો કોલાહલ મચાવી મૂકતા હતા. તેઓની પાછળ ભિલ્લમાલના નાગરિકો તથા ગુર્જરદેશના ખેડૂતો રાજાનાં દર્શન કરવા સારૂ રાહ જોતા ઊભા

રહ્યા હતા. રાજાએ રાજસભામાં પ્રવેશ કર્યો એટલે પ્રધાનો પોતપોતાના આસન ઉપરથી ઉઠી ઊભા થયા. તેમના અનુચરોનો કોલાહલ થોડો ઘણો શાંત પડ્યો, પરંતુ પ્રજાવૃંદને રાજાના દર્શનનો લાભ મળી શક્યો નહિ.

સર્વ પ્રધાનો પુનઃ પોતપોતાના આસન ઉપર બેસી ગયા, એટલે ગુર્જર રાજ્યના *મહાસન્ધિવિગ્રહિક કક્કુકે રાજાની આગળ નિવેદન કર્યું કે, કાન્યકુબ્જપતિ ઇન્દ્રાયુધ તરફથી દૂત આવ્યો છે. ગુર્જર નરેશ નાગભટ્ટે અપ્રસન્ન મુખે કાન્યકુબ્જરાજના દૂતને સભામાં લઇ આવવા માટે આજ્ઞા આપી. ગુર્જર મહાપ્રતીહાર બાઉક મંડપના બારણા આગળ ઉભા રહેલા, પાઠકવર્ગના પૂર્વ-પરિચિત મુસાફરને સભામાં લઇ આવ્યો. એ વખતે પણ કાન્યકુબ્જરાજના દૂતનાં બન્ને નેત્રો માદક પદાર્થના પ્રભાવથી લાલચોળ જણાતાં હતાં. તેણે ગુર્જરનરેશને રિવાજ પ્રમાણે નમન કરી તેના હાથમાં ઇન્દ્રાયુધનો પત્ર મૂક્યો. રાજાની આજ્ઞાથી પ્રધાન અમાત્ય બાહુકધવલે નીચે પ્રમાણે પત્ર વાંચ્યો:—

" પરમેશ્વર પરમમાહેશ્વર પરમવૈષ્ણવ પરમભટ્ટારક મહારાજાધિરાજ શ્રીમદ્ નાગભટ્ટદેવની સમીપમાં સમસ્ત આર્યાવર્ત્તક્ષૌણીશ ચક્રવર્ત્તી ભન્ડિકુલવંશજ મહોદયાધિપતિ પરમેશ્વર પરમભટ્ટારક મહારાજાધિરાજ ઇન્દ્રાયુધદેવ નિવેદન કરે છે કે, રાજદ્રોહથી અપરાધી થયેલો, સ્વર્ગસ્થ મહારાજાધિરાજનો પુત્ર, રાજ–આજ્ઞાથી કાન્યકુબ્જેશ્વરની હદમાંથી ન્હાસી જઇને વંશપરંપરાથી થતા આવેલા રાજદ્રોહી અને સમ્પ્રતિ સમ્રાટ–ઉપાધિધારી ગૌડપતિના આશ્રય નીચે ગયો છે. વારાણસીભુક્તિ તથા વારાણસીમંડળના ×તરિકે તેમજ કુમારામાત્યોએ મહોદયમાં સમાચાર મોકલાવ્યા છે કે વિદ્રોહી ગૌડપતિના પુરોહિતે પવિત્ર વારાણસી ક્ષેત્રમાં પૂતસલિલા જાન્હવીના જળમાં ઊભા રહીને પ્રતિજ્ઞા કરી છે કે ગૌડપતિ જીવનપર્યંત રાજઅપરાધી ચક્રાયુધનું રક્ષણ કરશે અને તેને મહોદયના સિંહાસન ઉપર બેસાડશે.

રાજાની આજ્ઞાથી,

લિ૦ મહાકુમારામાત્ય તક્ષદત્ત."

પત્ર પૂરો વંચાઈ રહ્યો એટલે નાગભટ્ટ હસી પડ્યો અને બોલ્યો:— "દૂત, શું કાન્યકુબ્જપતિ આશ્રયહીન ભત્રિજાના ભયથી ગાંડા બની જશે?"

દૂત ચૂપ રહ્યો. નાગભટ્ટે બાહુકધવલને પૂછ્યું:—"બાહુક, ગૌડ દેશ ક્યાં આવેલો છે? સરસ્વતી તીરે કે દૃષદ્વતી+ તીરે આવ્યો છે?"

* મહાસન્ધિવિગ્રહિક–રાજમંત્રિઓમાંથી મુખ્ય ×તરિક=ન્હાની નોકાનો અધ્યક્ષ.
+ હાલમાં આ નદીને કગર કહેવામાં આવે છે.

પ્રધાન અમાત્યે ઉત્તર આપ્યોઃ—"ભટ્ટારક, ગૌડદેશ મગધની પૂર્વ સીમા ઉપર આવેલો છે. કદાચ મહારાજાધિરાજને યાદ હશે કે, ગૌડબંગના રહેવાસીઓએ સ્વર્ગસ્થ મહારાજાધિરાજ વત્સરાજના પ્રબળ પ્રતાપથી બ્હી જઇને યુદ્ધના બદલામાં તેમના તરફ ગૌડબંગનાં જ ધવલ રાજછત્રદ્વય પોતાની ઇચ્છાથી મોકલી આપ્યાં હતાં."

બાહુકધવલની વાત સાંભળી ગુર્જર પ્રધાનો પહેલાં મ્હોટેથી હસી પડયા; પરંતુ તરત જ ગંભીર બની ગયા. ગૌડબંગવાસીઓએ વત્સરાજની બીકથી જે શ્વેત રાજછત્રદ્વય યુદ્ધ કર્યા વિના આપ્યાં હતાં, તે રાષ્ટ્રકુટરાજ ધ્રુવધારાવર્ષ વત્સરાજને હરાવી માન્યક્ષેત્રમાં લઇ ગયો હતો. એ પરાજય હજી પણ ગુર્જરોની છાતીમાં શળ સમાન શાલતો હતો.

થોડીવાર સુધી ચુપ રહીને નાગભટ્ટે પૂછ્યું:—"ગૌડમાં ક્યારથી સમ્રાટ્ થયા છે?"

કાન્યકુબ્જરાજના દૂતે ઉત્તર આપ્યો:—"મહારાજાધિરાજ, સમસ્ત ગૌડના પ્રધાનોએ એક સામંતને સમ્રાટ્‌ની પદવી આપી છે."

"એ સામ્રાજ્યની હદ ક્યાં સુધી વિસ્તાર પામી છે?"

"લૌહિત્ય તીરથી હિરણ્યવહા સુધી સામ્રાજ્યનો વિસ્તાર થયો છે."

નાગભટ્ટે પુનઃ હસીને કહ્યું:—"એ સામ્રાજ્યના સમ્રાટ્‌ના ભયથી જો મહોદયપતિ બ્હીતા હોય તો તેમને વાનપ્રસ્થ લઈ લેવાનું કહેજો."

ગુર્જરરાજની વાત સાંભળી ગુર્જર પ્રધાનો મ્હોટેથી હસી પડયા. કાન્યકુબ્જરાજનો દૂત લજ્જાથી લાલચોળ થઇ ગયેલા નેત્રે નીચું માથું કરીને ઉભો રહ્યો. થોડીવાર પછી નાગભટ્ટે પૂછ્યું:—"તમે કેટલા દિવસ થયા કાન્યકુબ્જમાંથી નીકળ્યા છો?"

"ચાર મહિનાથી."

"શું ભિલ્લમાલમાં આજે જ આવ્યા છો?"

"ના, કાલે નગરની સીમામાં આવ્યો હતો."

"ત્યારે કાલે જ નગરમાં શા માટે ન આવ્યા?"

"મહારાજાધિરાજ, નગરની સીમામાં હું વિપદ્‌માં સપડાઈ ગયો હતો."

"શું તમે દૂત છો? તમને વળી વિપદ્ કેવી?"

"મહોદયપતિની આજ્ઞાથી હું છદ્મવેશમાં આવ્યો છું."

"ભલે તમે ગમે એવા વેશમાં આવ્યા હોય; પણ નગરની સીમામાં તમારા ઉપર શી વિપદ્ આવી હતી?"

"એક સંન્યાસીએ મરૂપ્રાંતમાં જલાશયના કિનારે મને કંઇક માદક પદાર્થ મિશ્રિત પાણી પીવડાવીને ત્રણ પ્રહર સુધી બેશુદ્ધ બનાવી દીધો હતો."

"શું તમારી કંઈ વસ્તુ ચોરાઇ ગઈ છે ?"

"ના, કંઇ પણ ગયું નથી."

"ત્યારે તેણે તમને શામાટે માદકનું સેવન કરાવ્યું ?"

"કંઇ સ્હમજી શકાતું નથી."

"ઠીક, હમણાં તમે વિશ્રામ લ્યો. કાલે સ્હવારમાં કાન્યકુબ્જપતિના પત્રનો ઉત્તર મળશે. એ અરસામાં ચોરની તપાસ કરાવું છું."

કાન્યકુબ્જનો દૂત નમન કરીને ચાલ્યો ગયો.

નાગભટ્ટે બાહુકધવલને પૂછ્યું:—"બાહુક, નગરની સીમામાં રાજદૂતને માદક પદાર્થ મિશ્રિત પાણી પીવડાવીને કોણે બેશુદ્ધ બનાવ્યા હશે ? દૂતની એક પણ વસ્તુ ચોરાઈ નથી, ત્યારે તેને બેશુદ્ધ કરનારનો ઉદ્દેશ શો હશે ?"

પ્રવીણ અમાત્યે નીચું માથું રાખી કહ્યું:—"મહારાજાધિરાજ, મને આ બાબતમાં બિલકુલ સ્હમજણ પડતી નથી."

એ સમયે સભામંડપની બીજી બાજૂએથી વૃદ્ધ પુરોહિત પ્રહ્લાદ શર્મ્માએ કુશાસન પરથી ઉઠી ક્રોધથી ધ્રુજતા સ્વરે કહ્યું:—"મહારાજ, વશિષ્ઠગોત્ર સદૈવ ગુર્જરપ્રતિહારવંશનું શુભેચ્છક છે, તેથી વૃદ્ધ બ્રાહ્મણનું બોલવું માફ કરજો. ચાલુક્યવંશના અમાત્યરાજ બાહુકધવલ સ્હમજી શકતા નથી કે, વિશાળ ગુર્જર રાજ્યમાં એવી શી સમસ્યા છે ? સાંભળો, બાહુક ધવલ, લજ્જાને લીધે રાજા આગળ અસત્ય ન બોલશો. આર્યાવર્ત્ત તથા દક્ષિણાત્યમાં દેવતા તથા બ્રાહ્મણના શત્રુ કોણ છે તે શું તમે જાણતા નથી કે ? ભન્ડીનો વંશ તથા અગ્નિકુળ કોનું આશ્રયસ્થાન છે ? હર્ષના મૃત્યુ પછી કોણ ચોર લૂંટારાની માફક અંધારામાં રસ્તે રસ્તે ભટક્યા કરે છે ? તેઓ-એજ કાન્યકુબ્જના રાજદૂતને માદક પદાર્થ પીવડાવી બેશુદ્ધ કરીને પત્ર વાંચી લીધો છે."

વૃદ્ધ પુરોહિતની વાત સાંભળી સભામાં બીરાજેલા સઘળા ચુપ બેસી રહ્યા. કેવળ વૃદ્ધ અમાત્ય બાહુકધવલ સિંહાસનની આગળ પાષાણની પ્રતિમા પેઠે સ્થિર થઇને ઉભો રહ્યો. ક્રોધથી નાગભટ્ટનું મ્હોં લાલચોળ થઈ ગયું. તે ધ્રુજતા પગે સિંહાસન પરથી નીચે ઉતર્યો.

પ્રહ્લાદ શર્મ્મા પુનઃ બોલ્યો:—"મહારાજ, પિતૃબન્ધુનો ઉપદેશ માન્ય કરો. બૌદ્ધ લોકો જ રાજ્યના ખરા શત્રુઓ છે. તેથી બૌદ્ધોનો વિનાશ કરી દેવતા તથા બ્રાહ્મણની મર્યાદાનું રક્ષણ કરો. નૃગ, નહુસ, જજાતિ તથા

અંબરીષની માફક ત્રિભુવનવાસી આ ચન્દ્રાદર્કક્ષિતિ સમકાલ આપનાં યશોગાન ગવાશે. ”

નાગભટ્ટે કહ્યું:—“ બ્રાહ્મણ, તમારી વાત સત્ય છે. બૌદ્ધ લોકો જ આર્યાવર્ત્તના ખરા શત્રુઓ છે. તેમનો વિનાશ કરવામાં નહિ આવે તો અવશ્ય આપણી પડતી થશે. હું વત્સરાજનો પુત્ર છું. તેઓ મને પણ આ પ્રમાણે અપમાનિત કરતાં પાછા હઠ્યા નથી. આ અપમાન સહન થઇ શકે એવું નથી. બાઉક—”

“ મહારાજાધિરાજ ! ”

“ વિહારસ્વામી નાગસેન ક્યાં છે ? ”

“ મહારાજ, તે આ નગરમાં જ છે. ”

“ જાઓ, હમણાં જ તેને બંદીવાન બનાવીને મારી પાસે લઇ આવો.”

મહાપ્રતિહાર બાઉક નમન કરીને મંડપમાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી પ્રવીણ અમાત્યમાં બોલવાની શક્તિ આવી. તેણે ગુર્જરપતિનો હાથ ઝાલીને કહ્યું:—

“ મહારાજાધિરાજ, સ્મરણમાં રાખજો કે, હું પણ આપના પિતાનો મિત્ર છું; મારા વડીલો ઘણા લાંબા વખતથી પ્રતિહાર વંશની સેવા કરતા આવ્યા છે. મહારાજ હું બૌદ્ધ છું, તે આપ જાણો છો, સર્વ જાણે છે; પરંતુ જગતમાં એવું કોઇ પણ નથી કે જે એમ કહી શકે કે બાહુકધવલ પ્રતિહાર વંશનું અમંગળ ઇચ્છે છે. મહારાજ, જો બૌદ્ધાચાર્ય નાગસેને અથવા કોઇ શ્રમણ કે ભિક્ષુએ કાન્યકુબ્જના રાજ-દૂતને માદક પદાર્થ મિશ્રિત પાણી પીવડાવીને અયોગ્ય રીતે રાજપત્ર વાંચી લીધો હોય, તો તેને અવશ્ય શિક્ષા કરવી જોઇએ. આપ રાજા છો, પ્રજાવૃંદના જીવન-મરણના સ્વામી છો. આપની આંગળી લાંબી થશે તો સમસ્ત આર્યાવર્ત્ત બૌદ્ધ રક્તથી તરબોળ થઇ જશે. એક અપરાધીને લીધે સેંકડો અપરાધીઓનાં માથાં આપના પગ તળે રઝળશે. આપ વિદ્વાન તથા બુદ્ધિમાન છો; ધૈર્ય અને શાન્તિ ધારણ કરો, ક્રોધને તાબે થઇ જઇ અયોગ્ય આચરણ કરશો નહિ. આપ યોગ્ય રીતે વિચાર કરી અપરાધીને શિક્ષા કરો એટલી જ આ વૃદ્ધ ચાલુક્યની વિનંતિ છે. ”

ગુર્જરપતિએ કહ્યું:—“ બાહુક, હું ગુસ્સે થયો છું તે ખરૂં છે, હું તમને સ્પર્શી કરી પ્રતિજ્ઞા લઉં છું કે, યોગ્ય વિચાર કર્યા વિના હું કોઇના પણ પ્રાણ લેવાની આજ્ઞા આપીશ નહિ. મહાધર્માધિકૃત તથા મહાદંડનાયક નાગસેનનો વિચાર કરશે. ”

ગુર્જરરાજનું સંભાષણ સાંભળી મહાપુરોહિત પ્રહ્લાદ શર્મા લાંબો નિશ્વાસ નાંખી પુનઃ પોતાના આસન ઉપર બેઠો. એક પ્રતિહારીએ આવીને જણાવ્યું કે, મહાપ્રતિહાર બાઉક બૌદ્ધાચાર્ય નાગસેનને લઇ તોરણ આગળ રાહ જુએ છે. એ સાંભળી બાહુકધવલે તરત જ સભા મંડપનો ત્યાગ કર્યો. તે જ વખતે નાગસેન તથા બાઉકે થઇને સભા મંડપમાં પ્રવેશ કર્યો. મહાપ્રતિહારે સિંહાસન આગળ ઊભા રહી નાગભટ્ટને નમ્રતાપૂર્વક નમન કરી કહ્યું:—"મહારાજાધિરાજ, દાસાનુદાસનો અપરાધ ક્ષમા કરશો. આચાર્ય નાગસેનને બંદીવાન બનાવવાની આજ્ઞા મળવાથી હું ઘોડેસ્વાર થઇને ×સર્વાસ્તિવાદીય વિહારમાં જતો હતો એટલામાં રસ્તામાં જ આચાર્ય નાગસેનની સાથે મારો મેળાપ થયો. તેમણે મને જણાવ્યું કે, હું પોતે જ રાજદર્શન કરવા સારૂ આવું છું, તેથી તેમને મેં બંદીવાન ન કર્યા."

નાગભટ્ટે તેની વાત ઉપર ધ્યાન ન આપતાં નાગસેનને પૃછ્યું:—"આચાર્ય, આપ રાજસભામાં શા માટે આવતા હતા?"

"આપની સન્મુખ નગરપાલની વિરૂદ્ધમાં અરજ કરવા સારૂ હું આવતો હતો."

"શું કરવા?"

"ગઇ રાત્રે બે ભિક્ષુઓ નગરપાલની આજ્ઞાથી નગરમાં પ્રવેશ કરી શક્યા નહિ."

"તેઓ ક્યાં ગયા હતા?"

"ગામડાઓમાં ભિક્ષા માંગવા માટે ગયા હતા."

"બહુ સારૂં. તમારી અરજ ઉપર પછીથી ધ્યાન આપવામાં આવશે. હાલમાં મારી પાસે બૌદ્ધસંઘની વિરુદ્ધમાં એક મહાન મુકરદમો આવ્યો છે."

"મહારાજ, કયો મુકરદમો?"

"કાલ બપોરે કાન્યકુબ્જરાજ મહારાજાધિરાજ ઇન્દ્રાયુધ તરફથી એક દૂત પત્ર લઇને મારી પાસે આવતો હતો. નગરની સીમા ઉપર આપે અથવા આપની ટોળીમાંના કોઇ માણસે તે રાજદૂતને માદક પદાર્થ મિશ્રિત પાણી પીવડાવી બેશુદ્ધ બનાવી દઇને છાનામાના પત્ર વાંચી લીધો છે."

"મહારાજ, ધર્મ સર્વત્ર વિદ્યમાન છે. હું ધર્મની સાક્ષી રાખીને કહું છું કે, આ મુકરદમો સર્વથા અસત્ય છે."

"તમે નિર્દોષ છો તે સાબિત કરી દેખાડો."

---

× સર્વાસ્તિવાદીય=બૌદ્ધ સંપ્રદાયના એક વિભાગનું નામ.

"જે મુકરદમો માંડે છે, તે જ પ્રથમ અપરાધ સાબિત કરી આપે."

"વારુ, પણ પ્રમાણ એકઠાં કરવા માટે વખત લાગશે. જ્યાંસુધી આ બાબતનો સંપૂર્ણ નિકાલ આવી ન જાય, ત્યાંસુધી આપને કેદમાં રહેવું પડશે."

"શું મારે ?"

"કેવળ તમારે જ નહિ, પણ ગુર્જરરાજ્યમાં રહેતા સઘળા બૌદ્ધ ભિક્ષુકોને પણ કેદમાં રહેવું પડશે."

"પ્રભુની ઇચ્છા પૂર્ણ થાઓ."

## પ્રકરણ ૧૦ મું.

### મણિદત્તનું દાન.

શ્રાદ્ધ થઇ રહ્યા પછી મહારાજાધિરાજ ધર્મપાળદેવ ઝરૂખામાં વિશ્રામ લેતા બેઠા હતા. ગર્ગદેવ એકઠા થયેલા બ્રાહ્મણોને યોગ્ય દાન આપી તેઓનું સન્માન કર્યું હતું. પ્રાસાદની પેલી તરફ મહાકુમાર વાક્પાલ તથા પ્રધાન રાજપુરુષો લક્ષ બ્રાહ્મણ ભોજનની વ્યવસ્થા કરતા હતા. એ સમયે સંન્યાસી વિશ્વાનંદે ધીમે ધીમે ઝરૂખામાં પ્રવેશ કર્યો. ધર્મપાળ સુખાસનમાં બેસી હાથ ઉપર માથું મૂકીને વિચાર કરતો હતો. તે વિશ્વાનંદને જોઇ આસન ઉપરથી ઉઠીને ઊભો થયો.

વિશ્વાનંદે ધર્મપાળની પાસે આવી ધીમેથી કહ્યું:—"ધર્મ, તું આજે સંધ્યા પછીથી અંતઃપુરમાં જતો નહિ."

સમ્રાટે આશ્ચર્ય પામી પૂછ્યું:—"કેમ, પ્રભુ ?"

"આજે સંધ્યા પછી તને હું એક સ્થળે લઇ જઇશ."

"ક્યાં પ્રભુ ? આજ શ્રાદ્ધનો દિવસ છે. આજે બહારગામ જવાની મનાઇ છે, નદી પાર જવાની પણ મનાઇ છે."

"બહારગામ જવું નહિ પડે, તેમ જ નદી પણ ઓળંગવી નહિ પડે."

"પ્રભુ, ત્યારે ક્યાં લઇ જશો ?"

"આ નગરમાં."

"આ નગરમાં ?"

"હા. ધર્મ, ગૌડનગરમાં જ એક સ્થળે જવાનું છે. સાથે હથિયાર ન લાવીશ."

"કેમ, પ્રભુ ?"

"એથી ઉદ્દેશ શાધી શકાશે નહિ."

"આત્મરક્ષા કરવાની જરૂર નહિ પડે ?"

"ધર્મ, જ્યાંસુધી વિશ્વાનંદ જીવે છે, ત્યાંસુધી તારા શરીરને કોઇ સ્પર્શ કરી શકશે નહિ."

"પ્રભુ, મારા અવિવેકપણા માટે ક્ષમા કરજો, પરંતુ આપણે જે સ્થળે જવાના છીએ તે જાણવા સારૂ હું ઘણો જ ઉત્સુક થઇ રહ્યો છું."

"જતી વખતે પ્રાસાદની બહાર ગયા પછીથી હું તને કહીશ."

સંધ્યાકાળ પહેલાં થોડીવારે બ્રાહ્મણભોજન પૂરૂં થયું. ગૌડેશ્વર ભોજન કરી આવ્યા પછી પુનઃ ઝરૂખામાં આવીને બેઠા. હજી પ્રાસાદના ચોગાનમાં સેંકડો દરિદ્ર અનાથ ભિખારીઓ ભોજન કરતા હતા. ગર્ગદેવ તથા વાક્પાલનું કામ હજી પણ પૂરૂં થયું નહોતું. અંધારૂં થઇ જવાથી ચોતરફ દીવા સળગાવવામાં આવ્યા, પરંતુ ગૌડેશ્વરે ઝરૂખાના દીવા ઓલવી નાંખવાની આજ્ઞા કરી. થોડીવાર પછી ધીમેથી સંન્યાસી વિશ્વાનંદે ઝરૂખામાં પ્રવેશ કર્યો. આજે સંન્યાસીએ ગેરૂ રંગનાં વસ્ત્રોને બદલે રાતાં વસ્ત્રો પહેર્યાં હતાં. તેના ગળામાં રૂદ્રાક્ષની માળાને બદલે મહા શંખની માળા તથા હાથમાં હાડકાની બનાવેલી લાકડી હતી. તેને આવતો જોઇને ધર્મપાળદેવ ઉઠયો. વિશ્વાનંદે દૂરથી પૂછ્યું:—"ધર્મ, તું તૈયાર થયો છે કે ?"

ઉત્તર મળ્યો:—"હા, પ્રભુ."

"વારૂ, ચાલ."

બન્ને જણ દીપમાળાથી શોભી રહેલા રાજમહેલમાંથી બહાર નિકળી રાજમાર્ગમાં આવી પહોંચ્યા. વિશ્વાનંદ પોતાની સાથે બે ઉત્તરીય વસ્ત્રો લેતો આવ્યો હતો. બન્ને જણે માથાથી પગ સૂધી વસ્ત્ર ઓઢી લઇને પ્રયાણ કર્યું. રાજમહેલની હદ ઓળંગી ગયા.

પછી ધર્મપાળે પૂછ્યું:—"પ્રભુ, આજે કયાં જવાનું છે ?"

સંન્યાસીએ ધીમેથી કહ્યું:—"મણિદત્તના ઘરમાં. ધર્મ, આજે મણિદત્તનું દાન ગ્રહણ કરવું પડશે."

"પ્રભુ, તેમણે હમણાં તે આપવાની ના પાડી છે. હું હજી સુધી તે ધનને માટે લાયક થયો નથી."

"તું આજથી એ ધનને માટે સર્વથા લાયક થયો છે."

"કેવી રીતે પ્રભુ ?"

"સહવારની વાત યાદ કર."

"કઇ વાત ?"

"ચક્રાયુદ્ધને આશ્રય દાન."

"ઓહ, શું એ તેમના કાન સુધી પહોંચી ગઈ છે?"

"હા, જરૂર તેમને પહોંચી છે."

બન્ને જણ વિશેષ ન બોલતાં વિશાળ રાજમાર્ગ ત્યજી દઇ એક સાંકડી ગલીમાં થઇને ચાલવા લાગ્યા. અંધારામાં વાંકો ચૂંકો માર્ગ વટાવીને લગભગ અડધા કલાક પછી તેઓ એક જીર્ણ ઘર આગળ આવી પહોંચ્યા. ધર્મપાળે એ ઘર ઓળખી લીધું. તે જ ઘર વણિક મણિદત્તનું હતું.

તે ઘરના બારણામાં કોઇ નહોતું, મકાનને દરવાજા નહોતા. નગરના તે ભાગમાં આવેલાં ઘરોમાં અંધારૂં હતું. સઘળા લોકો ઉંઘી ગયા હતા. ચોતરફ શાંતિનું સામ્રાજ્ય સ્થપાઈ ગયું હતું. વચ્ચે વચ્ચે એક બે નિશાચર પક્ષીઓ શબ્દ કરી આકાશ માર્ગે ઉડી જતા હતા. ધર્મપાળે હમેશની ટેવ મુજબ કમર ઉપર હાથ નાંખ્યો. કમરમાં તરવાર ન જોતાં તે ચોંકી ઉઠ્યો, પરંતુ તરત જ તેને યાદ આવ્યું કે, હું વિશ્વાનંદની આજ્ઞાથી રાજમહેલમાં હથિયાર મૂકતો આવ્યો છું.

વિશ્વાનંદે અંધકારમય ઘરમાં પ્રવેશ કર્યો. થોડે દૂર ચાલ્યા પછી બન્ને જણ સ્થિર થઇને ઉભા રહ્યા, કેમકે ત્યાં આગળથી ઘણા મનુષ્યોનાં પગલાં સંભળાતાં હતાં. ચોતરફ ભીષણ સૂચીભેદ્ય અંધકારનો વિસ્તાર થઈ રહ્યો હતો. તે જૂના ઘરમાં માટીના જાડા થરો જામી ગયા હતા તેથી તેમાં તેમના પગો બેસી જતા હતા. ધર્મપાળે સ્થિર થઇ ઉભા રહીને પૂછ્યું:—

"પ્રભુ, આપને કંઇ સંભળાય છે ખરૂં?"

સંન્યાસીએ ધીમેથી ઉત્તર આપ્યો:—"હા, સંભળાય છે, પરંતુ બિહશ નહિ."

ગૌડેશ્વરે હસીને કહ્યું:—"ના, બિહતો નથી. જાણે એમ લાગે છે કે ઘણાં માણસો માર્ગમાં ચાલે છે, પણ ઘરમાં અંધારૂં છે, તથા માટીના જાડા થરથી ભરેલું છે. જાણે ઘણા વખતથી કોઇએ અહિં પગ જ મૂક્યો ન હોય એમ જણાય છે."

"ખરેખર આજે અહિંયાં ઘણા માણસો એકઠા થયા છે. આપણે થોડા વખતમાં જ તેઓને જોઈ શકીશું."

બન્ને જણ પાછા આગળ ચાલવા લાગ્યા. થોડે દૂર ચાલ્યા પછી તેઓ એક અંધકારમય ઓરડામાં આવ્યા, પરંતુ અંદર પ્રવેશ કરતાં જ તે દિવસની માફક બારણું ભૂલી ગયા. ચોતરફ ઇંટોની દિવાલ હોય એમ

જણાયું, જાણે તેમાં પ્રવેશ કરવાનો કંઇ ઉપાય જ નથી. એ વખતે દૂરથી નગરના દરવાજા ઉપર રાત્રિના બીજા પ્રહરનાં મંગળવાદ્ય વાગી ઉઠયાં, દેવ-મંદિરોમાં મધ્યરાત્રિની આરતીના શંખઘંટાનો ધીમો અવાજ તેમના કાન ઉપર પડયો. તોરણનાં વાદ્ય વાગી રહ્યાં તેની સાથે જ અંધારામાંથી કોઇએ પૂછ્યું:—"તમે કોણ છો ?"

સંન્યાસીએ ઉત્તર આપ્યો:—"હું ચક્રરાજ વિશ્વાનંદ છું."

"બીજું કોણ છે ?"

"ગૌડેશ્વર મહારાજાધિરાજ ધર્મપાળદેવ."

"સ્વાગત."

ગંભીર નિઃસ્તબ્ધ અંધકારને ભેદી કરૂણ કોમળ કંઠ ક્ષીણ સંગીત ધ્વનિથી ગૃહ ગાજી ઉઠયું. ધર્મપાળે જાણ્યું કે ઘણે દૂર સ્ત્રી કંઠે કોઇ ગાય છે. સંગીત પૂરૂં થયું. અંધારામાંથી પુનઃ પ્રશ્ન થયો:—"ચક્રરાજ વિશ્વાનંદ તથા ગૌડેશ્વર ધર્મપાળ, તમારે શું જોઇએ છે ?"

"વણિક મણિદત્તની મિલકત."

અચાનક ભૂરા પ્રકાશથી આખો ઓરડો પ્રકાશિત થઈ રહ્યો. ધર્મપાળે જોયું કે પહેલાં તેઓ જે ઓરડામાં આવ્યા હતા તે જ ઓરડામાં અત્યારે તેઓ ઉભા હતા. ઓરડાની એક તરફ દેવમૂર્તિ હતી, તેની પાછળથી ભૂરો પ્રકાશ આવતો હતો અને પ્રતિમાની આગળ તેઓના પૂર્વ પરિચિત ખુંધી પીઠવાળો ઠીંગણો વૃદ્ધ ઊભો રહ્યો હતો. ઓરડો પ્રકાશિત થયો એટલે વૃદ્ધે કહ્યું:—"સ્વાગત." ત્યાર પછી તેણે ઘુંટણીએ પડીને ધર્મપાળદેવને પ્રણામ કર્યા. વિશ્વાનંદ તરફ તેણે બિલકુલ નજર ન કરી. વૃદ્ધે ઊભા થઇને કહ્યું:—"મહારાજાધિરાજ, દાસનો અપરાધ ક્ષમા કરશો. ×મહાસંગીતિની આજ્ઞાથી આપને અંધારામાં ઊભા રાખવા પડયા હતા. આજે આર્યાવર્ત્ત તથા દાક્ષિણાત્યની ભટ્ટારક-આર્ય મહાસંગીતિ ભટ્ટારક-ની સાથે સાક્ષાત્ કરવા સારૂ રાહ જુએ છે. આપ આ રસ્તે થઇને આવો."

ધર્મપાળ તથા વિશ્વાનંદ આગળ ચાલ્યા, પરંતુ તેઓને વધારે દૂર જવું પડયું નહિ. તેઓની સ્હામેથી ચિત્રપટની માફક ઓરડાની એક તરફથી ભીંત ખસી ગઈ. ધર્મપાળે વિસ્મિત થઇને જોયું કે, સ્હામે દીપમાળાથી સજ્જિત વિશાળ ઓરડો છે, તેમાં શતાધિક મુંડિતશીર્ષ ભિક્ષુઓ અર્ધ ગોળાકારમાં ઊભા રહ્યા છે. ઓરડામાં જમીન ઉપર સુવર્ણની બનાવેલી વેદી

× મહાસંગીતિ—બૌદ્ધાચાર્યોની સભા.

હતી અને તેના ઉપર એક ન્હાનો યજ્ઞકુંડ, એક પુસ્તક તથા બુદ્ધની પ્રતિમા પડેલી હતી. ધર્મપાળ તથા વિશ્વાનંદે સાષ્ટાંગ થઇને એ ત્રિરત્નને પ્રણામ કર્યા.

ભિક્ષુમંડળીમાંથી એક ભિક્ષુએ આગળ આવી કહ્યું:-"ગૌડેશ્વર, સ્વાગત. ભારતવર્ષની ભટ્ટારક આર્ય મહાસંગીતિ આપનાં દર્શન કરવા સારૂ આજે અત્રે એકત્ર થઈ છે."

ધર્મપાળદેવે ભિક્ષુઓને પ્રણામ કર્યા. તેની સાથે એકઠાં થયેલાં વયોવૃદ્ધ *મહાસ્થવિરોએ પણ ગૌડેશ્વરને પ્રણામ કર્યા. એ જોઇ ધર્મપાળને ઘણું જ આશ્ચર્ય થયું. પ્રથમ જણાવેલા ભિક્ષુએ આગળ આવી ધર્મપાળના હાથ ઝાલ્યો અને તેને વેદીની પાસે લઇ જઇને બોલ્યો:—"ગૌડેશ્વર, આ ત્રિરત્નને સ્પર્શ કરી પ્રતિજ્ઞા લ્યો કે, હું આજે જે કંઇ જોઇશ અથવા સાંભળીશ તે કદાપિ જનસમાજમાં જણાવીશ નહિ."

ધર્મપાળે ત્રિરત્નને સ્પર્શ કરી તેના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા લીધી.

વૃદ્ધ ભિક્ષુએ દૂર ખસી જઇને કહ્યું:—"ગૌડેશ્વર, હું મહાસંગીતિનો આચાર્ય છું. મારૂં નામ બુદ્ધભદ્ર છે. આપની સ્હામે જે ઉભા છે, તે જ આર્યાવર્ત્ત તથા દાક્ષિણાત્ય બૌદ્ધસંઘના નેતા છે. આજે એક ખાસ હેતુથી અમે અહિંયા એકઠા થયા છીએ. થોડા દિવસ પહેલાં ગૌડવાસી વણિક મણિદત્તે રાઢમાં, ગંગાના કિનારા ઉપર આપને પોતાની અતુલ સંપત્તિનું દાન કર્યું છે. કેમ, ખરૂં છે ને?"

"હા."

"આપ તથા ચક્રરાજ વિશ્વાનંદ થોડા દિવસ પહેલાં મણિદત્તનું ધન લેવા સારૂ અત્રે આવ્યા હતા. કેમ નહિ?"

"હા."

"એ વખતે સંઘની આજ્ઞાથી આ વૃદ્ધે આપણને જણાવ્યું હતું કે, હમણાં ધન મળશે નહિ, પણ જ્યારે તેને માટે લાયક થશો ત્યારે જ મળશે. ખરૂં ને?"

"હા."

"આજે કાન્યકુબ્જના આશ્રયહીન રાજકુમારને આશ્રય આપી આપ મણિદત્તના ઉત્તરાધિકારી થવાને સર્વથા લાયક થયા છો. આપે દુર્બળના અધિકાર પ્રબળના પંઝામાંથી છોડાવવા માટે જે પ્રતિજ્ઞા કરીને આપની ઉદારતાનો પરિચય કરાવ્યો છે, તે ઉપરથી આચાર્યોને સ્પષ્ટ ખાત્રી થઇ ચૂકી

---

* મહાસ્થવિર=બૌદ્ધાચાર્ય

છે કે, આપના હાથે મણિદત્તની મિલકતનો ગેરઉપયોગ થશે નહિ. ગૌડેશ્વર, આર્યાવર્ત્તમાંથી ÷સદ્ધર્મનો લોપ થતો જાય છે. અંગ તથા લાટદેશમાં શાક્યરાજ કુમારના ધર્મનું કેવળ ચિહ્ન રહ્યું છે, તે પણ હવે નાશ પામવા આવ્યું છે. દક્ષિણાપથમાં અનાર્ય +હીનયાન પ્રચલિત છે, ત્યાં પણ મહાયાનનું માન નથી. સદ્ધર્મ લગભગ લુપ્ત થઈ ગયો છે. સદ્ધર્મી માત્રની એવી ઇચ્છા છે કે જીવ જન્મ-બંધન મુક્ત થઇને ખરો નિર્વાણ (મોક્ષ) પ્રાપ્ત કરે. મહારાજાધિરાજ હર્ષદેવના દેહત્યાગ પછીથી આર્યાવર્ત્તમાં સદ્ધર્મ આશ્રયહીન થઈ ગયો છે. એ સમયથી મહાસંગીતિ આશ્રય શોધે છે. આર્યાવર્ત્તમાં વૈશ્યો સદ્ધર્મના અનુરાગી છે, સદ્ધર્મ પ્રમાણે પુત્રહીન વૈશ્યની સંપત્તિ સદ્ધર્મની સેવામાં ખર્ચાય છે, તેથી મણિદત્તની મિલકત મહાસંગીતિની મિલકત છે. મહાસંગીતિએ ઘણો વિચાર કર્યા પછી એવું નક્કી કર્યું છે કે, જો એ સંપત્તિ સદ્ધર્મની સેવામાં ખર્ચાય તો તેઓ સર્વ સંપત્તિ આપના હાથમાં અર્પણ કરવાને કબૂલ છે."

"સદ્ધર્મની સેવા કેવી રીતે થઈ શકે?"

"બૌદ્ધોનું રક્ષણ કરવાથી."

"સદ્ધર્મનું રક્ષણ કરવા જતાં બીજા ધર્મને હેરાન કરવાની જરૂર તો નહિ પડે ને?"

"ના."

"વારૂ, તો પછી એમાં મને કંઇ પણ અડચણ નથી."

"ગૌડેશ્વરની આગળ મહાસંગીતિની બીજી એક અરજ છે."

"શું?"

ગૌડેશ્વર બૌદ્ધધર્મ અનુરક્ત, પરાક્રમશાળી તથા ન્યાયી છે. મહાસંગીતિ પ્રાર્થના કરે છે કે ગૌડેશ્વર સમસ્ત ભારતવર્ષમાં અત્યાચારથી પિડાતા બૌદ્ધોનું રક્ષણ કરવાનો ભાર પોતાને શિરે ઉપાડી લ્યો."

"હું એ કાર્ય આનંદપૂર્વક ગ્રહણ કરૂં છું."

"બીજીવાર વિચાર કરી જુઓ."

"એમાં મને કંઇ અડચણ જણાતી નથી."

"ત્રીજીવાર સંપૂર્ણ વિચાર કરી જુઓ."

"દૃઢ પ્રતિજ્ઞા કરૂં છું."

---

÷ સદ્ધર્મ=બૌદ્ધધર્મ. + હીનયાન=બૌદ્ધધર્મના એક વિભાગનું નામ

ધર્મપાળની વાત પૂરી થતાં જ એકત્ર થયેલા સર્વ આચાર્યો તથા બુદ્ધભદ્રે ધર્મપાળને સાષ્ટાંગ પ્રણામ કર્યા. બુદ્ધભદ્ર બોલ્યોઃ—

" મહારાજાધિરાજ, સત્યનું રક્ષણ કરવા સારૂ બીજીવાર શપથ લેવા પડશે. બોલો, હું મહારાજાધિરાજ ગોપાળદેવના પુત્ર, પરમેશ્વર, પરમસૌગત પરમભટ્ટારક મહારાજાધિરાજ ગૌડેશ્વર ધર્મપાળ ત્રિરત્નને સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરૂં છું કે, આજથી મેં બૌદ્ધધર્મનું રક્ષણ કરવા માટે તથા તેની સેવામાં જીવન ઉત્સર્ગ કર્યું છે. "

ધર્મપાળ બુદ્ધભદ્રના શબ્દો પુનઃ બોલી ગયો. શપથ લેવાઈ રહ્યા એટલે સાથે શ્રેણીબદ્ધ ભિક્ષુ તથા ભિક્ષુણીઓએ કક્ષમાં સંગીત શરૂ કર્યું. તેની સાથે પ્રવેશ કરી ત્રિરત્ન તથા ધર્મપાળની ત્રણવાર પ્રદક્ષિણા કરી. સંગીત સમાપ્ત થયું એટલે બુદ્ધભદ્રે ત્રિશરણ મંત્રનો ઉચ્ચાર કર્યો.—

" **बुद्ध शरणं गच्छामि** "
" **धर्मं शरणं गच्छामि** "
" **संघं शरणं गच्छामि** "

સૌએ ત્રિશરણ મંત્રનો ઉચ્ચાર કરી ત્રિરત્નને પ્રણામ કર્યા. બુદ્ધભદ્ર બોલ્યોઃ—" મહારાજાધિરાજ, ભંડારમાં આવો. "

ધર્મપાળ આગળ ચાલ્યો. એ વખતે નગરના દરવાજા ઉપર રાત્રિના ચોથા પ્રહરનાં મંગળવાદ્ય વાગી ઉઠ્યાં, દેવળોમાં પ્રાતઃ આરતિનો ઘંટાનાદ સંભળાયો. ધર્મપાળે વિશ્વાનંદને પૂછ્યુંઃ—" પ્રભુ, હજી કેટલી રાત્રિ છે ? "

સંન્યાસીએ કહ્યું—" રાત્રિ લગભગ પૂરી થવા આવી છે. "

બુદ્ધભદ્ર, વિશ્વાનંદ તથા ધર્મપાળે ભંડારમાં આવીને જોયું કે તે તદ્દન ખાલી છે. ધર્મપાળે વિસ્મિત થઇને પૂછ્યુંઃ—" મહાસ્થવિર, મણિદત્તનું ધન ક્યાં છે ? "

વૃદ્ધ આચાર્યે હસીને કહ્યુંઃ—" તે સિંહવાહિની ઘાટ આગળ નૌકામાં મોકલી દીધું છે. નૌકા પ્રાસાદમાં લઈ જજો. "



# તૃતીય ખંડ.

## પ્રકરણ ૧ લું.

### બ્રહ્મ દૈત્ય.

રાજ પુરોહિત પુરૂષોત્તમ શર્મા પ્રાતઃકાળમાં ઘણા જ વહેલા ઊઠીને ગૌડ નગરના રાજમાર્ગે થઇને ઝડપથી રાજ મહેલ તરફ જતા હતા. હજી સુધી ગૌડવાસીઓ ઊઠયા નહોતા, માર્ગમાં કેવળ એક બે માણસો જણાતા હતા. એ વખતે એક રમણી પૂજાની સામગ્રી લઇને રાજમહેલ તરફથી આવતી હતી, તે પુરૂષોત્તમ શર્માને ઝડપથી આવતા જોઇને ઊભી રહી અને પુરોહિત પાસે આવતાં તેણે પૂછયું:—" કોણ, પુરૂષોત્તમ મહારાજ છે કે ? આટલા વહેલા ઝડપથી કયાં જાઓ છો ?"

પુરોહિતે તેની વાત સાંભળવા છતાં પણ તે તરફ ધ્યાન આપ્યું નહિ. બ્રાહ્મણને ચાલ્યો જતો જોઇને રમણી પુનઃ બોલી:—" મહારાજ, ઓ મહારાજ ! આટલા વહેલા વહેલા ક્યાં જાઓ છો ?"

બ્રાહ્મણ ગુસ્સે થઇને ઊભો રહ્યો, પણ મ્હોમાંથી એક પણ શબ્દ બોલ્યો નહિ. રમણીએ પુનઃ કહ્યું:—" કેમ મહારાજ, કંઈ ઓળખાણ પડતી નથી કે ? "

બ્રાહ્મણે ક્રોધસૂચક હાવભાવ કરીને પૂછયું:—" તું કોણ છે ? "

રમણીએ હસીને ઉત્તર આપ્યો:—" હું છું. વાહ રે ! શું આવી રીતે માણસને ભૂલી જાઓ છો ? "

" પણ તું કોણ છે ? મેં તો તને કદાપિ જોઈ નથી. તું આવી રીતે રાજમાર્ગમાં ઊભી રહીને આ પ્રમાણે મારી સાથે કેમ વાર્તાલાપ કરે છે ? તું મને ઓળખે છે કે ? "

" હા, હા. હું તમને સારી રીતે ઓળખું છું. તમે જ્યારે બુઢ્ઢા શિવની પૂજા કરતા હતા, ત્યારે તમને જોઇ જોઇને મેં મારી બે આંખો ગૂમાવી છે. તમે તે જ પુરૂષોત્તમ મહારાજને ? હમણાં રાજવાડીમાં પુરોહિત તરિકે નિમાયા છો તેથી અહંકારને લીધે જમીનપર પગ પણ મૂકતા નથી. હવે મહારાજના પુરોહિત થઇને મને ઓળખી શકતા નથી ? વાહ ! હવે મારી સાથે વાતચિત કરતાં પણ તમને શરમ આવે છે ? વારૂ. બ્રાહ્મણ, ઊભો રહે. હમણાં

જ હું ગૌડ નગરના રસ્તે રસ્તે તારી વિદ્યા સૌ લોકને જણાવી દઉં છું—”

પુરૂષોત્તમ વચમાં જ બોલી ઉઠયો:—“ બસ—આગળ બોલે તો તને સમ છે. —માધવી—માધુ— અલી ઓ માધિ—મારી ભૂલ થઈ છે—ઘણી જ મ્હોટી ભૂલ થઈ ગઈ છે. હજી બરાબર ઊંઘ ઉડી નથી તેથી હું તને ઓળખી શકયો નહિ. માધવી, તને શું ગુસ્સો આવ્યો ? ”

“ હવે બસ કરો. જાઓ, તમારા ખુશામતીયા શબ્દો મારે સાંભળવા નથી. ”

“ માધુ—તારો હાથ ઝાલું છું; ના ના—તારે પગે પડું છું— હવે કદિ પણ આ પ્રમાણે નહિ કરૂં. જે થવાનું હતું તે થઈ ગયું. તું આ વખતે મને માફ કર. ”

તેની સ્થિતિ જોઇને માધવી મનમાં હસી, પરંતુ ઘણી જ ગંભીરતાથી બોલી:—“ મહારાજ, આટલા વહેલા ઊઠીને ક્યાં જતા હતા?”

બ્રાહ્મણે હર્ષપૂર્વક હસતાં હસતાં કહ્યું:—“ શું તેં નવા સમાચાર સાંભળ્યા નથી ? મહારાજના વિવાહ છે, તેથી મારે હમણાં જ નારીયેળ લઇને ગોકર્ણ તરફ જવાનું છે. હમણાં ગંગામાં સ્નાન કરી આવ્યો. હવે મહાદેવીની પાસે પત્ર લેવા સારૂ જાઉં છું. પ્રથમ પ્રહર વીતિ ગયા પહેલાં અહિંથી પ્રયાણ કરીશ. ”

માધવીએ પૂછયું:—“ પાછા ક્યારે આવશો ? ”

“ દશ દિવસમાં પાછો આવીશ. ”

માધવીએ કટાક્ષપૂર્ણ કહ્યું:—“ હમણાં શું રાજમહેલમાં જશો ? ”

“ હા. ”

“ શું એકલા જઈ શકશો ? ”

“ કેમ ? ”

“ રસ્તામાં ભય છે એ શું ભૂલી ગયા કે ? ”

“ કયાં ? હું તો કંઈ જાણતો નથી. ”

“ ત્યારે તમારે સાંભળવાની કંઇ જરૂર પણ નથી. ”

“ ના ના—કહે તો ખરી; માધવી, માધવી, મારા સમ છે. ભયની વાત સાંભળીને મારૂં માથું ફરે છે. ”

“ ભય જેવું શું છે, પણ લોકો કહે છે કે, ચંડી મંદિરના શિખર ઊપર વડમાં એક બ્રહ્મદૈત્ય રહે છે. ”

રમણીની વાત પૂરી થયા પહેલાં જ પુરૂષોત્તમ શર્મ્માએ તેના હાથ પકડીને કહ્યું:—“ માધવી, ઓ માધવી ! ”

" કેમ ? "

" હું જઇ શકીશ નહિ. "

" હું શું કરૂં ? "

" તું મને પહોંચાડવા સારૂ આવ. "

" હું શિવમંદિરમાં ન જાઉં કે ? "

" તું જરા મોડેથી જજે. "

" તે કેવી રીતે બને ? તમારે બદલે જે પૂજારી આવ્યો છે તે ઘણો જ ખરાબ છે. "

એ વખતે વેગળે અશ્વનાં પગલાં સાંભળવામાં આવ્યાં. એ સાંભળીને પુરૂષોત્તમ " બાપરે " કરી બૂમ પાડી ઝડપથી નાઠો. થોડીવાર પછી એક ઘોડેસ્વાર અશ્વની ખરીઓથી ઉડતી ધૂળથી રાજમાર્ગને અંધકારમય કરી રાજમહેલ તરફ ચાલ્યો ગયો. તેના ગયા પછી તરત જ માધવી પુરૂષોત્તમનો કંઠસ્વર સાંભળીને તે તરફ ગઈ અને થોડે દૂર જઇને તેણે જોયું કે, બ્રાહ્મણ રસ્તામાં ધૂળમાં પડીને ભયથી હાંફતો પડેલો છે. પુરૂષોત્તમે માધવીનો પગરવ સાંભળી સ્હેજ આંખો ઉઘાડી તેને જોઇ લીધી અને પછી વધારે વેગથી હાંફવા લાગ્યો. એ જોઇ માધવીએ પૂછ્યું:—" મહારાજ, શું થયું છે? "

કેટલીકવારે પુરૂષોત્તમે કહ્યું:—" બ્રહ્મદૈત્ય ! "

માધવી બોલી:—" એક બ્રહ્મદૈત્યને જોયો. પણ હજી બીજા દશ આવે છે. "

એ સાંભળી પુરૂષોત્તમ શરમમાં વધારે ન બોલતાં ઉંચે શ્વાસે ત્યાંથી નાઠો.

## પ્રકરણ ૨ જું.

### મિલનમાં વિઘ્ન.

વૃદ્ધ અમાત્ય ઉદ્ધવઘોસ ગોકર્ણદુર્ગદ્વાર આગળ એક વિશાળ અશ્વત્થ વૃક્ષ નીચે સુખાસન ઉપર બેઠો હતો. એક બે વૃદ્ધ સૈનિકો, એક બે જૂના નોકરો અને એક બે પ્રજાજનો વૃક્ષ નીચે ચોકખી કરેલી જમીન પર બેઠા હતા. તેઓ કલ્યાણીદેવીના લગ્ન સંબંધમાં વાતચિત કરતા હતા. એક વૃદ્ધ પ્રજાજન કહેતો હતો કે, કુમારીએ યૌવનની સીમામાં પગ મૂકયો છે, તેથી હવે તેને અવિવાહિત અવસ્થામાં રાખવી યોગ્ય નથી. એ સાંભળી ઉદ્ધવઘોસ બોલ્યો:—" કુમારી વિવાહ લાયક થઇ છે. મહારાજ-

ધિરાજને સમય મળતાં શુભકાર્ય સમાપ્ત થઈ જશે. હવે મારી પણ ઉમર થઈ છે, આજ છું અને કાલે નથી, મનુષ્યની જીંદગીનું કંઇ પણ ઠેકાણું નથી. મારા જીવતાં કુમારીનું લગ્ન થઇ જાય તો ઘણું સારૂં."

એક વૃદ્ધ સૈનિક બોલ્યોઃ—"હું ધારૂં છું કે કલ્યાણીદેવીનો વિવાહ બીજે કોઇ ઠેકાણે કરવામાં આવ્યો હોત તો ઠીક થાત."

ઉદ્ધવઘોસે વ્યાકુળ થઇને પૂછ્યું:—"કેમ?"

વૃદ્ધ સૈનિકે ઉત્તર આપ્યોઃ—"શુભકાર્યમાં બે ત્રણવાર વિઘ્ન પડ્યું, તેથી કુલમહિલાઓ કહે છે કે, આ વિવાહમાં શુભ પરિણામ આવશે નહિ."

ઉદ્ધવઘોસ બોલ્યોઃ—"ના, ના. કોઇ પણ પ્રકારનું વિઘ્ન નડ્યું નથી. પ્રથમવાર જ્યારે સ્વર્ગીય મહારાજ ગોકર્ણમાંથી રાજધાનીમાં પાછા ફર્યા હતા, ત્યારે વિવાહનું શુભ મૂહુર્ત ન હોવાથી આરંભ–ક્રિયા કરવામાં આવી હતી. સ્વર્ગીય મહારાજ ગોપાળદેવ ગૌડમાં પાછા ફરતાં જ દેશના સઘળા સામંતોએ એકઠા થઇ તેમને સમ્રાટ્‌ની પદવી આપી. આપણા ગોવર્દ્ધનમઠના વિશ્વાનંદ સ્વામી જ તેનું મૂળ છે. સમ્રાટ્‌ની પદવી પ્રાપ્ત કર્યા પછી નવિન રાજ્યમાં શાંતિ સ્થાપવામાં આટલાં વર્ષો નિકળી ગયાં. આટલા દિવસ સઘળા યુદ્ધ વિગ્રહમાં રોકાયેલા હતા. તે વિના બીજો ઉપાય પણ શું હતો? કેમ, કેશવદાસ! તમે શું કહો છો? ચોર લૂટારાને તથા લૂટારા જેવા એક બે રાજાઓને યોગ્ય શિક્ષા કર્યા વિના દેશમાં નિરાપદે રહેવાનો કંઇ ઉપાય નહોતો."

ગોકવર્ણવાસી વૃદ્ધ ખેડૂત કેશવદાસ, અમાત્યની સ્હામે જમીન પર બેઠો હતો. તેણે એક લાંબો નિશ્વાસ નાંખીને કહ્યું:—"પ્રભુ, મને બધું યાદ છે. શું એ હું કદિ પણ ભૂલી જઇશ! મહારાજ, મેં એ વખતે બે પુત્ર અને પાંચ પૌત્રો ગુમાવ્યા છે!"

ઉદ્ધવઘોસ લજ્જિત થઇને બોલ્યોઃ—"કેશવદાસ, તમારૂં કહેવું ખરૂં છે. અરાજકતાની કથા સૌ કરતાં તમને જ વધારે દિવસ યાદ રહેશે. એ પછી જ્યારે દેશમાં સર્વત્ર શાંતિ સ્થપાઇ હતી, ત્યારે કલ્યાણી દેવીનાં લગન નક્કી થયાં હતાં; પરંતુ દુર્ભાગ્યવશાત્ વિવાહ પહેલાં જ અચાનક સ્વર્ગીય મહારાજે પરલોકગમન કર્યું. હવે મહારાજનું શ્રાદ્ધ વગેરે થઈ ગયું છે, તેથી કદાચ સત્વર કલ્યાણીદેવીનાં લગ્ન કરી નાંખવામાં આવશે. જો, સાંભળ બળદેવ, હું ગૌડમાંથી આજકાલ દૂત અથવા ગોર આવવાની આશા રાખું છું."

પ્રથમ જણાવેલા વૃદ્ધ સૈનિકે પૂછ્યું:—"શું કંઈ પ્રથમથી ગૌડમાંથી સમાચાર આવ્યા છે?"

ઉદ્ધવઘોસ બોલ્યોઃ—"ના, કંઇ સમાચાર આવ્યા નથી. પરંતુ કોણ જાણે શાથી મારા મનમાં એમ થાયૃ છે કે, આજે જાણે સશીર્ષ નારિયેળ લઇને રાજધાનીમાંથી ગોર આવશે."

કેશવદાસ બોલ્યોઃ—"મહારાજ, શું નવિન મહારાજે આટલા દિવસ સૂધી કંઇ પણ સમાચાર લીધા નથી ?"

ઉદ્ધવઘોસે કહ્યુંઃ—"કેશવદાસ, નવા મહારાજને ગોકર્ણના સમાચાર લેવાનો એક પ્રકારનો રોગ થઈ આવ્યો છે. ગૌડમાંથી દરરોજ એક દૂત અહિંના સમાચાર લેવા સારૂ આવે છે. મહાદેવી પણ કોઇ કોઇ વાર દુર્ગ-સ્વામિનીની પાસે દાસી મોકલે છે."

"શું તેઓ વિવાહના સમાચાર લઇને આવે છે ?"

"ના, બાળદેવ, તું સ્હમજ્યો નહિ. મેં તેઓને પૂછી જોયું છે. તેઓ મહારાજના લગ્ન સંબંધી કંઈ પણ જાણતા નથી."

"મહારાજ, ત્યારે તેઓ શા માટે આવે છે ?"

ઉદ્ધવઘોસ બોલ્યોઃ—"કેશવદાસ, તમે આટલું પણ સ્હમજી શકતા નથી, ત્યારે તમે કાંઇ પણ સ્હમજી શકશો નહિ. પહેલાં તેઓ યુવરાજની પાસેથી આવતા હતા. હવે નવા મહારાજની પાસેથી આવે છે. કોઈ વખત કંઇ વખત કંઇ ઉપહાર લઇને આવે છે, કોઇવાર મહાદેવીની પાસેથી પત્ર લઇને આવે છે, વળી કોઇ કોઇવાર તીર્થયાત્રાનું બહાનું કાઢી ગોકર્ણ જોઈ જાય છે."

"કોને માટે પત્ર લઇને આવે છે ?"

"મહાદેવીની પાસેથી દુર્ગસ્વામિનીના નામ ઉપર પત્ર આવે છે."

"ઓહ !"

"ત્યારે સાંભળ્યું છે કે, જેઓ રાઢમાં તીર્થયાત્રા કરવા સારૂ આવે છે. તેઓ એક બે વાર યુવરાજની પાસેથી પત્ર લઇને આવ્યા હતા."

"શું યુવરાજે દુર્ગસ્વામિનીને પત્ર લખ્યો હતો ?"

"કેશવદાસ, તમારે એ બધું જાણીને કંઈ કામ નથી."

એટલામાં એક ઠીંગણા કૃષ્ણવર્ણે શસ્ત્રધારી સૈનિકે આવી ઉદ્ધવઘોસને નમન કરીને કહ્યુંઃ—"પ્રભુ, હમણાં જ ગૌડમાંથી એક નૌકા આવી છે, તેમાં એક જાડો બ્રાહ્મણ બેઠો છે. તેનાથી કોઇ પણ પ્રકારે નૌકામાંથી કિનારે ઉતરી શકાતું નથી."

ઉદ્ધવઘોસે વિસ્મિત થઇને પૂછ્યુંઃ—"કેમ કેદાર ?"

તે સૈનિકે ઉત્તર આપ્યોઃ—" પ્રભુ, વરસાદ પછીથી નદીનું પાણી ઓછું થઇ જવાથી કાદવ બહાર નિકળી આવ્યો છે. તે કાદવમાં ઉતરવાની હિમ્મત કરી શકતો નથી. પ્રભુ, મહારાજનું શરીર કંઇ પાતળું નથી. તે જો કદાપિ કાદવમાં ઉતરે તો હું ધારૂં છું કે, હાથીની માફક તેમાં ખૂંચી જાય."

" કેદાર, તે માણસ કોણ છે ? "

" પ્રભુ, મેં તેનો પરિચય પૂછ્યો નથી. પણ તેની આકૃતિ ઉપરથી અનુમાન કરી શકું છું કે તે કોઇ મ્હોટો માણસ છે. "

" તે કેવો છે ? "

" પ્રભુ, તે શરીરે ઘણો જ જાડો છે. "

" ચાલો કેશવદાસ, રાજધાનીમાંથી કયો માણસ આવ્યો છે તે આપણે જોઈ આવીએ. કદાચ મહાદેવીએ મહારાજના વિવાહનો દિવસ નક્કી કરીને બ્રાહ્મણ મોકલ્યો હશે. "

સઘળા વૃક્ષની છાયામાંથી ઉઠીને નદી તરફ ચાલ્યા. તેમણે નદી આગળ આવીને જોયું કે, પુરૂષોત્તમ શર્મ્મા દુઃખિતનેત્રે ચોતરફ કાદવવાળી ભૂમિ તરફ જોઈ રહ્યા છે ! ઉદ્ધવઘોસે કિનારે ઉભા રહીને પૂછ્યું:—" આપ કોણ છો ?"

" હું પુરૂષોત્તમ છું. "

" મહાશયનો નિવાસ ક્યાં છે ? "

" ગૌડ નગરમાં. "

" શા હેતુથી રાઢદેશમાં મહાશયનું આગમન થયું છે ? "

" ઉદ્દેશ ઘણો મ્હોટો છે. તે જણાવવાને ઘણો વખત જોઇએ. કિનારે આવીને સઘળું જણાવીશ, પણ હમણાં કિનારે ઉતરવાનો માર્ગ દેખાડી શકશો ?"

આગન્તુકની અવસ્થા જોઇને બળદેવે ઘણી જ મુસ્કેલીથી હાસ્ય રોકી રાખ્યું હતું. તેણે ઉદ્ધવઘોસના કાનમાં ધીમેથી કહ્યુંઃ—" પ્રભુ, આટલા મ્હોટા ભારે શરીરને સ્કંધ ઉપર લઇને આવી શકાય તેમ નથી. જો કાદવમાં હાથી ઉતરી પડશે તો પછી કાઢી શકાશે નહિ, માટે આપ મહારાજને નૌકા ઉપર જ સૂઈ રહેવાનું કહો. અમે દોરડું બાંધીને તેમને કિનારે ખેંચી લાવીશું. " બળદેવની વાત સાંભળી ઉદ્ધવઘોસ હસી પડયો.

નૌકા ઉપરથી પુરૂષોત્તમે જોયું કે કોઇ પણ તેની વાતનો ઉત્તર આપતું નથી, તેથી તેણે પૂછ્યું:—" મહાશય, હવે મારે શું કરવું ? "

ઉદ્ધવઘોસે પ્રશ્ન કર્યો:—" આપ કોણ છો એ તો અમને જણાવ્યું જ નહિ ? "

" એ તો મેં કહ્યું,—" મારૂં નામ પુરૂષોત્તમ શર્મ્મા છે. "

"એ તો અમે સાંભળ્યું છે."

"હું મહારાજાધિરાજ ગૌડેશ્વરના પુરોહિત છું."

"ત્યારે અત્યાર સુધી એમ કેમ બોલ્યા નહિ ?"

"મેં હજી સુધી ગોકર્ણમાં આવવાનો મારો ઉદ્દેશ જણાવ્યો નથી."

ઉદ્ધવઘોસે ધાર્યું કે મહાદેવીએ અવશ્ય વિવાહનો દિવસ નક્કી કરીને કુલપુરોહિતને ગોકર્ણમાં મોકલ્યો છે. તેણે વ્યાકુળ થઇને બળદેવને કહ્યું:–"અરે બળદેવ, એ મહારાજનો કુલપુરોહિત છે. અવશ્ય કલ્યાણીદેવીના વિવાહનો દિવસ નક્કી થયો છે અને તે એ શુભ લઇને આવ્યો છે. તેની મશ્કરી કરવી યોગ્ય નથી. વારૂ, હવેથી કાંઈ બોલીશ નહિ. કેદાર, દુર્ગની પાસે એક મ્હોટું આમ્રવૃક્ષ આ વરસાદના પાણીમાં પડી ગયું છે, ત્યાં આગળ નૌકા લઇ જા, એટલે પુરોહિત મહારાજ સહેલાઇથી ઉતરી શકશે."

નાવિકો નૌકાને ફેરવીને લઇ ગયા. થોડીવાર પછી બળદેવ તથા કેદારની સાથે પુરોહિત પુરૂષોત્તમ શર્મા સુસ્થદેહ તથા શુષ્કપદે ગોકર્ણના દુર્ગ આગળ આવી પહોંચ્યા. ત્યાં ઉદ્ધવઘોસ તથા બીજા કર્મચારીઓએ તેમનો યથાયોગ્ય સત્કાર કર્યો. ગૌડના મહા પુરોહિતે દુર્ગની અંદર એક કક્ષમાં આસન લીધા પછી સંવાદ જણાવ્યા:—

"સંવાદ ઘણા મહત્વના છે! પુનઃ યુદ્ધ ઉપસ્થિત થયું છે. ગૌડેશ્વરે આશ્રયહીન કાન્યકુબ્જને આશ્રય આપ્યો છે, તેથી તેમના કાકાએ ગૌડરાજ્ય ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી છે; ગૌડેશ્વરે સૈન્ય સહિત સઘળા સામંતોને આવવા સારૂ ચોતરફ દૂત મોકલ્યા છે. આ અરસામાં ઇન્દ્રાયુધે મંડલાદુર્ગ ઉપર આક્રમણ કર્યું છે.

ઉદ્ધવઘોસે શુષ્ક કંઠે પૂછ્યું:—"ત્યારે વિવાહ ?" પ્રભુભક્તિપરાયણ વૃદ્ધે મનમાં ધાર્યું હતું કે, આ વખતે તેનું કર્ત્તવ્ય પૂરૂં થશે, કલ્યાણીદેવીના વિવાહ થઈ જશે. પુરૂષોત્તમે ધીરે ધીરે ઉત્તર આપ્યો:—"મહાશય, મહાદેવીએ વિવાહનો દિવસ નક્કી કરી મને ગોકર્ણમાં મોકલવાનો વિચાર કર્યો હતો. જે દિવસે હું યાત્રા કરવાનો હતો, તે જ દિવસે પ્રભાતમાં એક અશ્વારોહીએ આવીને સમાચાર આપ્યા કે મંડલાદુર્ગને દુશ્મનોએ ઘેરો ઘાલ્યો છે. એ સાંભળીને તરત જ ગર્ગદેવ તથા પેલા મુંડાએ મહારાજને પકડી મોકલી દીધા. તેમની તો વિવાહ પહેલાં જવાની જરા પણ ઇચ્છા નહોતી."

ઉદ્ધવઘોસ લાંબો નિશ્વાસ નાંખીને બેસી ગયો. સમાચાર અંતઃપુરમાં પહોંચી ગયા. દુર્ગસ્વામિનીના કાને પહોંચ્યા, કલ્યાણીદેવીની પાસે પણ પહોંચ્યા.

## પ્રકરણ ૩ જું.

### પાટલીપુત્રમાં.

શીતકાળના પ્રારંભમાં, સૂર્યોદય પૂર્વે પાંચ મનુષ્યો પાટલીપુત્રના ખંડિયેરોમાં જઇને પશ્ચિમ દિશા તરફ જતા હતા. એ સમયે ભારતની પ્રાચીન રાજધાની મનુષ્યની વસ્તી વિનાની, ઘાડા વનથી આચ્છાદિત, તથા ક્રૂર પ્રાણીઓની આવાસભૂમિ બની ગઈ હતી. ચારે દિશાઓ ઘન ધુમસથી આચ્છાદિત થઇ રહી હતી, પાષાણાચ્છાદિત રાજમાર્ગ હરીયાળા ઘાસના ક્ષેત્રમાં પરિણત થઈ ગયો હતો, માર્ગની બન્ને બાજૂએ ઘાડું વન આવેલું હતું, વૃક્ષરાજિના મધ્યમાં ઠેકાણે ઠેકાણે ઇંટોની બનાવેલી દિવાલો, પાષાણના સ્તંભ અથવા મંદિરોનાં ખંડિયેરો જોવામાં આવતાં હતાં. વચ્ચે વચ્ચે રાજમાર્ગની બાજૂએ શવાલાચ્છન્ન પુષ્કરિણી, અથવા કુમુદકહલારવનથી ઢંકાયેલા વિશાળ જલાશય પણ જણાતા હતા. ઇ. સ. આઠમા શતાબ્દિના શેષભાગમાં મગધની રાજધાની, ઉત્તરાપથની રાજધાની, સમસ્ત ભારતવર્ષની રાજધાની પાટલીપુત્ર નગરની એવી અવસ્થા થઈ હતી. બિમ્બિસીર, અજાતશત્રુ, ચંદ્રગુપ્ત, બિન્દુસાર, અશોક, પુષ્પમિત્ર, અગ્નિમિત્ર, સમુદ્રગુપ્ત પ્રભૃતિ રાજાઓએ કોટી કોટી સુવર્ણ વ્યય કરીને જે પાટલીપુત્ર નગરને સુશોભિત કર્યું હતું, તે આ આખ્યાયિકાના સમયમાં ભીષણ વનથી આચ્છાદિત થઇ વ્યાઘ્ર, રીંછ, શૃગાલની લીલાભૂમિમાં પરિણત થઈ ગયું હતું.

મુસાફરોમાંથી એક જણ બોલ્યો:–“ ચાલો, આપણે ગંગાકિનારે થઇને જઇએ. ”

બીજા માણસે ઉત્તર આપ્યો:–“ ત્યાં ગાડીઓ કેવી રીતે આવી શકશે ?”

“ અહિં એક જણને મૂકતા જઇએ. ”

પરંતુ ત્યાં આગળ એકલા ઉભા રહેવાને કોઇ પણ કબૂલ થયું નહિ. તેથી નિરૂપાયે બે જણાને ત્યાં આગળ રહેવા દઇને બાકીના ત્રણ જણ ગંગાકિનારે જવા સારૂ તૈયાર થયા. પ્રથમ માણસે પૂછ્યું:—“ ગંગાકિનારાનો રસ્તો કેવી રીતે ઓળખી શકીશું ? ”

“ કેમ ? આ ડાબી તરફના રસ્તે થઇને ગંગા કિનારે જવાશે. ”

“ ભાઇ, તમે શા ઉપરથી કહી શકો છો ? ”

"આપણે જે રસ્તે થઇને જઇએ છીએ તે જ વારાણસી તથા પ્રતિષ્ઠાનનો માર્ગ છે. આપણે પૂર્વેથી પશ્ચિમ તરફ જઇએ છીએ, ગંગા ઉત્તર તરફ આવેલી છે, તેથી આપણે ડાબી તરફના રસ્તે થઇને ગંગા કિનારે જઈ શકીશું. જો તું કદાપિ વનમાં માર્ગ ભૂલી જાય, તો તારી શી દશા થાય વારૂ ?"

"બાપ! વનમાં અથવા સપાટ મેદાનમાં સૂર્ય જોઇને હું દિશા નિર્ણય કરી શકું; પરંતુ અહિંયા મને એવું માલૂમ પડે છે કે, જાણે હું વિશાળ મહાનગરની સેંકડો દિશાઓમાં વિસ્તાર પામેલા રાજમાર્ગોની વચ્ચે ઊભો છું. જુઓ, ખરેખર ચોતરફ સેંકડો રાજમાર્ગ આવેલા છે, જ્યાં જંગલ જણાતું નથી ત્યાં માર્ગ દૃષ્ટિગોચર થાય છે. માર્ગના પાષાણાચ્છાદન ભેદીને હજી પણ મ્હોટાં મ્હોટાં વૃક્ષ ઉગ્યાં નથી. સઘળા માર્ગની બન્ને બાજૂએ ઘરોની હાર આવેલી છે, તેથી ભૂલ થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી."

ત્રણે મુસાફરો ઉત્તર તરફના માર્ગે થઇને ગંગા કિનારા તરફ ચાલ્યા. થોડીવાર પછી તેઓ નગરનાં ખંડિયેરો પાછળ મૂકી દઇને ગંગાના વિશાળ રેતીપટમાં આવી પહોંચ્યા. ત્યાં એક પ્રાચીન ઘાટની પાસે સેંકડો અશ્વારોહી સૈનિકો તંબૂ નાંખીને પડયા હતા. તેમણે તેઓને આવતા જોઈ ઘાંટો પાડયો અને તેઓ નિકટ આવી પહોંચ્યા એટલે એક સૈનિકે પૂછ્યું:—"તમે ક્યાં જાઓ છો ?"

મુસાફરોમાંથી એક જણે કહ્યું:—"કોણ, જયનાગ કે ?"

સૈનિકે ઉત્તર આપ્યો:—"હા. તમે કોણ છો ?"

"કેમ, ઓળખાણ પડતી નથી કે ? હું મોહન છું."

એટલામાં ત્રણે મુસાફરો તંબૂની પાસે આવ્યા. મોહને પૂછ્યું:—"જયનાગ, માર્ગમાં ક્યાંય શત્રુઓ નજરે પડયા હતા ?"

જયનાગે કહ્યું:—"ઉદ્દન્ડપુરનો દુર્ગ મૂકીને આવ્યા પછીથી માર્ગમાં એક પણ અસ્ત્રધારી માણસ નજરે પડયો નથી, શત્રુની વાત તો દૂર રહી."

"કનોજિયાઓ મ્હોટા વીર દેખાય છે ! તેઓ ક્યાં ગયા ?"

"તેમણે સાહસ કરીને મન્ડલાદુર્ગ ઉપર આક્રમણ કર્યું હતું, પરંતુ વિમલનંદીનું સૈન્ય જોઇને તેઓ કોણ જાણે ક્યાં ન્હાસી ગયા તેનું કંઇ ઠેકાણું જ નથી. તેઓ કદાચ દેશમાં પાછા જતા રહ્યા હશે. કોઈ પણ તેમનો પત્તો આપી શકતું નથી."

"વિમલનંદી ક્યાં છે ?"

"તે શોણ-સંગમ આગળ પડાવ નાંખીને મહારાજની રાહ જૂએ છે. તેમની પાસે પાંચ સહસ્ર સૈનિકો છે, તેઓ શાંતપણે બેસી રહેવાથી ઉન્મત્ત બની ગયા છે. તેઓ કહે છે કે, પંચસહસ્ર સૈનિકો લઇને સ્વર્ગીય મહારાજ ગોપાળદેવે મરૂવાસી ગુર્જરોને વરેન્દ્રભૂમિમાંથી નસાડી મૂક્યા હતા. તેથી પંચસહસ્ર સૈનિકો વડે સ્હેલાઇથી વારાણસી તથા ચરણાદ્રિઉપર અધિકાર સ્થાપી શકાશે. પરંતુ વિમલનંદીથી મહારાજની આજ્ઞા વિના શોણ ઉતરી શકાય તેમ નથી."

"મહારાજનું સૈન્ય એક બે દિવસમાં શોણ-સંગમ આગળ આવી પહોંચશે."

"મહારાજની સાથે કોણ કોણ આવવાના છે?"

"ગૌડના સઘળા આવ્યા છે. મહાકુમાર વાક્‌પાલદેવ તથા મહામાત્ય ગર્ગદેવ ગૌડનગરમાં રહ્યા છે. ઉદ્ધારણપુરના કમલસિંહ, દન્ડભુક્તિના રણસિંહ, ઢેકરીના પ્રમથસિંહ, દેવગ્રામના વીરદેવ, પદુમ્બાના જયવર્દ્ધન પ્રભૃતિ ગૌડમાંથી મહારાજની સાથે આવ્યા છે. ઉદ્દન્ડપુરથી વૃદ્ધ ભીષ્મદેવ પણ મહારાજની સાથે આવ્યા છે. આ વખતે યુદ્ધ ઘણું સરસ જામશે."

"મોહન, તું પણ ગાંડા જેવો જણાય છે. શત્રુ ક્યાં છે તે યુદ્ધ થશે? મેં સાંભળ્યું છે કે તીરભુક્તિના સામંતોએ વિમલનંદીની સાથે સાક્ષાત કરીને આપણા મહારાજની અધીનતાનો સ્વીકાર કર્યો છે. મહારાજ ક્યારે આવશે?"

"ઘણું ખરૂં મધ્યાન્હના ભોજન વખતે આવી પહોંચશે."

દિવસનો પ્રથમ પ્રહર વીતિ ગયો. બે ત્રણ ગાડીઓ તંબૂનો સામાન લઇને ઘાટ આગળ આવી પહોંચી. થોડા વખતમાં ગંગા કિનારે વટ તથા અશ્વત્થ-વૃક્ષની છાયામાં ઘણા તંબૂઓ નાંખી દેવામાં આવ્યા. મોહન તથા તેના સાથીદારો રાંધવાના કાર્યમાં પ્રવૃત્ત થયા. ત્રીજા પહોરે પંચસહસ્ર અશ્વારોહીઓની સાથે ધર્મપાળદેવ તથા ગૌડના સામંતો આવી પહોંચ્યા; તેઓ સ્નાનાહાર કરીને તરતજ વિમલનંદીની છાવણી તરફ કૂચ કરી ગયા. તેઓની સાથે સો શરીરરક્ષકો ગયા, બાકીના સૈનિકો ત્યાં આગળ વિશ્રામ કરવા લાગ્યા.

## પ્રકરણ ૪ થું.

### મગધમાં ગૌડેશ્વર.

બીજે દિવસ ઘણા વહેલા ઉઠીને ગૌડીય સામંતો ધર્મપાળદેવના તંબૂની સ્હામે એકઠા થયા. તેમણે જોયું કે સ્વયં વિમલનંદી હાથમાં ઉઘાડી તલ્વાર રાખીને મહારાજના પટ્વાસ-તંબૂના દ્વારમાં સૂતો છે. તેના પગ આગળ ધર્મપાળદેવનો નોકર ×કૈવર્ત્ત ગોવિંદદાસ હજી પણ નિદ્રિત અવસ્થામાં છે. વૃદ્ધ ભીષ્મદેવ શિશિરબિંદુઓથી ભિંજાયેલા ઘાસ ઉપર તલ્વાર મૂકી તેના ઉપર બેઠો. એ જોઈ સઘળાએ તેનું અનુકરણ કર્યું.

કમલસિંહ બોલ્યો:—"શું હજીસુધી મહારાજ જાગ્યા નથી?"

વૃદ્ધ ઉદ્ધવઘોસે કહ્યું:—"ના. જો મહારાજ ઊંઘમાંથી જાગ્યા હોત તો વિમલનંદી અત્યારે તંબૂનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હોત."

ભીષ્મદેવે કહ્યું:—"કમલ, આપણે અહિં વિલમ્બ કરવો ઉચિત નથી. કેમકે શત્રુઓનો જ્યારે કાંઈ પણ પત્તો લાગતો નથી, ત્યારે આપણે જેમ બને તેમ જલદીથી વારાણસી ઉપર આક્રમણ કરવું જોઇએ."

ઉદ્ધવઘોસે પૂછ્યું:—"પ્રભુ, કાન્યકુબ્જ રાજ્ય ઉપર આક્રમણ કરવાથી શું ઉચિત થશે?"

વૃદ્ધ ભીષ્મદેવે ઉત્તર આપ્યો:—"જો ઉદ્ધવ, કાન્યકુબ્જરાજે આપણને સમાચાર આપ્યા વિના જ મન્ડલાદુર્ગ ઉપર આક્રમણ કર્યું છે, તેથી હવે આપણે ઇચ્છાનુસાર વર્ત્તવાને સ્વતંત્ર છીએ. જ્યારે યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયા છીએ, ત્યારે પછી સામનીતિનું અવલંબન કરવું એ કેવળ મૂર્ખાઈ જ છે. કદાચ કાન્યકુબ્જનું સૈન્ય *કરૂષદેશમાં અથવા વારાણસીમાં રાહ જોતું હશે. ઇન્દ્રાયુધનું બીજું સૈન્ય આવતાં તેઓ પુનઃ આગળ વધશે."

કમલસિંહે કહ્યું:—"પ્રભુ, આપનું કહેવું સર્વાંશે સત્ય છે. ઉદ્ધવઘોસ, આજેજ શોણ ઓળંગી કરૂષદેશમાં પ્રવેશ કરવું ઉચિત છે."

રણસિંહ બોલ્યો:—"મારો પણ એજ મત છે; પરંતુ મહારાજની આજ્ઞા વિના કાંઇ પણ થઈ શકે તેમ નથી."

જયવર્દ્ધને કહ્યું:—"જુઓ ભીષ્મદેવ, દિવસ ચડવા આવ્યો, તથાપિ મહારાજ તો ઊઠયા નહિ. તેઓ બહાર આવીને મસહલત કરી કુચ કર-

× કૈવર્ત્ત-ભોઈ; A. Fisherman * કરૂષદેશ-વર્ત્તમાન આરા તથા સાસારામ.

વાની આજ્ઞા આપશે એટલામાં પ્રથમ પ્રહર વીતિ જશે. આપણે તે અરસામાં પોતપોતાના સૈન્યના અશ્વારોહી–સૈનિકોને આગળ મોકલાવી દઇએ. જે પાંચસહસ્ત્ર સૈનિકોને પાટલિપુત્રમાં રાખ્યા છે, તેઓ આજે અહિંયાં આવી પહોંચશે; તેઓજ શોણ–સંગમનું રક્ષણ કરશે. ઢેક્કરીયરાજ, આપ શું કહો છો?"

પ્રમથસિંહે કહ્યું:—"જુઓ ભીષ્મદેવ, અમે રાઢવાસીઓ છીએ. અમે યુદ્ધ કરવું સારીરીતે જાણીએ છીએ; પરંતુ વારેન્દ્રગણ રાષ્ટ્રનીતિમાં તથા બુદ્ધિમાં હમ્મેશાંથી અમને પરાજિત કરતા આવ્યા છે. જુઓ, આ સામાન્ય વાત આપણામાંથી કોઇને પણ યાદ ન આવી."

ભીષ્મદેવ બોલ્યો:—"પ્રમથ, પદુમમ્બારાજનું કહેવું સત્ય છે. જ્ઞાત, ગોપાળદેવને સામાન્ય લોકો ઘણું ખરૂં ભીરૂ માનતા હતા; પરંતુ તેમના જેવા ધીર, વિચારશીલ તથા ભવિષ્યદર્શી પુરૂષ વરેન્દ્રભૂમિમાં પણ ભાગ્યે જ હશે. તેઓ ભૂત, ભવિષ્ય, ને વર્ત્તમાનનો વિચાર કર્યા વિના કદાપિ કોઇ કાર્યમાં આગળ પગલું ભરતા નહોતા. તું વિમલનંદીને ઉઠાડ. કમલ, તું આપણા દંડધરોને બોલાવી લાવ."

પ્રમથસિંહની બૂમથી વિમલનંદી ચક્ષુ ચોળતો ચોળતો ઉઠીને બેઠો થયો અને તંબૂની સ્હામે જમીનપર બેઠેલા સામંતરાજોને જોઈ લજ્જિત થઇને ઉભો થયો. કમલસિંહના બોલાવ્યાથી કેટલાક દંડધર તંબૂની આગળ આવીને ઉભા રહ્યા. રાજાઓએ તેમને પોતપોતાના સૈન્યને કુચ કરવા સારૂ તૈયાર થવાનો હુકમ આપ્યો. વિમલનંદીએ વિસ્મિત થઇ ભિષ્મદેવને પૂછ્યું:—"પ્રભુ, શું થયું છે?"

ભીષ્મદેવે હસીને કહ્યું:—"અમે અત્યારે જ શોણ ઓળંગવાની ગોઠવણ કરીએ છીએ. તું તારા સૈનિકોને કુચ માટે તૈયાર થવા સારૂ સમાચાર કહેવડાવ. મહારાજ નિદ્રામાંથી જાગ્રત થતાં જ કુચ કરવાનો હુકમ આપવામાં આવશે."

વિમલનંદી વિસ્મિત થઇને વૃદ્ધના મ્હોં તરફ જોઇ રહ્યો. તે જોઇ પ્રમથસિંહે કહ્યું:—"અરે નંદીપુત્ર! અમે સૂર્યોદય પહેલાંના અહિં આવ્યા છીએ અને અહિંથી ઉપડવાની બાબતમાં સૌ એકમત છીએ, તેથી મહારાજા કદાપિ અમને અટકાવશે નહિ."

વિમલનંદીએ એક અશ્વારોહીને પોતાના સૈન્યમાં મોકલ્યો. એટલામાં ગોવિંદદાસ સામંતરાજોને માટે આસન લઇ આવ્યો. એ જોઇ પ્રમથસિંહે કહ્યું:—"અમારે આસનની કાંઈપણ જરૂર નથી. યુદ્ધયાત્રીને માટે તો તૃણ કે ભૂમિ આસન જ વિશેષ ઉત્તમ છે."

એ સમયે યુદ્ધયાત્રાના સમાચાર સાંભળી છાવણીનું સૈન્ય અત્યંત આનંદમાં આવી જઈ ગર્જના કરવા લાગ્યું; કોઈ કોઈ ગૌડેશ્વરની જય-ઘોષણા કરવા લાગ્યા. એ કોલાહલથી ધર્મપાળદેવની નિદ્રામાં ભંગ પડયો. તે તંબૂમાંથી બહાર નિકળ્યો કે તરત જ સઘળા સામંતો આદરપૂર્વક ઊભા થયા. એ સમયે પ્રમથસિંહે જોયું કે, વૃદ્ધ ઉદ્ધવઘોસ કોઇને પ્રણામ કરે છે. તે જોઈ તેણે પાછળ દૃષ્ટિ કરી અને જોયું કે, વિશ્વાનંદ તથા મહારાજ ચક્રાયુધની સાથે એક શીર્ણકાય મુંડિતમસ્તક વૃદ્ધ ઊભો છે. સંન્યાસીને જોઇ ધર્મપાળદેવ તથા સામંતોએ તેને પ્રણામ કરી ચક્રાયુધને અભિવંદન કર્યું.

ધર્મપાળદેવે કહ્યું:—" પ્રભુ, કયારે પધાર્યા ? હું ગઇ કાલે રાત્રે બીજા પ્રહર સૂધી જાગ્યો હતો; પરંતુ આપના આગમનના કંઈ સમાચાર મને ન મળ્યા?"

વિશ્વાનંદે ઉત્તર આપ્યો:—" મહારાજ, અમે હમણાં જ આવ્યા, અમારી સાથે એક નવા માણસ આવ્યા છે. "

" કોણ ? "

" ઓળખી શકો છો ? "

સંન્યાસી ખસી જઇને ઊભો રહ્યો. ધર્મપાળે વિસ્મિત થઇને જોયું કે, ગૌડના મણિદત્તના જીર્ણ ગૃહમાં જે વૃદ્ધ ભિક્ષુએ તેને ત્રિરત્નનો સ્પર્શ કરાવી શપથ લેવડાવ્યા હતા, તે ઊભો છે.

*મહાસ્થવિર બુદ્ધભદ્ર જરા હસીને બોલ્યો:—" મહારાજ, મગધ-દેશમાં પ્રકાશ્ય રાજસભામાં સેંકડો વર્ષ પછી એક બૌદ્ધભિક્ષુ પોતાની ઇચ્છાથી આવ્યો છે. "

ધર્મપાળે હસીને કહ્યું:—" મહાસ્થવિર ! સ્વાગત. "

એ સમયે અવસર જોઇને વૃદ્ધ ઉદ્દન્ડપુરરાજે કહ્યું:—" મહારાજ ! અમે ઘણીવારથી રાજદ્વાર આગળ ઊભા રહ્યા છીએ. "

" પિતા, અપરાધ ક્ષમા કરો. "

" જો આજે જ શોણ ઓળંગી જવાની અનુમતિ આપો તો ક્ષમા આપી શકાય. "

" શું આજે જ ? "

" હમણાં જ. અમે સઘળું અશ્વારોહી સૈન્ય તૈયાર રાખ્યું છે. "

" જો સઘળી ગોઠવણ થઇ ગઈ હોય તો પછી કુચ કરવી જ પડશે. ઠક્કરીરાજ ! આપ રણનીતિમાં નિપુણ છો, ગૃહરક્ષાની વ્યવસ્થા કર્યા વિના

* મહાસ્થવિર=બૌદ્ધાચાર્ય.

શત્રુના રાજ્યમાં કેવી રીતે જઇ શકીશું ?"

જયવર્દ્ધન બોલ્યોઃ—"મહારાજ ! દાસનું કહેવું એટલું જ છે કે, ભીષ્મદેવની બધી વાત સાંભળી રહ્યા પછી આજ્ઞા આપશો."

ભીષ્મદેવ કહેવા લાગ્યોઃ—"મહારાજ ! કાન્યકુબ્જરાજના સૈન્યે મન્ડલાદુર્ગ ઉપર આક્રમણ કર્યું હતું; પરંતુ તેઓ મન્ડલાનો ત્યાગ કરી ન્હાસી ગયા પછીથી ક્યાંય જણાતા નથી. મન્ડલાની પછી +મુદ્દગગિરિમાં અથવા હિરણ્યપર્વતમાં, ×રોહિતાશ્વદુર્ગમાં અથવા શોણ–સંગમ આગળ ક્યાંય પણ તેઓ મહારાજના સૈન્યની સ્હામે થવાની હિમ્મત કરી શક્યા નથી. વિમલનંદી એક અઠવાડિયા કરતાં અધિક સમયથી પંચસહસ્ર સૈનિકો સહિત શોણ–સંગમ આગળ અપેક્ષા કરે છે; પરંતુ તે અરસામાં એક દિવસ પણ શત્રુ સૈન્યની સાથે સાક્ષાત થયો નથી. કાન્યકુબ્જરાજના સૈનિકોની સંખ્યા વધારે નથી, તેથી તેઓ બીજું સૈન્ય આવી પહોચવાની રાહ જુએ છે. તેથી એ અરસામાં આપણે તેઓને એકદમ નિર્મૂળ કરી નાખવા જોઇએ; કારણ, બીજું સૈન્ય આવી પહોંચશે એટલે શત્રુઓ અધિક બળવાન બની જશે."

ધર્મપાળે કહ્યુંઃ—"તાત ! આટલા મુઠ્ઠીભર સૈનિકોને લઈ કેવી રીતે શત્રુના રાજ્યમાં પ્રવેશ કરીશું ?"

"શત્રુરાજ્ય ક્યાં છે ? કરૂપદેશે કદિ પણ કાન્યકુબ્જરાજની અધીનતાનો સ્વીકાર કર્યો નથી."

જયવર્દ્ધને કહ્યુંઃ—"મહારાજની સાથે પંચસહસ્ર સૈનિકો આવ્યા છે, વિમલનંદી પંચ સહસ્ર ઘોડેસ્વારો લઇને શોણ–સંગમ આગળ અપેક્ષા કરે છે, એ દશ સહસ્ર સામ્રાજ્યના સૈનિકો છે. તે સિવાય અમારા શરીરરક્ષક ઘોડેસ્વાર સૈનિકોની સંખ્યા પણ બે હજાર કરતાં વધારે હશે. શું એ બાર હજાર સૈનિકો વારાણસી ઉપર અધિકાર મેળવી શકશે નહિ ?"

વિમલનંદી બોલ્યોઃ—"નિશ્ચય મેળવી શકશે. બાર હજાર તો શું પણ, જો મને અનુમતિ આપવામાં આવે તો હું મારા પાંચ સહસ્ર સૈનિકોને લઇ વારાણસી ઉપર અધિકાર મેળવી કાન્યકુબ્જમાં જઇ શકું."

પ્રમથસિંહે કહ્યુંઃ—"હજી આપણું પાયદળ સૈન્ય કેટલું દૂર છે ?"

વિમલનંદીએ ઉત્તર આપ્યોઃ—"તેઓ જો પ્રયત્ન કરે તો ત્રણ ચાર દિવસમાં અહિં આવી શકે."

---

+ મુદ્દગગિરી=મુંગેર. × રોહિતાશ્વ=રોહટસ્ અથવા રોહિતસ.

**ભીષ્મદેવ** બોલ્યોઃ—" પાયદળ સૈન્ય આવી પહોંચતા ચરણાદ્રિ અથવા વારાણસી ઉપર ઘેર નાંખીશું; પરંતુ હમણાં શોણ–સંગમથી ×ચરણાદ્રિ સુધીનો પ્રદેશ ઘોડેસ્વાર સૈન્યની સહાયતા વડે લઇ લેવો જોઇએ. "

કમલસિંહે કહ્યું:—" મહારાજ, ઉપડવાની સઘળી તૈયારી થઇ ચૂકી છે. આપ આજ્ઞા આપો એટલે મોખરાના સૈનિકો અગ્રેસર થાય. "

" શોણ—સંગમનું રક્ષણ કોણ કરશે ? "

વિમલનંદી બોલ્યોઃ—" મહારાજ, મારાથી એ કાર્ય નહિ થાય; જો મને મૂકીને જશો તો હું ઝાડ પર લટકીને આત્મહત્યા કરીશ. "

" ત્યારે કોણ રહેશે? ભીષ્મદેવ, આપ રહેશો ? "

ભીષ્મદેવે કહ્યું:—" મહારાજ ! કદાપિ નહિ; વૃદ્ધ ભીષ્મે આ જીવનમાં અશ્વારોહી સૈન્યનો કારભાર કર્યો છે. દુર્ગ અથવા તીર્થનું રક્ષણ કરવું એ તેનું કાર્ય નથી. મહારાજ, આ યુદ્ધમાં કોઇ પણ શોણના કિનારે પડી રહેવાને રાજી નથી. સઘળા મનમાં ઉમેદ રાખીને આવ્યા છે કે, વારાણસી, ચરણાદ્રિ, પ્રતિષ્ઠાન અથવા કાન્યકુબ્જના યુદ્ધમાં જય મેળવીશું. "

" પરંતુ પૃષ્ઠરક્ષા કરવાની અત્યંત આવશ્યકતા છે ને ? "

ઉદ્ધવઘોસ બોલ્યોઃ—" મહારાજ, આપ સૌ યુદ્ધ કરવા સારૂ વ્યાકુળ થઇ રહ્યા છો, તેથી આપ સઘળા આગળ જાઓ, હું પૃષ્ઠરક્ષા કરવા સારૂ શોણ–સંગમ આગળ અપેક્ષા કરીશ; પરંતુ મહારાજના ચરણમાં નિવેદન કરી મૂકું છું કે, પાયદળ સૈન્ય આવી પહોંચતાં જ તેઓની સાથે હું આવીશ."

ભીષ્મદેવે કહ્યું:—" ઉદ્ધવ ! પછી શોણ–સંગમનું રક્ષણ કરવાની કંઈ ફિકર કરવી નહિ પડે. "

ધર્મપાળ બોલ્યોઃ—" ઘણું સારૂં. "

ભીષ્મદેવે કહ્યું:—" મહારાજ ! યાત્રા કરવાની આજ્ઞા આપો. "

" ઉદ્ધવઘોસની સાથે કેટલું સૈન્ય રહેશે ? "

" બે હજાર સૈનિકો બસ છે. "

" ત્યારે બાકીના પાંચ સહસ્ર સૈનિકો અત્યારે નદી ઓળંગે ? "

ધર્મપાળે કહ્યું:—" હા. "

ભીષ્મદેવ બોલ્યોઃ—જે પાંચ સહસ્ર ઘોડેસ્વાર સૈનિકો પાટલિપુત્રમાં છે, તેઓ આજ સ્હાંજે અહિં આવી પહોંચશે. ઉદ્ધવ ! તું આજે જ તેઓને નદી ઓળંગવાની આજ્ઞા કરજે. "

---

× ચરણાદ્રિ=વર્તમાન ચુણાર.

ભીષ્મદેવની વાત સમાપ્ત થયા પહેલાં જ પ્રમથસિંહ તથા રણસિંહે શંખધ્વનિ કર્યો. શંખધ્વનિ શ્રવણ કરતાં જ સૈન્યમાં સેંકડો શંખ તથા શૃંગ વાગી ઉઠયાં; તૂરી તથા ભેરી વગાડનારાઓ તીરભૂમિનો ત્યાગ કરી શોણના બાલુકામય ગર્ભમાં ઉતર્યા. બીજી ક્ષણે જ હજારો અશ્વોની ખરીઓથી ધૂળ ઉડી શોણ-ગર્ભ અંધકારમય થઈ રહ્યો. ગૌડીય †નાસીરગણ જયધ્વનિ કરતા કરતા દોઢ-કોસ-વ્યાપી *વાલુકાક્ષેત્ર ઓળંગી શોણના સામે કિનારે જઈ પહોંચ્યા.

---

## પ્રકરણ ૫ મું.

---

### વારાણસીનું યુદ્ધ.

ગૌડીય અશ્વારોહી સૈન્ય શોણ ઉતરીને બે ભાગમાં વહેંચાઇ ગયું. એક સહસ્ર સેના લઇ ધર્મપાળદેવ, ભીષ્મદેવ, વીરદેવ, તથા પ્રમથસિંહ નદીથી થોડે દૂર છાવણી નાંખીને પડયા. રણસિંહ, કમલસિંહ, જયવર્દ્ધન તથા વિમલનંદી પ્રત્યેક જણ પોતાની સાથે પાંચસો સૈનિકો લઇને શત્રુના સૈન્યની શોધમાં નિકળ્યા. ચક્રાયુધ એક સહસ્ર અશ્વારોહી-સૈનિકો લઇને ધીરે ધીરે વારાણસીના માર્ગે અગ્રેસર થયો. વિશ્વાનંદે પોતાની સાથે બીજા એક સહસ્ર સૈનિકો લઈ બીજે દિવસ તેની પાછળ આવવાનું નક્કી કર્યું. ભીષ્મદેવની સલાહથી ધર્મપાળદેવે આજ્ઞા કરી કે, કોઇપણ સેનાપતિથી બે દિવસ કરતાં વધારે વખત છાવણીમાંથી ગેરહાજર રહી શકાશે નહિ. વિમળનંદી આ આજ્ઞા સાંભળી સહાસ્યવદને શિબિરમાંથી બહાર નિકળ્યો.

ગૌડીય સૈન્યથી બે દિવસમાં કરૂપદેશ આચ્છાદિત થઇ ગયો. બાકી રહેલા પંચસહસ્ર સૈનિકો આવી પહોંચ્યા, એટલે ધર્મપાળદેવે છાવણી ઉપાડી આગળ કુચ કરી. બીજે દિવસ બે હજાર સૈનિકોને લઇ ભીષ્મદેવ તથા ધર્મપાળે પડાવ નાંખ્યો; બાકીના ચાર હજાર સૈનિકો પ્રમથસિંહ તથા વીરદેવની સાથે વારાણસી તરફ અગ્રેસર થયા. ત્રીજે દિવસ વિમલનંદીને છાવણીમાં પાછો ફરેલો ન જોવાથી ભીમદેવે પોતાની સાથે પાંચસો સૈનિકો લઇ ચોથે દિવસ પ્રભાતમાં તેને શોધવા સારૂ પ્રયાણ કર્યું. પાંચમે દિવસે

---

†નાસીર ગણ=મોખરાના સૈનિકો. *વાલુકાક્ષેત્ર-રેતીનું મેદાન.

ધર્મપાળદેવે વારાણસીની પાસે આવીને જોયું કે, ભાગીરથીના સ્હામે કિનારે ગૌડીય સૈન્યે છાવણી નાંખી છે, અને નૌકાદ્વારા સહસ્ત્ર સહસ્ત્ર સૈનિકો નદી ઓળંગી વારાણસીની તરફ ધસ્યા આવે છે. એ જોઈ ધર્મપાળદેવે વિસ્મિત થઈ ઝડપથી પોતાના અશ્વને દોડાવ્યો. માર્ગમાં પ્રમથસિંહ, વિશ્વાનંદ તથા વીરદેવની સાથે તેનો મેળાપ થયો.

સમ્રાટે આગ્રહપૂર્વક પૂછ્યું:—" પ્રભુ, શું બનાવ બન્યો છે ? કોનું સૈન્ય નદી ઓળંગે છે ? "

" મહારાજ ! ગૌડીય લશ્કર નદી ઉતરે છે. "

પ્રમથસિંહ બોલ્યો:—" વિમલનંદીએ ત્રણ દિવસમાં સિત્તેર ગાઉનો માર્ગ કાપી, ચોથે દિવસ ગંગા ઓળંગી વારાણસી ઉપર આક્રમણ કર્યું છે. નગરમાં કાન્યકુબ્જરાજનું દશ સહસ્ત્ર કરતાં પણ અધિક સૈન્ય છે. પરંતુ વિમલનંદીએ પાંચસો સૈનિકો લઇને તેઓના ઉપર આક્રમણ કર્યું છે. મહારાજ ચક્રાયુધે તે જ દિવસ સંધ્યાકાળે ભાગીરથીના કિનારે આવી પહોચી વિમલનંદીના સમાચાર મળતાં નદી ઓળંગી છે. જો તેમનું સૈન્ય આવી પહોંચ્યું ન હોત તો પાંચસો ગાડીય વીરમાંથી એકજણ પણ જીવતું રહેવા પામત કે કેમ એ વિષે સંદેહ છે. કાન્યકુબ્જરાજની આજ્ઞાથી વારાણસીના તાબાની ઘણીખરી નૌકાઓ બાળી મૂકવામાં આવી છે. જે કેટલીક નૌકાઓ છે, તેથી એક દિવસમાં પાંચસો કરતાં અધિક સૈનિકોથી નદી ઓળંગી શકાય તેમ નથી "

" ત્યારે શું ઉપાય કરીશું ? "

વિશ્વાનંદે ઉત્તર આપ્યો:—"ભીષ્મદેવ નદી કિનારે ઉપસ્થિત છે. તેમની આજ્ઞાથી રણસિંહ પોતાના સૈનિકોને લઇ નૌકાઓ મેળવવા માટે ચરણાદ્રિ તરફ ગયો છે. જયવર્દ્ધનના કંઇ પણ સમાચાર મળતા નથી. "

" આપણું કેટલું સૈન્ય નદી ઉતરી ચૂક્યું છે ? "

" વિમલનંદીના સૈન્ય સહિત સાડાત્રણ હજાર સૈનિકો નદી ઓળંગી ગયા છે. "

" નદી કિનારે કેટલું સૈન્ય રહ્યું છે ? "

" લગભગ સાત હજાર સૈનિકો છે. "

સઘળા અગ્રેસર થઇને જાન્હવી તીરે છાવણીમાં આવ્યા. ગૌડીય સૈન્યે સમ્રાટ્‌ના આગમનના સમાચાર સાંભળી જયધ્વનિ કર્યો. સપ્તસહસ્ર સૈનિકના કંઠના જયધ્વનિથી વિશ્વનાથના પાષાણ નિર્મિત મંદિરનું શિખર કંપિત થયું.

જયધ્વનિ સાંભળીને વરણા-સંગમે ગૌડીય સૈન્યે સિંહનાદ કર્યો. સમ્રાટ્ આવી પહોંચ્યા છે એ જાણી વિમલનંદી તથા ચક્રાયુધે બમણા ઉત્સાહથી નગરના કોટ ઉપર આક્રમણ કર્યું; પરંતુ દશ સહસ્રની સાથે બે સહસ્રનું યુદ્ધ લાંબો વખત ટકી શકે એ સંભવિત નહોતું. વરણા નદી તથા આદિકેશવનો ઘાટ ગૌડીય સૈનિકોના રક્તથી તરબોળ થઇ ગયો; પરંતુ દુર્ગ અધિકારમાં લઈ શકાયો નહિ.

ત્હાંજે નૌકાઓ વારાણુસીથી પાછી ફરી. સમ્રાટે ભીષ્મદેવ તથા વિશ્વાનંદને છાવણીમાં રાખી બસે સૈનિકોને લઇ નૌકારોહણ કર્યું. પ્રમથસિંહ, વીરદેવ તથા કમલસિંહે સમ્રાટના સાથે વારાણુસી તરફ યાત્રા કરી. રજનીના પ્રથમ પ્રહરે ધર્મપાળ વરણા-સંગમ આગળ આવી પહોંચ્યો. રક્તથી તરબોળ થઇ રહેલા શરીરે વિમળનંદી તથા ચક્રાયુધે નદી કિનારે આવી તેનો સત્કાર કર્યો. વિમલનંદીની અવસ્થા જોઇ સમ્રાટ્નો ક્રોધ દૂર થયો. તેણે વિમલનંદીને આલિંગન કરી યુદ્ધના સમાચાર પૂછ્યા.

વિમલનંદી બોલ્યો:—"મહારાજ, જે પાંચસો સૈનિકો શોણના કિનારેથી મ્હારી સાથે આવ્યા હતા, તેમાંથી એક જણ પણ બચ્યો નથી. તેઓ સઘળા મહારાજના કાર્યમાં પુણ્ય વારાણુસીના ધામમાં શિવત્વ પામ્યા છે. મહારાજ ! પાંચસો ગૌડીય વીરોમાંથી એકજણે પણ વરણાના પેલે કિનારે દેહત્યાગ કર્યો નથી. તેઓ જો કે વારાણુસી ઉપર અધિકાર મેળવી શકયા નથી; પરંતુ સઘળાએ વારાણુસીના દુર્ગની દિવાલ આગળ અથવા આદિકેશવના ઘાટના પાષાણ નિર્મિત સોપાન ઉપર દેહત્યાગ કર્યો છે." એટલું બોલતાં બોલતાં વિમલનંદીનાં ચક્ષુ ઉજ્જ્વલ થઇ ઉઠ્યાં. તે બોલી ઉઠયો:—"મહારાજ ! ઇન્દ્રાયુધની આજ્ઞાથી સઘળી નૌકાઓને બાળી મૂકવામાં આવી છે, તેથી શું નુકશાન છે? જે કેટલીક નૌકાઓ છે તે પણ જો બળી ગઇ હોત તો કંઇ પણ નુકશાન નહોતું. આપની સન્મુખ જ આજની રજની વિતી પ્રભાત થતાં પહેલાંજ વારાણુસી ઉપર અધિકાર મેળવીશ, નહિતો—"

ધર્મપાળદેવે ગદ્ગદ્ કંઠે પૂછ્યું—"નહિ તો શું વિમલ ?"

"નહિ તો કાલ પ્રભાતમાં સૂર્યદેવ જાન્હવીના ઉત્તર તટપર એક પણ ગૌડીય સૈનિકને જીવતો જોઈ શકશે નહિ."

સમ્રાટે કહ્યું:—"ભલે વિમલ, જો વારાણુસી ઉપર અધિકાર મેળવી શકાય તો આજ રાત્રિમાં જ મેળવાશે; નહિ તો કદિ પણ વારાણુસી આપણા હાથમાં આવશે નહિ."

પ્રતિજ્ઞા સાંભળી ચક્રાયુધ ધ્રુજી ઉઠયા. તેણે કહ્યું:—" મહારાજાધિરાજ ! આ કેવી ભીષણ પ્રતિજ્ઞા ! શું મારે માટે આજે ગૌડનું સિંહાસન શૂન્ય થશે ? "

" મહારાજ ! જો કદાચ વિધાતાની ઇચ્છા આજ રાત્રિમાં ગૌડના સિંહાસનને શૂન્ય બનાવવાની હશે, તો કોણ તેને અટકાવી શકશે વારૂ ? નંદીપુત્રની વાત સાચી પડશે. હું આજ રાત્રે આ ભૂરા પાષાણ નિર્મિત દુર્ગમાં વિશ્રામ કરીશ, નહિ તો—" " કાલ સહવારે જાન્હવીના ઉત્તર તીરે અસ્ત્ર ધારણ કરી શકવાને શક્તિવાન હોય એવો એક પણ ગૌડવાસી જીવતો રહેશે નહિ. "

" ભલે વિમલ, હું હસ્તમાં ચક્રધ્વજ લઇને નાસીરગણોની સાથે આગળ જઈશ. તું સમસ્ત સૈન્યને તરવાર તથા જાન્હવીના જળને સ્પર્શ કરી શપથ લેવાનું કહે કે, આજે રાત્રિમાં વારાણસી ઉપર અધિકાર પ્રાપ્ત કર્યા વિના કોઇ પણ અસ્ત્ર ધારણ કરવાને શકિતવાન ગૌડવાસી શિબિરમાં પાછો ફરે નહિ. "

ખ્રિસ્તીય અષ્ટમશતાબ્દીના શેષ ભાગમાં જે સકળ ગૌડવાસી ધર્મપાળદેવની સાથે ચક્રાયુધને સહાયતા કરવા સારૂ સમરક્ષેત્રમાં ગયા હતા, તેઓ પૂર્વે કદિ પણ ગૌડ અથવા મગધમાંથી વિદેશમાં ગયા નહોતા. આટલા દિવસો સુધી તેમણે કેવળ આત્મરક્ષા કરી હતી અથવા શત્રુઓને દેશમાંથી હસાડી મૂક્યા હતા; પરંતુ અત્યાર સુધી ગૌડીય સૈન્યે શત્રુરાજ્ય ઉપર આક્રમણ કર્યું નહોતું. તેથી ભીષ્મદેવ, પ્રમથસિંહ પ્રભૃતિ યુદ્ધકાર્યમાં નિપૂણ સેનાનાયકો વિમલનંદીના કાર્યથી અત્યંત ખિન્ન ગયા હતા; પરંતુ સમ્રાટ્ સ્વયં તથા અલ્પ ઉમ્મરના નાયકો જરા પણ ડગ્યા નહોતા. ગૌડીય સૈન્ય વિદેશમાં યુદ્ધલીલાનો સ્વાદ લઈ ઉન્મત્ત થઇ ગયું હતું. શિક્ષિત પુરાતન સૈનિકો જે સ્થળે જતાં અથવા જે કાર્યમાં હાથ નાંખતાં બીહતા અથવા વિચાર કરતા, તે કાર્ય નૂતન ગૌડીય સૈન્ય તત્કાળ જરા પણ ડગ્યા સિવાય પૂરૂં કરતું.

નવીન સમ્રાટ્‌ની પ્રતિજ્ઞા સાંભળી પ્રમથસિંહ અત્યંત ચિંતાતુર થયો. તેના મનની અવસ્થા સહમજી તેને રોકવાની તે હિમ્મત કરી શકયો નહિ. તે કેટલાક મશાલચીઓને લઈ શિબિરનું રક્ષણ કરવા માટે વરણા નદીના પૂર્વ કિનારે અપેક્ષા કરવા લાગ્યો. બીજો પ્રહર વીતિ ગયો. જ્યારે વારાણસીના સેંકડો મંદિરમાં આરતિના ઘંટાનો ધ્વનિ સંભળાતો રહી ગયો, ત્યારે ધર્મપાળદેવ હાથમાં ચક્રધ્વજ લઇને વરણાના જળમાં ઉતર્યો.

તેની પાછળ કમલસિંહ, વીરદેવ, ચક્રાયુધ અને વિમલનંદી એટલા જણ હતા, અને તેમની પાછળ બે હજાર ગૌડીય વીરો હતા. કાન્યકુબ્જનું સૈન્ય રાત્રિની વખતે શત્રુઓના આક્રમણ સ્હામે બાથ ભીડવા સારૂ તૈયાર થઇ રહ્યું હતું. દિવાલ ઉપર સેંકડો દિવા પ્રજ્વલિત થઇ ઉઠયા, સેંકડો અસ્ત્ર-ધારી પુરૂષોથી ભૂરા રંગના પાષાણની દિવાલ આચ્છાદિત થઇ ગઇ. સમ્રાટ્ સહીસલામત નદી ઓળંગી દિવાલ આગળ આવી પહોંચ્યા. મુસળધારે શિલા તથા અસ્ત્રની વૃષ્ટિ થતી હતી. દિવાલ ઉપરથી ઉન્હું કકડતું તેલ તથા સીસાનો ધગધગતો રસ પડવા માંડયો; પરંતુ તોપણ ગૌડીય સૈન્યે દિવાલ ઉપર સેંકડો નિસરણીઓ ગોઠવી દીધી. નક્ષત્રવેગે ગૌડીય સૈનિકો વારાણસી નગરની દિવાલ ઉપર ચઢી ગયા. અસંખ્ય હોવા છતાં પણ કાન્યકુબ્જનું લશ્કર પાછળ હઠવા લાગ્યું. તેઓની આગળ એક વયોવૃદ્ધ યોદ્ધો યુદ્ધ કરતો હતો, તે વિમલનંદી દ્વારા નિરસ્ત્ર થયો; પરંતુ તેમ છતાં તેણે આત્મસમર્પણ કર્યું નહિ. તે જોઇ વિમલનંદીએ તેનો સંહાર કરવા સારૂ ખડ્ગ ઉંચું કર્યું; પરંતુ હાથમાંની તરવાર ઉંચે જ રહી ગઇ. એક કૂદકો મારી ચક્રાયુધ તેમની વચ્ચે આવીને ઉભો રહ્યો અને બોલ્યોઃ—" વિમલ, જયસિંહ મારા બંદી છે, તેમનું રક્ષણ કરો."

ધર્મપાળ તથા કમલસિંહ, ચક્રાયુધના આચરણથી આશ્ચર્યચકિત થઇ તેને તેમ કરવાનું કારણ પૂછવા જતા હતા, એટલામાં નગરના કોઇ સ્થળે આગ લાગી અને તેથી ગૌડીય સૈન્યે જયધ્વનિ કર્યો. એ સાંભળી કાન્ય-કુબ્જના સૈન્યે દિવાલનો ત્યાગ કરી પલાયન કર્યું. સમ્રાટ્ દિવાલ ઉપરથી નીચે ઉતરી નગરમાં પ્રવેશ કરતા હતા, એટલામાં રક્તથી તરબોળ થઇ ગયેલા એક યોદ્ધાએ તેમને નમન કર્યું. તેના હાથમાં ગૌડીય ચક્રધ્વજ જોઇને ધર્મપાળ જાણી શકયો કે તે માણસ પોતાના પક્ષનો છે. સમ્રાટે વિસ્મિત થઇને પૂછ્યુંઃ—" તમે કોણ છો ?"

સૈનિકે હસીને ઉત્તર આપ્યોઃ—" મહારાજ ! શું એટલામાં જ આ સેવકને ભૂલી ગયા કે ? હું જયવર્દ્ધન છું." એ સાંભળી સમ્રાટ્, કમલસિંહ, વીરદેવ તથા વિમલનંદીએ તેને આલિંગનપાશમાં બદ્ધ કર્યો.

જયવર્દ્ધન નૌકાની શોધમાં ચરણાદ્રિ તરફ અગ્રેસર થતો હતો; પરંતુ માર્ગમાં કેટલીક નૌકાઓ મળી આવવાથી તેણે નદી ઓળંગી હતી. તેણે અસિ-સંગમ આગળ આવીને સાંભળ્યું કે, ગૌડીય સૈન્યે વરણા-સંગમ ઉપર આક્રમણ કર્યું છે. નગરની દિવાલના કોઇ પણ સ્થાને આક્રમણ થયેલું

ન હોવાથી ઘણા ખરા નગરરક્ષી—સૈનિકો વરણા-સંગમમાં આવ્યા હતા. તેણે એ વખતે અસિ-સંગમની આગળ મુઠ્ઠીભર શત્રુસૈન્યને પરાજિત કરી નગરમાં પ્રવેશ કર્યો હતો. પરાજિત, ભય પામેલા, નેતૃહીન કાન્યકુબ્જના સૈન્યે વિના વિલમ્બે આત્મસમર્પણ કર્યું. પ્રમથસિંહ આવી નગરમાં પ્રવેશ કરીને દિવાલનું રક્ષણ કરવા માટે વ્યવસ્થા કરવા લાગ્યો.

સ્હવારમાં ધર્મપાળ તથા પ્રમથસિંહે વિસ્મિત થઇને જોયું કે, હજારો અશ્વો તરીને નદી ઓળંગી આ કિનારે આવે છે. તેઓ તેમને અટકાવવા સારૂ તૈયાર થયા. અશ્વો નિકટ આવતાં પ્રમથસિંહે કહ્યું:—“ મહારાજ! આ તો ગૌડીય સૈન્ય છે, જુઓ, ઘણા અશ્વોની પીઠ પર ચક્રધ્વજ જણાય છે.”

થોડીવારમાં જણાયું કે, અશ્વની લગામ દાંતમાં પકડીને વૃદ્ધ ભીષ્મદેવ મણિકર્ણિકાના પાષાણનિર્મિત સોપાન ઉપર ચઢે છે. સમ્રાટે વિસ્મય સહિત પૂછ્યું:—“ ભીષ્મદેવ, શું થયું છે ? ”

ભીષ્મદેવે કહ્યું:—“ મહારાજ, આપે બે હજાર સેના લઇને હસ્તમાં ચક્રધ્વજ સહિત વારાણસી ઉપર આક્રમણ કર્યું છે એ સાંભળી સમસ્ત ગૌડીય સૈન્ય તરીને નદી ઓળંગી આવ્યું છે. મહારાજ, અસાધ્ય સાધનના ઉદાહારણ જગતમાં દુર્લભ છે. આપનું ઉદાહરણ જોઈ, આપના સૈનિકો રણોન્મત્ત થઈ ગયા છે. થાકેલા, ભિંજાયેલા, ઠંડીથી અકડી ગયેલા, ક્ષુધાથી વ્યાકુળ થઈ ગયેલા ગૌડીય સૈનિકો અત્યારે જ પ્રતિષ્ઠાન તરફ પ્રયાણ કરવાને તૈયાર છે.”

ભીષ્મદેવની વાત સાંભળી પ્રમથસિંહે ગદ્દગદ્દ કંઠે કહ્યું:—“ મહારાજ ! હવે ભૂલ સ્હમજ્યો છું. ગૌડીય સેનાને લાંબી કુચ કરવાનો અભ્યાસ નથી, છતાં પણ તે દુર્જેય છે. કાન્યકુબ્જનું યુદ્ધ પૂરૂં થઈ ગયું છે. વારાણસીના યુદ્ધનું પરિણામ સાંભળી ઇન્દ્રાયુધનું સૈન્ય આપણી સ્હામે થવાનું સાહસ કરી શકશે નહિ.”



# પ્રકરણ ૬ ઠું.

## ભિલ્લમાલમાં ઇન્દ્રાયુધ.

રજનીના શેષભાગમાં ભિલ્લમાલ નગરના પૂર્વ ભાગ ઉપરના વાદકગણુ મંગળવાદ્ય વગાડવાની તૈયારી કરી રહ્યા હતા. નગરમાં હજી પણુ દીવા બળતા જણુાતા હતા. ચતુર્થ-પ્રહરના પ્રતિહારીઓ પોતાની નોકરી પૂરી થવા આવેલી હોવાથી આનંદિત થતા હતા. દૂર નગરના પાછળના ભાગમાં ગિરિશૃંગ ઉષાના શુભ પ્રકાશથી ઉજ્જવલ થઇ ઉઠયાં હતાં. એક બે નાગરિકો માર્ગમાં ચાલવા લાગ્યા હતા, પરંતુ હજી નગરના ચારે દરવાજા બંધ હતા. નોબત વગાડનારાઓએ મંગળવાદ્ય વગાડવાની શરૂઆત કરી એટલામાં બહારથી પૂર્વના દરવાજા ઉપર કોઇએ આઘાત કર્યો. એક પ્રતિહારે પૂછ્યું:—" કોણુ ? "

ઉત્તર મળ્યો:—" જલદીથી દ્વાર ઉઘાડો. "

પ્રતિહારે ઉત્તર આપ્યો:—" હજી વખત થયો નથી. "

" વારૂ, પણુ જલદીથી દ્વાર ઉઘાડો. "

પ્રતિહારે વિસ્મિત થઈ પૂછ્યું:—" શું તમે પરદેશી છો ? "

" કેમ વારૂ ? "

" તમે ગુર્જર રાજ્યની રીતિનીતિ જાણુતા હો એમ જણુાતું નથી. રાત્રિ પૂરી થયા વિના જો કદાપિ સ્વયં મહારાજ ગુર્જરેશ્વર આવે તો પણુ રાત્રિના સમયે ભિલ્લમાલ નગરના દરવાજા ઉઘડે નહિ. "

" રાત્રિ તો પૂરી થઇ ગઇ છે ? "

" હજી પણુ થોડો વિલંબ છે. "

" ત્યારે તમે જઇને રાજાની આગળ નિવેદન કરો કે, મહારાજાધિરાજ પરમભટ્ટારક પરમ માહેશ્વર અશેષ-ભૂપાલ મૌલિ-મુકુટમણિ—"

પ્રતિહાર બોલી ઉઠયો:—" શું કહ્યું ? "

" કાન્યકુબ્જેશ્વર આવ્યા છે. "

" વારૂ, થોડીવાર રાહ જોવાનું કહો. "

" કેમ વારૂ ? "

" હમણાં થોડીવાર બેસવાનું કહો. "

" શું તમારાથી બરોબર સંભળાતું નથી ? સ્વયં કાન્યકુબ્જેશ્વર નગર દ્વાર આગળ અપેક્ષા કરે છે. "

"બહુ સારૂં; હજી પણ થોડીવાર રાહ જોવી પડશે."

"તેમ નહિ બને. તમે જલદીથી દરવાજો ઉઘાડી મહારાજ નાગભટ્ટને સમાચાર મોકલો કે, સ્વયં મહારાજાધિરાજ, ભિલ્લમાલ–નરપતિના અતિથિ તરિકે આવ્યા છે."

"બહુ સારૂં; તેમને અતિથિશાળામાં ઉતરવાનું કહો."

જે માણુસ દરવાજાની બહાર ઊભો રહીને પ્રતિહારની સાથે વાતચિત કરતો હતો, તે નિરાશ થઇને પાછો ફર્યો. પાષાણ નિર્મિત વિશાળ તોરણથી થોડે દૂર જેને ચાર અશ્વો જોડેલા હતા એવો એક સુંદર રથ ઊભો હતો. તે માણુસે રથ પાસે આવી સારથીને પૂછયું:—"શું મહારાજાધિરાજ જાગ્યા છે?"

રથના પડદાની અંદરથી એક જણે કહ્યું:—"હા, હું જાગ્યો છું. ભાનુગુપ્ત તું પાસે આવ."

તે માણુસ પાસે જઇને બોલ્યોઃ—"મહારાજ!"

રથમાં બેઠેલા માણુસે પૂછયું:—"આપણે કયાં આવ્યા છીએ?"

"ભિલ્લમાલ નગરમાં."

"વારૂ, ત્યારે પડદો ખસેડ, હું નીચે ઉતરીશ."

"મહારાજ! રથ નગરની બહાર ઉભો છે."

"કેમ?"

"દરવાજા બંધ છે."

"મારા આગમનના સમાચાર મોકલ્યા છે?"

"જી હા. પરંતુ પ્રભાત થયું નથી, તેથી દરવાજા હજી બંધ છે."

"શું ગુર્જરરાજને સમાચાર કહેવડાવ્યા છે?"

"જી હા. પરંતુ તેઓ હજી ઉંઘમાંથી ઉઠયા હોય એમ જણાતું નથી."

એ વખતે દિવસના પ્રથમ પ્રહરના આરંભસૂચક મંગલવાદ્ય બંધ થયાં અને મ્હોટા અવાજની સાથે દરવાજા ઉઘડી ગયા. સારથિએ ઇન્દ્રાયુધની આજ્ઞા લઇ રથ ચલાવ્યો. પ્રતિહારીએ તેને કંઇ પણ પૂછયું નહિં. ભાનુગુપ્તે ઘોડેસ્વાર થઇ રથની પાછળ નગરમાં પ્રવેશ કર્યો.

ભિલ્લમાલ નગરના માર્ગમાં અસંખ્ય અશ્વો, રથ તથા ગાડીઓ જોઇ રથમાં બેઠેલા માણુસે સારથિને પૂછયું:—"અરુણુ, શું ગુર્જરરાજે મારો સત્કાર કરવાની વ્યવસ્થા કરી છે?"

સારથિએ વિસ્મિત થઇ કહ્યું:—"જી ના."

"ત્યારે ઘણા રથચક્ર તથા અશ્વોનાં પગલાંનો અવાજ સંભળાય છે ને?"

સારથિએ કહ્યું:—"મહારાજાધિરાજ, તેઓ વ્યાપારીઓ છે. નગરના દરવાજા ઉઘડયા હોવાથી તેઓ ધંધાર્થે બહાર જાય છે."

ટૂંક સમયમાં રથ ગુર્જરરાજપ્રાસાદના દરવાજા આગળ આવીને ઊભો રહ્યો. રથનો ભપકો જોઇ એક બે દંડધરોએ આગળ આવી ભાનુગુપ્તને પૂછ્યું:—"કોનો રથ છે?"

"મહારાજાધિરાજ કાન્યકુબ્જમહોદય કુશસ્થલેશ્વર ઇન્દ્રાયુધદેવનો."

ઇન્દ્રાયુધના આગમનના સમાચાર જાણી એક દંડધર ઝડપથી પ્રાસાદમાં ગયો; બીજા દંડધરના હુકમથી હજુરીયાઓએ દરવાજાથી મહેલના પગથિયા સુધી મૂલ્યવાન વસ્ત્ર બીછાવી દીધું. ત્યાર પછી ઇન્દ્રાયુધ રથમાંથી ઉતર્યો. તે જેવો પગથિયા પર ચઢવા જતો હતો, એટલામાં પ્રાસાદના પ્રથમ ઓરડાનાં બારણાં ઉઘડી ગયાં અને એક શુભ્રવસ્ત્રધારી પુરૂષ ઝડપથી પગથિયાં ઉતરી નીચે આવ્યો. તેની પાછળ થોડાક માણસ છત્ર, ચામર, સુવર્ણનિર્મિત રાજદંડ વગેરે રાજચિન્હો હાથમાં લઇ નીચે આવ્યા. તેઓને જોઇ ઇન્દ્રાયુધ નીચેના પગથિયામાં ઊભો રહ્યો. શુભ્રવસ્ત્રધારી પુરૂષે હસીને કહ્યું:—"મહારાજ, સ્વાગત. માર્ગમાં કંઇ મુશ્કેલી તો નડી નથી ને?"

"ના. પણ નગરના દરવાજા આગળ કેટલીકવાર સુધી ઊભા રહેવું પડયું હતું, કારણ જ્યારે મારો રથ આવી પહોંચ્યો ત્યારે સૂર્યોદય થયો નહોતો."

શુભ્રવસ્ત્રધારી પુરૂષે કાન્યકુબ્જરાજની વાતનો ઉત્તર ન આપતાં કહ્યું:—"મહારાજ મહેલમાં પધારો."

ઇન્દ્રાયુધ ગુર્જરરાજનો હાથ ઝાલી ધીરે ધીરે પગથિયાં ચઢવા લાગ્યો. અડધા માર્ગમાં આવતાં નાગભટ્ટે પૂછ્યું:—"શું મહારાજના છત્રધર અને દંડધર સાથે આવ્યા નથી?"

ઇન્દ્રાયુધે લજ્જિત થઇને કહ્યું:—"ના."

નાગભટ્ટે કહ્યું:—"શું ચક્રાયુધે કાન્યકુબ્જ ઉપર અધિકાર મેળવ્યો છે?"

"ના."

ઉત્તર સાંભળી નાગભટ્ટ વિસ્મિત થઇ ઇન્દ્રાયુધના મુખ તરફ જોઇ રહ્યો. ઇન્દ્રાયુધ લજ્જાથી નીચું જોઇ ગયો. ગુર્જરરાજના ઇશારાથી તરતજ થોડાક માણસો છત્ર, દંડ, ચામર વગેરે રાજચિન્હ લઇ કાન્યકુબ્જરાજની આસપાસ વિંટળાઇ વળ્યા. ઉભય પાછા પગથિયાં ચઢવા લાગ્યા. થોડે દૂર જઇ નાગભટ્ટે પુનઃ પૂછ્યું:—"મહારાજ, ચક્રાયુધ હાલમાં ક્યાં છે?"

ઈન્દ્રાયુધે કહ્યું:—" ઘણુંખરૂં પ્રતિષ્ઠાનમાં છે. "

ગુર્જરરાજે વિસ્મિત થઈ પૂછ્યું:—" ત્યારે આપે શા માટે નગરનો ત્યાગ કર્યો ? "

ઈ. સ. અષ્ટમ શતાબ્દીમાં ઉત્તરાપથમાં નગર કહેતાં કાન્યકુબ્જ વા મહોદય ગણાતું. ઈન્દ્રાયુધ ઘણો જ લજ્જિત થઇને બોલ્યો:—" ચક્રાયુધને ઘણી જ ત્વરાથી આગળ વધતો જોઈ હું મહારાજનું સૈન્ય લઇ જવા માટે ભિલ્લમાલમાં આવ્યો છું. ઘણા જ ગભરાટમાં નગરનો ત્યાગ કરેલો હોવાથી નોકરો સાથે આવી શકયા નથી. "

નાગભટ્ટે પૂછ્યું:—" શું મહારાજના સૈન્યે કોઈ સ્થળે ચક્રાયુધની ગતિ રોકી હતી ? "

ઇન્દ્રાયુધે ઉત્તર આપ્યો:—" હા, વારાણસીમાં દશ હજાર સૈનિકો હતા; પરંતુ ધર્મપાળે બે ત્રણ હજાર સૈનિકો લઇને ઘણી જ સ્હેલાઇથી વારાણસી ઉપર અધિકાર મેળવ્યો છે. "

" શું ચરણાદ્રિ વા પ્રતિષ્ઠાનમાં કંઈ યુદ્ધ થયું હતું ? "

" હા, ચરણાદ્રિ ગયું છે. "

" પ્રતિષ્ઠાન ? "

" હું ધારૂં છું કે, હજી સુધી શત્રુઓ તે હસ્તગત કરી શકયા નથી. "

નાગભટ્ટે વિરક્ત થઇને મ્હોં ફેરવી લીધું. ઇન્દ્રાયુધે અતિ દીનભાવે પૂછ્યું:—" મહારાજ, આપ કયારે યુદ્ધયાત્રા કરશો ? "

ગુર્જરરાજે ધીરતાથી કહ્યું:—" મહારાજ, આપ હમણાં થાકી ગયા છો. પ્રથમ વિશ્રામ લ્યો, પછી યુદ્ધ સંબંધી વિચાર કરીશું. "

પ્રાસાદમાં પ્રવેશ કરી નાગભટ્ટ કાન્યકુબ્જરાજને નક્કી કરી રાખેલા ઓરડામાં લઈ ગયો અને તેની સેવામાં એક કર્મચારીને મૂકી પોતે બહાર આવ્યો. ઇન્દ્રાયુધના ઓરડાના દ્વાર આગળ એક પ્રૌઢ યોદ્ધો તેને માટે રાહ જોતો ઊભો હતો. તેને જોઇ નાગભટ્ટે પૂછ્યું:—" બાહુક, કયારના આવ્યા છો ? "

યોદ્ધાએ કહ્યું:—" મહારાજ, હમણાં જ આવ્યો. ઇન્દ્રાયુધ આવી પહોંચ્યા છે ? "

" હા, તમારૂં કહેવું સત્ય પડયું. ચક્રાયુધે તથા વારાણસી ચરણાદ્રિ ઉપર અધિકાર મેળવ્યો છે એ સાંભળી આ કુલાંગાર ક્ષત્રિય ધર્મભ્રષ્ટ રાજા રાજધાનીનો ત્યાગ કરી ન્હાસી આવ્યો છે. બાહુક, હવે કાન્યકુબ્જ અધિકારમાં લેવું એ જ શ્રેયસ્કર છે. ઈન્દ્રાયુધ પુરૂષ નથી, પણ રમણી છે; તેને કાન્યકુબ્જમાં રાખવાથી કાંઇ પણ લાભ નથી. "

" પિતૃપિતામહની રાજધાનીનો શું ત્યાગ કરવો છે ? જો ગુર્જરોના બાહુમાં બળ હશે, તો ભિલ્લમાલ જ કાલ ઉઠીને કાન્યકુબ્જ બની જશે."

" પરંતુ ઇન્દ્રાયુધને કાન્યકુબ્જના સિંહાસન ઉપર પુનઃ બેસાડવો વૃથા છે. તેને સોવાર કાન્યકુબ્જનો અધિકાર આપીશું, તોપણ કંઈ લાભ થશે નહિ. ચક્રાયુધ જેટલીવાર કાન્યકુબ્જ ઉપર આક્રમણ કરશે, તેટલીવાર આ માણસ આત્મરક્ષાનો પ્રયત્ન કર્યા વિના પલાયન થઇ જશે."

" ત્યારે તેને કેદ કરી ચક્રાયુધનો પક્ષ લ્યો."

" પણ હવે ચક્રાયુધ ક્યાંથી મળશે ? તે હાલમાં વિજયોલ્લાસમાં ઉન્મત્ત થઇ કાન્યકુબ્જ તરફ આવે છે. ગૌડરાજ ધર્મપાળ તેની મદદમાં છે. આપણે હમેશાં તેના પિતા તથા તેની સાથે શત્રુતા દર્શાવતા આવ્યા છીએ, તેથી હવે શું તે ગુર્જરોની વાત પર વિશ્વાસ રાખી શકશે ?"

" આપનું કહેવું સત્ય છે. હમણાં ચક્રાયુધ ક્યાં છે ?"

" મારા સાંભળવા પ્રમાણે હમણાં તે પ્રતિષ્ઠાનમાં છે. વારાણસી તથા ચરણાદ્રિ ધર્મપાળના હાથમાં ગયા છે. વળી ઇન્દ્રાયુધ જ્યારે નાસી આવ્યો છે, ત્યારે આટલા દિવસમાં આખું કાન્યકુબ્જરાજ ધર્મપાળના અધિકારમાં ગયું હોવું જોઇએ."

" ઇન્દ્રાયુધે શું કહ્યું ?"

" તેણે મને પૂછ્યું કે, આપણે ક્યારે યુદ્ધમાં જઇશું."

" આપે શું કહ્યું ?"

" કંઈ જ નહિ."

" ઘણું સારું. તેને થોડા દિવસ ભિલ્લમાલમાં કેદ કરી રાખો."

" પણ યુદ્ધમાં તો જવું જ પડશે ને ?"

" આપ ગાંડા થયા છો ? એ રમણી જેવા બાયલા રાજાને માટે શા માટે આપણે વૃથા પરિશ્રમ કરવો જોઇએ ?

" પણ સત્યનો ભંગ નહિ થાય ?"

" મહારાજ, આપની બુદ્ધિ ઘણી સ્થૂલ છે. રાષ્ટ્રનીતિમાં વળી સત્ય શું અને અસત્ય શું ?"

" ત્યારે શું કરીશું ?"

" હાલ તો નિશ્ચિંત મનથી અતિથિનો સત્કાર કરો."

" બાહુક, તમારા જેવો મિથ્યાવાદી, ક્રુરસ્વભાવનો મનુષ્ય મેં કદિ પણ જોયો નથી."

"મહારાજ, આ બાહુકધવલ ન હોત તો વત્સરાજનો દિગ્વિજય થાત કે નહિ અને તેના પુત્રનું રાજ્ય પણ કદાચ ચાલત નહિ." તે હું કહી શકતો નથી.

"ખરી વાત. ચાલો, સભામાં જઇએ."

"હા, ચાલો."

"ઇન્દ્રાયુધને સાથે લઇશું?'

"ના."

"જુઓ બાહુક, ગૌડ લોકો કંઇ સાધારણ માણસ નથી. ધર્મપાળે કેવળ બે હજાર સૈનિકોની સહાયતાથી દશ હજાર સૈનિકોથી રક્ષિત વારાણુસી દુર્ગ ઉપર અધિકાર મેળવ્યો છે."

"શું ખરી વાત છે? પણ વત્સરાજના સમયમાં ગૌડવાસી ઘોડેસ્વારોને જોતાં જ પિઠને ન્હાસી જતા હતા."

"બાહુક, નાગસેન ક્યાં છે?"

"કારાગારમાં; આજ તેનો વિચાર થશે. મહારાજ, વૃદ્ધ પુરોહિતના કહેવાથી અધર્માચરણુ કરશો નહિ."

"પણ તમે હમણાં કહ્યું નહિ કે, રાષ્ટ્રનીતિમાં વળી સત્ય શું અને અસત્ય શું?"

"આ રાષ્ટ્રનીતિ નથી; પણ રાજનીતિ છે."

## પ્રકરણ ૭ મું.

### ગુર્જર—રણનીતિ.

વારાણુસી હસ્તગત થયા પછી બે દિવસે ચરણાદ્રિમાંથી સમાચાર આવ્યા કે, જયવર્દ્ધને પાંચસો સૈનિકો લઇને દુર્ગ ઉપર અધિકાર મેળવ્યો છે. તેણે દુર્ગનું રક્ષણ કરવા માટે સમ્રાટ્‌ની આગળ સૈન્યની ભિક્ષા માગી છે અને દુર્ગનું રક્ષણ કરવાની સર્વ વ્યવસ્થા થઈ ગયા પછી પ્રતિષ્ઠાન ઉપર આક્રમણ કરવાની અનુમતિ મંગાવી છે. વારાણુસીના યુદ્ધનું ફૂળ જોઈ ચરણાદ્રિ દુર્ગના પતનથી ભીષ્મદેવ વા પ્રમથસિંહ આશ્ચર્ય પામ્યા નહિ. તેમણે દૂતની જોડે જયવર્દ્ધનને કહેવડાવી મોકલાવ્યું કે, પાયદળ સૈન્ય સિવાય દુર્ગનું રક્ષણુ કરવું મુશ્કેલ છે; તેથી

પાયદળ સૈન્યની રાહ જોવામાં અઠવાડિયા સુધી થોભી જવું એજ સલામતી ભર્યું છે.

પાયદળ સૈન્ય જ્યારે વારાણસીમાં આવી પહોંચ્યું, ત્યારે કાન્યકુબ્જનું યુદ્ધ લગભગ પૂરૂં થઈ ગયું હતું. ચરણાદ્રિ દુર્ગ શત્રુઓના હસ્તમાં ગયો છે એ સાંભળી સમ્રાટ્-ઉપાધિકારી કુલાંગાર ઈન્દ્રાયુધ–પ્રતિષ્ઠાનું રક્ષણ કરવાની વ્યવસ્થા ન કરતાં રાજધાનીનો ત્યાગ કરી ન્હાસી ગયો હતો. તે જે અવસ્થામાં ગુર્જર રાજધાનીમાં આવ્યો હતો તે અમે પૂર્વે જણાવી ગયા છીએ. સમ્રાટ્ રાજ્યત્યાગ કરીને ન્હાસી ગયા છે એ સાંભળી કાન્યકુબ્જના સામંત રાજાએ અસ્ત્ર ત્યજી દઇને ચક્રાયુધને રાજધાનીમાં બોલાવ્યો. ગૌડીય સૈન્યે યુદ્ધ કર્યા વિના પ્રતિષ્ઠાન તથા કાન્યકુબ્જ ઉપર અધિકાર મેળવ્યો. ધર્મપાળ તથા ચક્રાયુધે વારાણસી, ચરણાદ્રિ તથા પ્રતિષ્ઠાનનું રક્ષણ કરવા માટે સામાન્ય સૈન્ય મૂકી બાકીનું સૈન્ય સાથે લઇને કાન્યકુબ્જ તરફ પ્રયાણ કર્યું.

ઈન્દ્રાયુધ ગુર્જરરાજ નાગભટ્ટના અતિથિ રૂપે ભિલ્લમાલ નગરમાં કાળક્ષેપ કરવા લાગ્યો, અને દરરોજ ગુર્જરરાજને ગૌડેશ્વરની વિરૂદ્ધ યુદ્ધયાત્રા કરવા માટે અનુરોધ કરવા લાગ્યો. એ પ્રમાણે એક માસ નિકળી ગયો; પરંતુ ગુર્જર રાજ્યમાં યુદ્ધ સંબંધી કંઈ પણ ઉહાપોહ થતો જણાયો નહિ. નાગભટ્ટ અને બાહુકધવલ આપણે જલદીથી જ પ્રયાણ કરીશું એમ કહી કાન્યકુબ્જરાજને આશ્વાસન આપતા હતા, પણ વાસ્તવિકરીતે એ વખતે ગૌડેશ્વરની સાથે વિવાદ કરવાની તેમની ઈચ્છા નહોતી.

કાન્યકુબ્જ રાજ્યના સામંતો વજ્રાયુધના પુત્રને યથાવિધિ રાજ્યાભિષેક કરવા સારૂ વ્યાકુળ થઈ ઉઠયા; પરંતુ સંન્યાસી વિશ્વાનંદ તથા ભીષ્મદેવની સલાહથી ધર્મપાળ તથા ચક્રાયુધે તે કબૂલ કર્યું નહિ. વજ્રાયુધના મૃત્યુ પછી ગુર્જરરાજની સહાયતાથી ઇન્દ્રાયુધ કાન્યકુબ્જના સિંહાસન ઉપર અધિકાર પ્રાપ્ત કરવાને સમર્થ થયો હતો. નાગભટ્ટના પિતા વત્સરાજે દિગ્વિજય કરવા માટે નિકળીને જ્યારે સમસ્ત ઉત્તરાપથ પોતાના અધિકારમાં લઈ લીધો હતો, ત્યારે વજ્રાયુધ તેની વિરુદ્ધમાં ઊભો થયો હતો. વત્સરાજદ્વારા પરાજિત થવા છતાં પણ તેણે તેની અધીનતાનો સ્વીકાર કર્યો નહોતો. ઘણા વખત પછી જ્યારે દક્ષિણાપથરાજ રાષ્ટ્રકૂટવંશીય ધ્રુવે વત્સરાજને પરાજિત કરી મરૂભૂમિમાં ન્હસાડી મૂક્યો હતો, ત્યારે વજ્રાયુધ પોતાના અધિકાર ઉપર પુનઃ બેઠો હતો. વજ્રાયુધની

સાથેના યુદ્ધમાં તેના ન્હાના ભાઈ ઇન્દ્રાયુધે ગુપ્ત રીતે ઘણીવાર ગુર્જર-રાજને સહાયતા કરી હતી. એ સહાયતાના બદલામાં ઇન્દ્રાયુધે વજ્રાયુધના મૃત્યુ પછી કાન્યકુબ્જનું સિંહાસન મેળવ્યું હતું. કાન્યકુબ્જવાસીઓ કહેતા કે, ગુર્જરરાજની સહાયતાથી ઇન્દ્રાયુધે ભાઈનું ખૂન કર્યું હતું. કાન્યકુબ્જના સામંતો વજ્રાયુધને અતિશય ચાહતા હતા. તેઓ દુષ્ટ, અત્યાચારી, ઇન્દ્રિયાસક્ત ઇન્દ્રાયુધને પ્રીતિની નજરે જોતા નહોતા. પ્રજા-જનો ગુર્જરરાજના ભયથી પ્રકટપણે વિદ્રોહ કરી શકતા નહોતા; પરંતુ તેઓ છાના માના ઉદાર મનના ને દયાળુ અંતઃકરણના વજ્રાયુધને માટે શોક દર્શાવતા હતા. કાન્યકુબ્જ રાજ્યના સામંતોથી લઇને સામાન્ય ખેડૂત સુધી દરેક જણ વજ્રાયુધનો પુત્ર ઉમ્મર લાયક થાય તેની રાહ જોતા હતા. જ્યારે ગૌડીય સૈન્ય સહિત ચક્રાયુધે પિતાના પ્રદેશમાં પ્રવેશ કર્યો, ત્યારે દેશમાં ઇન્દ્રાયુધના પક્ષમાં હોય એવો એક પણ મનુષ્ય નહોતો. ઇન્દ્રાયુધ ન્હાસી જવાથી મુખ્ય મુખ્ય દુર્ગના નાયકો સૈનિકોના હાથે કપાઇ ગયા, પ્રજાજનોએ વિદ્રોહી બની કર્મચારીઓને મારી નાંખ્યા, એક દિવસમાં કાન્યકુબ્જમાંથી ઇન્દ્રાયુધનો અધિકાર લોપ થઇ ગયો. વજ્રાયુધના સમય-ના પુરાતન કર્મચારી તથા સેનાનાયકો લાંબા વખત પછી પોતાના અધિકાર ઉપર પુનઃ પ્રતિષ્ઠિત થયા.

ધર્મપાળ તથા ચક્રાયુધ સ્પષ્ટ સ્હમજી શક્યા કે, ઇન્દ્રાયુધ ગુર્જર-રાજની સાથે પાછો આવશે તોપણ સહેલાઇથી રાજ્યને પોતાના અધિકાર-માં લઇ શકશે નહિ. એમ છતાં પણ તેઓ રાજધાનીમાં અભિષેકોત્સવ આરંભ કરવાને કબૂલ થયા નહિ. સંન્યાસી વિશ્વાનંદે ધર્મપાળ તથા ભીષ્મદેવને કહ્યું હતું કે, જ્યાં સુધી કાન્યકુબ્જ રાજ્યની ચોતરફના સઘળા રાજાઓ ચક્રાયુધને કાન્યકુબ્જરાજ કહી સ્વીકાર કરશે નહિ, ત્યાં સુધી યુદ્ધ પૂરૂં થશે નહિ. ધર્મપાળ દેવ સંન્યાસીના કહેવાનો ભાવાર્થ બરાબર સ્હમજ્યો હોવાથી કાન્યકુબ્જ રાજ્યના સામંતોની પ્રાર્થના સ્વીકારી શક્યો નહિં. વૃદ્ધ ભીષ્મદેવે જાણી લીધું હતું કે, ટૂંક સમય-માંજ ભીષણ યુદ્ધની તૈયારીઓ કરવી પડશે. તે યમુનાના ઉત્તર તીરે દરેક ઘાટ ઉપર ગૌડીય સેના ગોઠવી દઇ, વિમલનંદી તથા પ્રમથસિંહની મદદ-થી નવું સૈન્ય સંગ્રહ કરતો હતો. પ્રતિષ્ઠાનમાં રણસિંહ, કૌશામ્બીમાં વીરદેવ, મથુરામાં કમલસિંહ અને સ્થાણ્વીશ્વરમાં જયવર્દ્ધન ચક્રાયુધના રાજ્યની સરહદનું રક્ષણ કરતા હતા. પ્રતિષ્ઠાનથી સ્થાણ્વીશ્વર સુધી સેંકડો ક્રોશવ્યાપી સરહદની પેલી તરફ ગુર્જર રાજ્યની સરહદ શરૂ થતી હતી.

ગૌડીય સામંતરાજો જોઈ શક્યા કે, સર્વત્ર ગુર્જર સૈન્ય યુદ્ધને માટે તૈયાર થયું છે; દરેક ઘાટ ઉપર ઘોડેસ્વાર તથા પાયદળ સૈન્ય સર્વદા સશસ્ત્ર થઈને રાહ જુએ છે.

સરહદ ઉપરથી એ પ્રમાણેના સમાચાર સાંભળી ધર્મપાળ તથા ચક્રાયુધે જાણ્યું કે, વિશ્વાનંદનું કથન સત્ય હતું; હજી પણ યુદ્ધ પૂરૂં થયું નથી. ધર્મપાળે વિચાર્યું કે, ગુર્જરરાજ પોતાનું રક્ષણ કરવા માટે એ પ્રમાણેની તૈયારીઓ કરતો હશે. કદાચ ગુર્જરરાજના મનમાં એમ આવ્યું હશે કે, ઇન્દ્રાયુધને મદદ કરવા માટે ચક્રાયુધ પિતાના વૈરી ઉપર આક્રમણ કરશે. એક દિવસ ગૌડેશ્વરે મંત્રણા સભામાં પોતાના મનનો વિચાર જણાવી દઇ ભિલ્લમાલમાં દૂત મોકલવાની ઇચ્છા દર્શાવી. વિશ્વાનંદ, ભીષ્મદેવ, ચક્રાયુધ તથા વિમલનંદીએ એકમતે કહ્યું કે, દૂત મોકલવો વૃથા છે. ચક્રાયુધે જણાવ્યું કે, વિશ્વાસઘાતક ગુર્જર રાજાઓ જ્યારે યુદ્ધ કરવા માટે તૈયારીઓ કરે છે, ત્યારે લાંબો વખત આ પ્રમાણે તૈયાર થઇને રહે છે અને લાગ જોઇ યુદ્ધ ઘોષણા કર્યા વિના જ અચાનક પારકાના રાજ્ય ઉપર આક્રમણ કરે છે. ધર્મપાળે તેઓનું કહેવું ન ગણકારતાં ભિલ્લમાલમાં દૂત મોકલવાનું નક્કી કર્યું. ભીષ્મદેવના કહેવાથી તે જ દિવસે એક ઘોડેસ્વારને ગૌડમાં મહાકુમાર વાક્પાલની પાસે મોકલવામાં આવ્યો. સમ્રાટ્ વાક્પાલને નવું સૈન્ય સંગ્રહ કરવા માટે હુકમ મોકલ્યો.

એ સમયે વર્ત્તમાન પંજાબ તથા રાજપુતાના ગુર્જર જાતિના અધિકારમાં હતા. ભોજ, મત્સ્ય, અવન્તી, ગાંધાર, મદ્ર, કુરૂ, યદુ, કીર પ્રભૃતિ પ્રાચીન રાજ્ય ગુર્જર સામંતોના હાથમાં ગયા હતા. તેઓ સઘળાં ભિલ્લમાલના ગુર્જરરાજનું આધિપત્ય સ્વીકારતા હતા; પરંતુ વાસ્તવિક રીતે તેઓ સ્વાધીન રાજાઓ હતા. ગૌડેશ્વરે ગુર્જરરાજચક્રના સઘળા રાજાઓની પાસે દૂત મોકલવાનું નક્કી કર્યું. યથાસમય દૂતો વજ્રાયુધના પુત્ર ચક્રાયુધના સિંહાસનારૂઢ થવાના સમાચાર લઇને જૂદી જૂદી ગુર્જર-રાજધાની તરફ પ્રયાણ કરી ગયા.

સૌથી પ્રથમ દૂત ભિલ્લમાંથી પાછો આવ્યો. ભિલ્લમાલરાજે ગૌડેશ્વરને ગુર્જરરાજધાનીમાંથી કહેવડાવ્યું કે, વજ્રાયુધના પુત્રને પિતાનું સિંહાસન પ્રાપ્ત થયું છે તે જાણીને પોતાને અત્યંત આનંદ થયો છે, ટૂંક સમયમાં જ ગુર્જરદૂત નવીન કાન્યકુબ્જેશ્વરને નમન કરવા આવશે. શરણગતનું રક્ષણ કરવું એ રાજધર્મ છે, એટલા માટે ગુર્જરરાજ ઇન્દ્રાયુધનું રક્ષણ કરશે, પણ ઇન્દ્રાયુધનો પક્ષ લઇ કાન્યકુબ્જરાજ્ય ઉપર આક્રમણ કરવાનું અયોગ્ય

બગલું ભરશે નહિ; પરંતુ જો કદાચ ઇન્દ્રાયુધ રાજ્ય હસ્તગત કરવાનો યત્ન કરશે તો પોતે તેને કોઇપણ પ્રકારે અડચણ કરશે નહિ. ગૌડેશ્વર પોતાના રાજ્યમાં પાછા ફર્યા પછીથી ગુર્જરરાજ સાથેની તેમની પ્રીતિ તૂટી જશે નહિ.

ગુર્જરરાજચક્રની બીજી રાજધાનીઓમાંથી દૂત પાછા આવ્યા નહિ. નાગભટ્ટનો ઉત્તર સાંભળી ધર્મપાળ ગૌડમાં પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યો; પરંતુ સઘળા ગૌડીય સામંતોએ પાછા ફરવામાં વાંધો ઉઠાવ્યો.

---

## પ્રકરણ ૮ મું.

### સર્વાનંદનો ગૃહત્યાગ.

ધર્મપાળદેવ જ્યારે ચક્રાયુધના રાજ્યનું રક્ષણ કરવા માટે પ્રાણના જોખમે પ્રયત્ન કરતો હતો, ત્યારે ગૌડદેશમાં સંપૂર્ણ શાંતિ પ્રસરી રહી હતી. વૈશાખ માસ ચાલતો હતો. વરેન્દ્ર ભૂમિમાં અસહ્ય ઉકળાટ લાગતો હતો, ફળના ભારથી અસંખ્ય આમ્રશાખાઓ અવનત થઇ રહી હતી, ચોતરફ શાંતિ હતી, રાજમાર્ગ જનશૂન્ય હતો, પક્ષીઓ પણ ચૂપ થઇ ગયાં હતાં. એ સમયે ગંગાકિનારે આવેલા પાલિતક ગામમાં એક યુવક હાથમાં વાંસની બનાવેલી આંકડી લઈ ગૃહમાંથી બહાર નિકળતો હતો. યુવક ગૌરવર્ણ હતો. તેનું વય પચીશ વર્ષ કરતાં વિશેષ નહોતું. તેના કંઠમાં યજ્ઞોપવિત જોઈ અનુમાન થઇ શકતું કે, તે જાતિનો બ્રાહ્મણ છે. ગૃહ ઘાસથી ઢંકાઈ ગયું હતું, ચોતરફ માટીની ભિંતો હતી, તેના ઉપર છાણનું લેપન કરી લીધું હતું. ગૃહની ચોતરફ પુષ્પોદ્યાન હતું અને તેની આસપાસ વાંસડાની વાડ કરી લેવામાં આવી હતી; વાડની બાજૂમાં એક હારમાં તાલ તથા નારિયેળનાં વૃક્ષ ઉગેલાં હતાં.

યુવક ગૃહદ્વારમાંથી નિકળી બહાર આંગણામાં આવીને ઊભો રહ્યો, એટલામાં ગૃહમાંથી કોઇએ તેને હાંક પાડી, "અરે, બપોરની વખતે બહાર ક્યાં જાઓ છો ?"

યુવક વિરક્ત થઇ ગૃહમાં આવ્યો અને શયનગૃહના બારણામાં ઊભો રહી બોલ્યોઃ—"કેમ બોલાવ્યો વારૂ ?"

એ સમયે તેની પાછળ પગરવ સંભળાયો; યુવક પાછો ફરીને ઊભો રહ્યો. વીશ વર્ષની એક તરૂણી ઓરડામાંથી બહાર નિકળી યુવકની આગળ આવીને ઊભી રહી. તેના અધરમાં મૃદુહાસ્ય, નયનના ખૂણામાં ક્રૂર કટાક્ષ

અને ચમ્પકકલિકા સમાન ન્હાની આંગળીઓમાં વસ્ત્રનો પાલવ પકડી રાખેલો હતો. તેને જોઇ યુવકનો રોષ દૂર થયો. તેનું મુખ પ્રસન્ન થઇ ઉઠયું અને વિરક્તિને બદલે તેણે હસીને પૂછ્યું:–" કેમ બોલાવ્યો વારૂ ? "

તરૂણીએ હસતાં હસતાં ઉત્તર આપ્યો :—" આવા ખરા બપોરના સખ્ત તાપમાં આંકડી લઇને કયાં ચાલ્યા ? "

યુવકે કહ્યું :—" તારે માટે. "

" મારે માટે ? "

" હા, હા, તારે જ માટે. "

" શું હું ઝાડનું પાકેલું ફળ છું કે, તેને તોડવા માટે તમે હાથમાં આંકડી લઇને ચાલ્યા છો ? "

" અમલ, તું ખરેખર— "

" હવે રસિકતા રહેવા દો; આંકડી લઇને કયાં જતા હતા ? શું કેરી પાડવા કે ? "

" મને પૂરેપૂરૂં બોલવા દે. તું ખરેખર પૂર્ણ યૌવનના ભારથી લચી પડી છે. "

" વળી મશ્કરી કરો છો ? આજે કાંઇ ગાંડા તો થઇ ગયા નથી ? આવા સખ્ત તાપમાં કેરીઓ પાડવા નિકળ્યા છો ? "

" જો અમલ, પુષ્કરિણીના કાંઠે મ્હોટા આમ્રવૃક્ષ ઉપર બે કેરીઓ પાકી છે. તે જમીન ઉપર પડશે તો છુંદાઇ જશે. "

" ભલે છુંદાઇ જાય, પણ અત્યારે તમારાથી બહાર નહિ જવાય. "

એમ કહીને યુવતીએ યુવકનો હાથ પકડી બેસાડયો. યુવક હાથમાંની આંકડી મૂકી દઇને બેઠો. કેટલીકવાર પછી યુવતીના કર્ણમૂલ રક્તવર્ણ થઈ ઉઠયાં. તરૂણીએ લજ્જાથી નીચું જોઇને કહ્યું :—" આ પ્રમાણે શું જોયા કરો છો ? "

" તને જોઉં છું. "

" જતા રહો. "

" હું તો જતો હતો, પણ તેં જ મને પકડી રાખીને બેસાડયો. "

" હમણાં નહિ જવાય, મારી પાસે બેસવું પડશે. "

" ત્યારે શું આંખો મીંચી દઉં ? "

" આટલીવાર જોયા છતાં પણ શું તમારી જિજ્ઞાસા મટી નથી ? "

" વળી જિજ્ઞાસા તે મટતી હશે કે ? "

"વારૂ, ત્યારે જુઓ, પેટ ભરીને જોઈ લ્યો, જ્યાં સુધી ઇચ્છા હોય ત્યાંસુધી જુઓ."

એમ કહીને યુવતી ઘુંઘટ ખેંચી નીચું માથું રાખીને બેસી રહી. યુવક તૃષાતુર ચાતક પક્ષીની પેઠે તેના તરફ જોઇ રહ્યો. પરંતુ એ ભાવ લાંબો વખત ટકયો નહિ. તરૂણીના અધર ઉપર હાસ્ય જણાયું. પ્રથમ કર્ણ-મૂલ, ત્યાર પછી ગાલ અને ત્યાર પછી સમસ્ત મુખમંડળ પદ્મની પેઠે રક્ત-વર્ણ થઇ ઉઠ્યું. તરૂણી પુનઃ બોલી:—"જતા રહો."

યુવકે તેના મુખ આગળ પોતાનું મુખ લઇ જઈ કહ્યું:—"રજા મળી, ત્યારે હવે હું જાઉં કે?"

યુવતીએ તેના બન્ને હાથ પકડી લઇને કહ્યું:—"ના."

યુવકે પૂછ્યું:—"અમલ, તને શું થયું છે?"

ઉત્તર મળ્યો:—"હું મારા ભાઇને ત્યાં ગઇ હતી."

"શું જોઇ આવી?"

"ભાઇ ઘેર આવ્યા છે."

"ઠીક. પછી બધા ખુશીમાં તો છે ને?"

"હા."

"ત્યારે મને હવે રજા છે? અમલ, મને થોડીવારને માટે જવા દે. પવન વાય છે, તેથી કેરીઓ જમીન પર પડીને છુંદાઈ જશે."

"વારૂ, ત્યારે તમે તમારી કેરીઓ પાસે જાઓ."

"શું રીસ ચડી?"

"મને રીસ ચડી કે નહિ તેની સાથે તમારે શું સંબંધ છે?"

"વારૂ, ત્યારે નહિ જાઉં."

"ના, તમે જાઓ; તમારૂં મન તો પુષ્કરિણીના કિનારે છે, દેહને અહિં રોકી રાખવાથી મને શો લાભ થવાનો છે?"

"અમલ, શું થયું છે તે સ્પષ્ટપણે બોલી દે ને?"

"એક વાત કહેવી છે."

"તે કયારનો હું સમજી ગયો છું. બોલ, શું કહેવું છે?"

"પણ, પહેલાં વચન આપો કે ગુસ્સે તો નહિ થાઓ ને?"

"શું તારા ઉપર ગુસ્સે થવાની મારામાં શક્તિ છે?"

"જાઓ, બળ્યું એમ શું કરો છો? કહો, મારી વાત રાખશો?"

"કઇ વાત?"

"બોલો રાખશો ? જો રાખો તો કહું."

"જો મારાથી બની શકે એવી હશે તો અવશ્ય રાખીશ."

"તમે પુષ્કરિણી ઉપર જાઓ, મારે કંઇ કહેવું નથી.'

"વારૂ, રાખીશ."

"બોલો જોઉં, રાખશો ?"

"હમણાં તો કહ્યું કે, હા રાખીશ."

"ત્રણ વાર બોલો."

"રાખીશ, રાખીશ, રાખીશ, થયું ?"

"મને સ્પર્શ કરીને શપથ લ્યો."

"શપથ લઉં છું, પણ, સ્પર્શ કરીને શપથ લઇ શકીશ નહિ."

"રાખશો તો ખરા ને ?"

"હા, અવશ્ય રાખીશ."

"મારા ભાઈ ગૌડમાંથી આવ્યા છે."

"પછી ?"

"મારી ભાભીને માટે એ નવીન સુવર્ણ કંકણ લેતા આવ્યા છે.'

"પછી ?"

"હવે હું નહિ કહું."

"યુવકે એક ન્હાનો નિશ્વાસ નાંખીને કહ્યું:—"અમલ, હું તો એક ગરીબ છું. તારા ભાઇ દેશી વિખ્યાત પંડિત છે.—"

"અને શું મારા સ્વામી મૂર્ખ છે ?"

"મૂર્ખ નહિ અમલ! પરંતુ—"

"પરંતુ શું ? પિતાજી કહેતા હતા કે, ન્યાયશાસ્ત્રમાં તમારા જેવો પંડિત દેશમાં ભાગ્યે જ બીજો કોઈ છે."

"પરંતુ—શું કહું અમલ,—તને જોઇને હું મારી વિદ્યા વિસરી ગયો છું. ગૌતમ, કણાદ ભૂલી ગયો છું. જો હું ધારૂં તો ધન પ્રાપ્ત કરી શકું, પરંતુ—"

"વળી પરંતુ ?"

"અમલ, તું મારી સોનાની સાંકળરૂપ છે. હું સાંકળ તોડી શકીશ નહિ, તેથી હું બંધન દશામાંથી છુટો થઈ શકીશ નહિ."

"તમે મને સુવર્ણકંકણ લાવી આપવા માટે હમણાં જ શપથ લીધા છે ને ?"

"શપથ લીધા છે એ ખરૂં, પરંતુ—"

"વળી પરંતુ ?"

"અમલ, તું જરાવાર રાહ જો. હું જલદીથી પાછો આવીશ."

યુવક આંકડી હાથમાં લઇને ગૃહમાંથી બહાર નિકળ્યો. યુવતી આનંદિત ચિત્તે ગૃહકાર્યમાં લાગી.

સર્વાનંદ ભટ્ટાચાર્ય ન્યાયશાસ્ત્રમાં સુપંડિત હતો; તે પાલિતક ગામમાં અભ્યાસ કરવા સારૂ આવ્યો હતો. ઉંચકૂળના તીક્ષ્ણબુદ્ધિશાળી સર્વાનંદને આચાર્યે પોતાની કન્યા આપી પોતાના ગામમાં રાખ્યો હતો. પદ્મભમ્મારાજ જયવર્દ્ધને તેને કેટલીક જમીન દાનમાં આપી હતી, તેનાથી જ સર્વાનંદનો નિર્વાહ ચાલતો હતો. તે ધન મેળવવા માટે અન્ય કંઇ પ્રયત્ન કરતો નહોતો. તેથી અમલાદેવીએ માગેલાં સુવર્ણકંકણ લાવી આપવાની તેનામાં શક્તિ નહોતી. બ્રાહ્મણે ધીરે ધીરે પુષ્કરિણી કિનારે આવી વૃક્ષ ઉપરથી બે કેરીઓ પાડી અને પુનઃ ધીમે પગલે ગૃહ તરફ પાછો ફર્યો. શપથ ભાંગશે એ બ્હીકે તથા અસહ્ય વિરહવ્યથાના ભયથી પત્નીવત્સલ બ્રાહ્મણ વ્યાકુળ થઇ ઉઠયો હતો. તેણે ગૃહ તરફનો માર્ગ ન લેતાં ગામની સીમા ઉપર આવેલા જંગલનો માર્ગ લીધો હતો.

તે દિવસે પાલિતક ગામની સીમા ઉપર એક લશ્કરી છાવણીનો પડાવ પડયો હતો. ગંગાકિનારે આમ્રવૃક્ષની છાયામાં તંબુઓની પાસે કેટલાક સૈનિકો બેઠા હતા. તેઓની વાતચિત તથા મ્હોટેથી હસવાના સ્વરથી સર્વાનંદને ભાન આવ્યું. બ્રાહ્મણે ચમકીને જોયું કે, તે ઉંધે રસ્તે આવ્યો છે. તંબૂ તથા સૈનિકોને જોઇ સર્વાનંદના મનમાં ઘણું જ કૌતૂહલ ઉત્પન્ન થયું. તેણે એક સૈનિકને પૂછયું:—"તમે કયાં જશો ?"

સૈનિકોએ એકી સાથે ઉત્તર આપ્યો:—"કાન્યકુબ્જમાં."

ત્યારે સર્વાનંદના સ્હમજવામાં આવ્યું કે, ગૌડેશ્વર સત્યનું રક્ષણ કરવા સારૂ કાન્યકુબ્જમાં યુદ્ધ કરવા ગયા છે. તે ધીમે ધીમે ગૃહ તરફ પાછો ફર્યો.

બપોર પછી અમલાદેવી રાંધવાની તૈયારી કરતી હતી, એટલામાં સર્વાનંદે ગૃહમાં આવી હાંક પાડી:—"અમલ, તું કયાં છે ?"

અમલાદેવીએ સહાસ્યવદને ઉત્તર આપ્યો:—"હું રસોડામાં છું."

"જરા બહાર આવ."

પત્ની રસોડામાંથી બહાર નિકળી પતિની સ્હામે આવીને ઊભી રહી.

સર્વાનંદે કહ્યું:—"અમલ, આજે તારે મારી એક વાત રાખવી પડશે."

"અમલ, તું અલંકારની વાત ભૂલી જા. હું દરિદ્ર છું. તને અલંકાર આણી આપવા જતાં મારે ગામ ત્યજીને જવું પડશે. અમલ, એ કષ્ટ

મારે માટે અસહ્ય છે. મારાથી તને ત્યજીને જવાશે નહિ. તને શંખના કંકણુ જેવા સુંદર શોભે છે, તેવાં હીરા કે મણિમુક્તાખચિત અલંકાર પણ શોભશે નહિ. અમલ, તું મને શપથમાંથી મુક્ત કર. આ જો, તારે માટે હું બે કેરીઓ લઇ આવ્યો છું."

સર્વાનંદની વાત સાંભળી અમલાદેવીના હસતા મુખ ઉપર એકદમ ખિન્નતા પ્રસરી ગઈ. તેણે બન્ને કેરીઓ લીધી ખરી; પરંતુ તરત જ ગૃહના ખૂણામાં નાંખી દીધી અને સર્વાનંદની વાતનો ઉત્તર આપ્યા વિના પુનઃ રસોડામાં જતી રહી. સર્વાનંદ કેટલીકવાર સુધી સ્તબ્ધ થઇને ઊભો રહ્યો. ત્યાર પછી પુનઃ હાંક પાડીઃ—"અમલ!" ઉત્તર ન મળ્યો.

સર્વાનંદ ધીરે ધીરે ગૃહમાંથી બહાર નિકળી ગંગાકિનારે પડેલી લશ્કરી છાવણી તરફ ચાલ્યો.

## પ્રકરણ ૯ મું.

### ગુર્જર યુદ્ધ.

ગુર્જરરાજ તરફથી દૂત આવ્યા પછી ધર્મપાળે ગૌડ તરફ પ્રયાણ કર્યું. ભીષ્મદેવ તથા વિશ્વાનંદ ઇચ્છા ન હોવા છતાં પણ તેની સાથે ચાલ્યા. ગૌડેશ્વર સૈન્ય સહિત પ્રતિષ્ઠાન તરફ આવવા લાગ્યા. એક દિવસ માર્ગમાં સંધ્યા સમયે ગંગા કિનારે મુકામ નાંખવામાં આવ્યો હતો; ચોતરફ ન્હાના ન્હાના તંબૂ ઠોકી દીધા હતા, તેની વચ્ચો વચ્ચ સુવર્ણકળશથી શોભાયમાન વિચિત્ર પટ્ટવાસ જણાતો હતો, તે જ ગૌડેશ્વરનો તંબૂ હતો. સ્હાંજની વખતે ગ્રીષ્મઋતુના ઉકળાટથી વ્યાકુળ થઈ રહેલો ધર્મપાળ સામંતોની સાથે શિબિરના બહારના ભાગમાં બેઠો હતો. ચોતરફ ગૌડીય સૈનિકો રસોઇ કરતા હતા. ગંગાકિનારે ક્રોશવ્યાપી વિશાળ છાવણી ધુમાડાથી આચ્છાદિત થઇ ગઈ હતી. એ સમયે છાવણીની પશ્ચિમ તરફના ચોકીદારોએ અશ્વનાં પગલાંનો અવાજ સાંભળ્યો, તરત જ એક ઘોડેસ્વાર ઘણી ઝડપે આવી તેઓની આગળ ઊભો રહ્યો. ઘોડેસ્વાર નીચે ઉતરતાં જ ઘોડો પડી ગયો. આવનારે રૂંધાયેલા શ્વાસે પૂછ્યું:—"મહારાજ ક્યાં છે?"

એક ચોકીદારે પૂછ્યું:—"તમે કોણ છો અને ક્યાંથી આવો છો?"

આવનારે વ્યાકુળ થઇ કહ્યું:—"હું કાન્યકુબ્જરાજનો દૂત છું, ભયંકર વિપદ્ આવી પડી છે. મને સત્વર સમ્રાટ્‌ની પાસે લઈ જાઓ."

ચોકીદારોમાંથી એક જણ આવનારને સાથે લઇ સમ્રાટ્‌ના શિબિર તરફ ચાલ્યો. માર્ગમાં તેણે આવનારને પૂછ્યું :—" કેમ, સમાચાર શા છે ?"

આવનાર બોલ્યો :—" સમાચાર અતિ મહત્વના છે. ગુર્જરોએ ત્રણ દિશા તરફથી સીમા ઉપર આક્રમણ કર્યું છે. આપણી સેના ધીમે ધીમે પાછળ હઠે છે. મહારાજે એટલા સારૂ ગૌડેશ્વરને સમાચાર કહેવા મને મોકલ્યો છે."

સમ્રાટ્‌ના શિબિરની પાસે બેસી ભીષ્મદેવ તથા પ્રમથસિંહ ભવિષ્યના ગુર્જરયુદ્ધની કલ્પના કરતા હતા. ભીષ્મદેવ કહેતો હતોઃ—" આપણને ટૂંક સમયમાં પાછા ફરવું પડશે, સઘળું સૈન્ય ગૌડથી યમુના તીર સુધી સેંકડો કોશનો માર્ગ કાપીને મરી જશે. "

પ્રમથસિંહ બોલ્યોઃ—" શું ખરેખર પુનઃ યુદ્ધ શરૂ થશે ? "

ભીષ્મદેવે કહ્યું:—" હા. કદાચ આપણે ગૌડમાં પાછા ફરીશું તે પહેલાં જ ગુર્જરો કાન્યકુબ્જ લઇ લેવા સારૂ તૈયાર થશે. "

" ત્યારે આપ મહારાજને દેશમાં શા માટે પાછા ફરવા દો છો ? "

" હું તો દેશમાં પાછો ફરવા ઇચ્છતો નથી; સંન્યાસી વિશ્વાનંદ તથા મેં ઘણી આપત્તિ નાંખી; પરંતુ તમે લોકોએ ક્યાં માન્યું ? જો મેં વધારે આપત્તિ નાંખી હોત, તો ગૌડીય સેના વિદ્રોહી થાત. બીજી પણ એક વાત મારા મનમાં આવી છે, તે હું તને પછીથી કહીશ. "

જયવર્દ્ધન અત્યાર સુધી રણસિંહ તથા ધર્મપાળદેવની સાથે દ્યૂત રમતો હતો, તે આ વખતે બોલી ઉઠયોઃ—" ભીષ્મદેવ, હમણાં કદાચ ગુર્જર સૈન્ય આવી પહોંચે, તોપણ સમ્રાટ્‌ને ગૌડમાં પાછું ફરવું પડશે. શું તમે સ્હમજી શકતા નથી કે, સમ્રાટ્ વિવાહ કર્યા વિના હવે યુદ્ધ કરી શકશે નહિ ? "

ધર્મપાળ લજ્જાથી નીચું જોઇ ગયો. ભીષ્મદેવે મૃદુ હાસ્ય કરીને કહ્યું:—" જો પ્રમથ, આ વારેન્દ્રવાસીઓ ઘણા જ ખરાબ હોય છે. "

જયવર્દ્ધને જરા પણ શરમાયા વિના કહ્યું :—" પ્રમથદેવ, મારૂં કહેવું ખોટું નથી. સમ્રાટે કાન્યકુબ્જમાં પ્રવેશ કરી મને કહ્યું હતું કે, આપણે પાછા ફરતી વખતે રાઢમાં કેટલાંક જોવા લાયક સ્થળો જોતા જઇશું. મેં કહ્યું, મહારાજ, ગોકર્ણ જોઇશું એટલે સઘળાં તીર્થ જોયાનું ફળ થશે. પણ મહારાજે એનો કંઇ પણ ઉત્તર ન આપ્યો તેથી હું સ્હમજ્યો કે, ગૌડેશ્વરના અંતઃપુરમાં સત્વર મહાદેવીની પધરામણી થશે ? "

ધર્મપાળ લજ્જાથી શિબિરમાં જતો રહ્યો. એ સમયે છાવણીના પશ્ચિમ ભાગ તરફથી રાજદૂત તથા પ્રતીહાર સમ્રાટ્‌ના શિબિર આગળ આવી પહોંચ્યા. ભીષ્મદેવે દૂતને જોઈ વિસ્મિત થઈ પૂછ્યું :—" તું કોણ છે ? "

દૂતે ભીષ્મદેવને નમન કરી નિવેદન કર્યું—“પ્રભુ, હું કાન્યકુબ્જરાજ મહારાજાધિરાજ ચક્રાયુધ પાસેથી ગૌડેશ્વરની આગળ આવ્યો છું. મ્હોટી વિપદ્ આવી છે; ભોજ, મત્સ્ય, મદ્ર, કુરૂ, યદુ, યવન, અવન્તી, ગાન્ધાર તથા કીરદેશના ગુર્જર રાજાઓ નાગભટ્ટની આજ્ઞાથી યુદ્ધઘોષણા કર્યા વિના જ કાન્યકુબ્જ ઉપર ચઢી આવ્યા છે. એક જ સમયે સેંકડો સ્થળેથી ગુર્જરોએ યમુનાતીર ઉપર આક્રમણ કરેલું હોવાથી અમારૂં સૈન્ય પરાજિત થઇને પાછળ હઠયું છે. મહારાજાધિરાજ પશ્ચિમ તથા દક્ષિણ પ્રાંતની સેના એકત્ર કરીને કાન્યકુબ્જમાં આવે છે. તેમણે ગૌડેશ્વરની આગળ મને નિવેદન કરવાની આજ્ઞા કરી છે કે, તે સત્વર સૈન્ય સહિત રાજધાનીમાં ઘેરાઈ જશે અને આશા રાખે છે કે, ગૌડેશ્વર જલદીથી તેમની મદદે આવી પહોંચશે.”

ભીષ્મદેવ દૂતની વાત સાંભળી ઊભો થયો, તે જોઈ સઘળા સામંતો પણ ઊભા થયા. પ્રમથસિંહે શિબિરના દ્વારમાં ઊભા રહીને ઉંચા સ્વરે હાંક પાડી:—“ મહારાજ, સત્વર બહાર પધારો. ”

ધર્મપાળ તરત જ શિબિરમાંથી બહાર આવ્યો. ભીષ્મદેવ તથા પ્રમથસિંહે કહ્યું:—“ મહારાજ, ચક્રાયુધે દૂત મોકલ્યો છે; યુદ્ધ શરૂ થયું છે; ગુર્જરોએ યુદ્ધઘોષણા કર્યા વિના જ કાન્યકુબ્જરાજ્ય ઉપર આક્રમણ કર્યું છે. ”

તેમની વાત સાંભળી ધર્મપાળનું મુખ શોકાતુર થઇ ગયું. તેણે કેટલીકવાર પછી આત્મસંવરણ કરી કહ્યું:—“ બહુ સારૂં. પિતા ભીષ્મદેવ, આપનું કહેવું ખરૂં પડયું. ગૌડીય સામંતો, ગૌડીય સેનાને ગૌડમાં પાછા ફરવાની હજી વાર છે. તમે સૌ તૈયાર થાઓ; કાલ પ્રભાતમાં જ કાન્યકુબ્જ પ્રતિ આપણે પ્રયાણ કરીશું. ”

ભીષ્મદેવે કહ્યું:—“ મહારાજ, કાન્યકુબ્જમાં પાછા ફરવાની સાથે સાથે બીજી પણ કેટલીક વ્યવસ્થા કરવી પડશે. હમણાં ઉદ્ધવઘોસ પ્રતિષ્ઠાનદુર્ગમાં છે. તેને નવા યુદ્ધની ખબર જણાવવી પડશે તથા ગૌડમાં મહાકુમાર વાક્પાલની પાસે જલદીથી નવું સૈન્ય મોકલી આપવા માટે દૂત મોકલવો પડશે. ”

પ્રમથસિંહે કહ્યું:—“ કૌશામ્બીથી સ્થાણ્વીશ્વર સુધી વિશાળ સરહદના સઘળા સ્થાનમાં યુદ્ધ થશે. ગૌડીય સેનાના ભાગ કરી નાંખીયે તો કેમ વારૂ ? ”

ભીષ્મદેવે ઉત્તર આપ્યો:—“ પ્રમથ, હજી તું બાળક છે. તું ગુર્જરોની રણનીતિ જાણતો નથી. ગુર્જર યુદ્ધ સીમામાં નહિ થાય. *અંતર્વેદીમાંનાં

* અંતર્વેદી=દોઆબ, બે નદીઓ વચ્ચેનો પ્રદેશ.

તીડનાં ટોળાંની પેઠે ગુર્જર સેના આપણને ઘેરી લેવાનો યત્ન કરશે. જો આપણે તેઓનો વ્યૂહ ભેદી શકીશું તો જ દેશમાં પાછા ફરીશું; નહિ તો હજારો ગૌડીય સૈનિકોમાંથી એક જણ પણ ગૌડમાં પાછો ફરશે નહિ."

ધર્મપાળે કહ્યું:—"પિતા, કાન્યકુબ્જરાજના દૂતને પાછો ફરી જવાનું કહી દઉં ?"

ભીષ્મદેવે કહ્યું:—"મહારાજ, દૂતને પાછા જવાની જરૂર નથી, કેમકે એથી ગુર્જરો ગુપ્તચરના મુખે આપણા આવવાના સમાચાર જાણી જશે."

ધર્મપાળે કહ્યું:—"બહુ સારૂં. દૂત, તું વિશ્રામ કર. કાલે પ્રભાતમાં અમે સઘળા કાન્યકુબ્જ તરફ યાત્રા કરીશું."

રજનીના પ્રથમ પ્રહરે સમ્રાટ્‌ના શિબિરની આગળ ઉભા રહી જયવર્દ્ધને કમલસિંહને કહ્યું:—"કમલ, તારી બ્હેનના વિવાહને હજી પણ વિલમ્બ હોય એમ જણાય છે. ધર્મપાળ ઉતાવળ કરે તેથી શું થશે ? વિધાતા હજી કલ્યાણીના વિવાહ માટે ઉતાવળી થઈ નથી.

કમલસિંહ શોકાતુર મુખે બોલ્યો:—"જયવર્દ્ધન, કલ્યાણી ઘણી જ અભાગિની જણાય છે. મહારાજ કલ્યાણીને ઘણીજ પ્રીતિની નજરે નિહાળે છે. મેં ઉદ્ધવના મ્હોંયેથી સાંભળ્યું છે કે, કલ્યાણીએ પણ મહારાજને જ પસંદ કર્યા છે."

પ્રમથસિંહ બોલ્યો:—"મહારાજે ગોકર્ણમાં મન ગુમાવી આવ્યા છે, એમાં કાંઈ પણ સંદેહ નથી. મેં જ્યારે ગોકર્ણમાં તીર્થદર્શન કરવાની વાત કાઢી હતી, ત્યારે મહારાજનું મ્હોં લાલ થઈ ઉઠ્યું હતું, તે જોયું હતું કે ?"

"હા, જોયું હતું."

"પ્રેમનું બીજું પણ એક લક્ષણ જોયું હતું ?"

"ના, શું ?"

"શું તું આંધળો છે ? જ્યારે કાન્યકુબ્જનો દૂત આવ્યો ત્યારે મહારાજ તંબૂમાં હતા. તે જ્યારે બહાર નિકળ્યા અને પ્રમથસિંહ તથા ભીષ્મદેવે જ્યારે ગુર્જર યુદ્ધની વાત જણાવી, ત્યારે ધર્મપાળનું મુખ જોયું હતું?"

"ના."

"એ વખતે મિલનમાં વિઘ્ન આવી પડેલું જોઇ એ નવીન વિરહીનું મુખ પીળું પડી ગયું હતું."

## પ્રકરણ ૯ મું.

---

### હજી કેટલા દિવસ ?

સંધ્યા થઈ ગઇ તોપણ હજી સુધી સર્વાનંદ આવ્યો નહિ. એથી અમલાદેવીના મનમાં ઘણી ચિન્તા થવા લાગી. સર્વાનંદ કદિ પણ આટલી બધી વાર ગૃહની બહાર રહેતો નહિ; તે ઘડિયે ઘડિયે ગૃહમાં આવી અમલાને જોઇ જતો. તે જ સર્વાનંદ જ્યારે રાત્રિના પ્રથમ પ્રહર સુધી પણ ગૃહમાં આવ્યો નહિ; ત્યારે અમલાદેવી હાથમાં દીવો લઇ તેને શોધવા સારૂ બહાર નિકળી. એકલી સ્વામીના મિત્રોના ઘેર ઘેર તપાસ કરી આવી, અંતે અમલા પોતાના ભાઈના ઘેર ગઇ. અંધારી રાતે હાથમાં દીવો લઇને અમલાને એકલી આવેલી જોઈ તેની ભાભીને ઘણું જ આશ્ચર્ય થયું. અમલાદેવીનો ભાઈ સૂઇ રહ્યો હતો. તે ગભરાઇને બહાર આવ્યો. તેના બોલાવ્યાથી બે ચાર પાડોશીઓ પથારીમાંથી ઊઠીને બહાર આવ્યા. સ્હાંજ પછી કોઇએ સર્વાનંદને જોયો નહોતો. અંધારી રાત્રે ચોતરફ સર્વાનંદની શોધખોળ કરી; પરંતુ સર્વાનંદનો પત્તો ન મળ્યો. અમલા કુટીરનાં દ્વાર બંધ કરી અશ્રુપૂર્ણ નયને ભાઈની સાથે પિયરમાં આવી.

કેટલાક દિવસ પછી અમલાદેવીના ભાઇ વરાહરાત ભટ્ટને રાજધાનીમાં બોલાવવામાં આવ્યો. તેના પિતા વિશ્વરાત ભટ્ટે ન્યાયશાસ્ત્ર શિખવવાને માટે જગદ્વિખ્યાત યશ પ્રાપ્ત કર્યો હતો. ગૌડેશ્વરનો પ્રધાન સચિવ ગર્ગદેવ ઘણી વિનંતિ કર્યા છતાં પણ તેને રાજધાનીમાં રાખી શક્યો નહોતો. વિશ્વરાતના મૃત્યુ પછી વરાહરાતને ક્રિયા કર્મ કરાવવા સારૂ વારંવાર ગૌડમાં જવું પડતું. તે થોડાજ દિવસમાં ગર્ગદેવનો પ્રિયપાત્ર થઈ પડયો હતો. ગોપાળદેવના રાજ્ય કાળમાં ગૌડ મગધમાં સામ્રાજ્ય સ્થપાયાથી ઘણી નવી જગ્યાઓનો જન્મ થયો હતો. ગર્ગદેવ વરાહરાતને એકાદ અધિકાર લેવા સારૂ ઘણા દિવસથી આગ્રહ કરતો હતો. મૂર્ખ, અજ્ઞાન પુરૂષોત્તમને બદલે વરાહરાત ભટ્ટને પુરોહિતના પદ ઉપર નિમવાની તેની ઇચ્છા હતી; પરંતુ રાણી દેદ્દદેવી કોઇ પણ પ્રકારે કુલ પુરોહિતને ત્યજી દેવા કબૂલ ન થવાથી ગર્ગદેવને પોતાની ઇચ્છાનો ત્યાગ કરવો પડયો હતો. એટલામાં મહાક્ષપટલિકનું પદ ખાલી પડવાથી ગર્ગદેવે વરાહરાતને રાજધાનીમાં બોલાવ્યો. પ્રધાન અમાત્યના આગ્રહથી વરાહરાત ભટ્ટ રાજપદ ગ્રહણ કરી કુટુમ્બ સહિત ગૌડમાં આવ્યો. દુઃખિની અમલા પણ

પિયર તથા સાસરાનો ત્યાગ કરીને ભાઈની સાથે રાજધાનીમાં આવી. સુચતુર, પરિશ્રમી, અધ્યવસાયશીલ, કાર્યકુશળ ભદ્રપુત્ર ટૂંક સમયમાં રાજ્યનો એક મુખ્ય માણસ થઇ પડયો. કેટલાક દિવસ પછી ગર્ગદેવે તેને વર્દ્ધમાન ભુક્તિના ધર્માધિકારીની જગ્યા આપી રાઢદેશમાં મોકલ્યો. વરાહરાત રાઢ દેશમાં આવી ઢેક્કરીય નગરમાં રહેવા લાગ્યો. અમલાદેવી પણ ભાઇની સાથે રાઢમાં આવી.

કાન્યકુબ્જમાંથી ધર્મપાળના વિજય યાત્રાના વર્તમાન ગૌડ રાજ્યમાં આવી પહોંચ્યા. ઘણા નવીન ગૌડીય સૈનિકોને કાન્યકુબ્જમાં મોકલવામાં આવ્યા. રાઢ દેશમાંથી જેઓ કાન્યકુબ્જમાં જતા, તેઓને વરાહરાત સર્વાનંદની શોધ કરવા માટે વિનંતી કરતો, તથાપિ સર્વાનંદનો કંઈ પત્તો મળ્યો નહિ. કેટલાક વખત પછી એવા સમાચાર આવ્યા કે, ગુર્જરોએ કાન્યકુબ્જ રાજ્ય ઉપર આક્રમણ કર્યું છે, તેથી ગુર્જરોની સાથેના યુદ્ધમાં ઘણા સૈનિકોની જરૂર છે. સૈન્ય એકત્ર કરવાના પ્રયાસ ચાલી રહ્યા છે અને વિના વિલંબે મહાકુમાર વાકૂપાલ એક લાખ સૈનિકો લઇને કાન્યકુબ્જમાં જશે. એ સાંભળી વરાહરાત ભટ્ટે મધ્ય દેશમાં સર્વાનંદની શોધ કરવા માટે રાજપુત્રને વિનંતિ કરવા ગર્ગદેવને પત્ર લખ્યો. મહા મંત્રીના આગ્રહથી વાકૂપાલ સર્વાનંદની શોધ કરવા માટે કબૂલ થયો. વર્ષાૠતુ પછી વાકૂપાલદેવે કાન્યકુબ્જ તરફ પ્રયાણ કર્યું.

એક દિવસ બપોર પછી ઢેક્કરીય નગરના એક મકાનમાં એક મલિન વેશવાળી યુવતી નારાયણની સ્હાંજની પૂજા કરવાની તૈયારી કરતી હતી, બીજી એક યુવતી મકાનના આંગણા આગળ કેડમાં બાળકને તેડી પ્રથમ યુવતીની સાથે વાતચિત કરતી હતી.

બીજી યુવતી બોલી:—"અમલા બ્હેન, આટલા બધા નોકરો હોવા છતાં પણ તમે જાતે મહેનત કરીને શા માટે શરીર સૂકવી નાંખો છો વારૂ?"

પ્રથમ યુવતીએ કોડીયામાં ઘી પૂરતાં પૂરતાં ઉત્તર આપ્યો:—"શું કરૂં ભાભીજી, કામ કરવાથી જરા ઠીક લાગે છે. જો કદાચ એકલી બેસી રહી હોત તો આટલા દિવસમાં ક્યારનીએ હું ગાંડી થઇ ગઈ હોત."

બીજી યુવતી બોલી:—"તમે ઘણી ચિન્તા ન કરો, એ ક્યાં જવાના છે? તેમનું મન અહિંયાં જ ચોંટેલું છે. તેઓ એક દિવસ અવશ્ય પાછા આવશે."

પ્રથમ યુવતીએ કહ્યું:—"ભાભીજી, એ પ્રમાણે જોતાં જોતાં એક વરસ જતું રહ્યું, પણ એ તો ન આવ્યા! એક ક્ષણમાં જગત્

જેમને અંધકારરૂપ જણાતું, તે આટલા દિવસ સુધી મને જોયા વિના કેવી રીતે રહી શકે વારૂ? શું તેઓ હવે આ જગતમાં હશે? જો હોત તો અવસ્ય ક્યારનાએ આવ્યા હોત. ભાભીજી, મારે લીધે તો તેઓ પરદેશમાં જતા નહોતા; કેમકે પછી તે મને જોઇ ન શકે. આ હતભાગિનીને લીધે જ તેમને એ ન્હાની ઝુંપડી એટલી બધી મધુર લાગતી હતી. તેઓ મારા વિના આટલા બધા દિવસ કેવી રીતે રહી શકે? તે હવે હયાત જ નથી. તમે મને વ્યર્થ આશા આપ્યા કરો છો. જો તેઓ હયાત હોત તો આટલા દિવસમાં અવશ્ય એક દિવસ આવી અમલ કહીને ઝુંપડીના દ્વાર આગળ ઊભા રહેત." એટલું કહેતામાં તેનો કંઠ રૂંધાઈ જવા લાગ્યો. બીજી યુવતીના ચક્ષુમાં પણ એક બે અશ્રુબિન્દુ જણાયાં; પરંતુ તેણે યુક્તિથી લુગડા વતી અશ્રુ લુછી નાંખ્યાં અને પોતાની નણંદ પાસે આવી તેનાં અશ્રુ લુછતાં કહ્યું:–"છિઃ બ્હેન, રૂવો નહિ. તેમનું અમંગળ ઇચ્છિશો નહિ. હોય, પુરૂષ છે. તેઓ ઘણા દિવસથી ઘરમાં બેસી રહ્યા હતા, તેથી કદાચ ધન કમાવવા સારૂ વિદેશમાં ગયા હશે."

ભાભીની વાત સાંભળી અમલાદેવીને જૂની વાત સાંભરી આવી. હવે અશ્રુપ્રવાહ અટક્યો નહિ. તે ગદગદિત અવાજે બોલી:—"ભાભીજી, મેં મારા હાથે જ મારો સર્વનાશ કર્યો છે; તેઓ પોતાની ઇચ્છાથી પરદેશમાં ગયા નથી, તેમને દેશત્યાગ કરાવનાર મૂળ કારણ હું પોતે જ છું." એટલું કહેતામાં તેનો કંઠ રૂંધાઈ ગયો.

અમલાદેવીની ભાભીએ નણંદને શાંત કરવા માટે કહ્યું:—"બહેન, એમાં તમારો શું દોષ વારૂ?" પરંતુ તેના કહેવાથી વિપરીત ફળ આવ્યું.

અમલાદેવી આકુળ થઇને બોલી ઉઠીઃ—"એ વાત ન કહેશો. મેં પોતે જ મારો સર્વનાશ કર્યો છે. તેઓ આ હતભાગિનીને ત્યજીને જવા ઇચ્છતા નહોતા; પરંતુ મેં જ તેમને ગૃહત્યાગી કર્યા છે. ભાભીજી, હું એ દેવતાને ઓળખી શકી નહિ, તે કોણ છે તે સમજી શકી નહિ, તેથી જ મારો આ પ્રમાણે સર્વનાશ થયો છે. મેં મારી ઇચ્છાપૂર્વક સિંહાસન ઉપરથી દેવતાને નીચે ઉતારી પાડયા છે; હવે મારા એ પાપનું મને પ્રાયશ્ચિત થાય છે. શું હવે એ દેવતા પાછા ફરશે? શું તેઓ હવે પાછા આવશે? શું હવે કદિપણ ઝુંપડીના દ્વાર આગળ ઊભા રહી અમલા કહીને મને બોલાવશે? તેમનાં બન્ને ચંચળ નયનો મને શોધવા સારૂ ઘરના ખૂણામાં આમ તેમ ફરશે?"

નણંદ તથા ભોજાઈ મકાન આગળ બેસીને ચુપકીથી આંસુ પાડવા લાગી. અમલાના ભાઇનો ન્હાનો પુત્ર પૂજાની સામગ્રી લઇ ચોતરફ વેરવા

લાગ્યો. બન્નેમાંથી કોઇનું પણ તેના તરફ ધ્યાન ગયું નહોતું. સાંજ પડવા આવી, ઘેરે ઘેર દીવા સળગી ઉઠયા, ઠેકરી ગામમાં ઘેરે ઘેર સંધ્યા આરતિનો મંગલધ્વનિ થવા લાગ્યો ત્યારે અમલાદેવીને ભાન આવ્યું. તે લુગડા વતી અશ્રુ લુછી નાંખી પૂજાની સામગ્રી તૈયાર કરતી હતી. એટલામાં કોઇએ બૂમ પાડી. તેની ભાભી સ્તબ્ધ થઇને ઊભી રહી. તેમની અવસ્થા જોઇને બૂમ પાડનારે દૂરથી કહ્યું:—" અમલા, બ્હીશ નહિ, હું છું."

અમલાદેવીએ એક લાંબો નિશ્વાસ નાંખતાં કહ્યું:—" કોણ ? ભાઇ ?"

ઉત્તર મળ્યો:—" હા."

" અમને તમારો સ્વર ઓળખી ન શકવાથી ઘણી બ્હીક લાગી હતી. ઘેર આવતાં આટલી રાત કેમ થઇ ? "

" ગૌડમાંથી ઘણા માઠા સમાચાર આવ્યા છે, તેથી કામ પૂરૂં કરી પાછા આવતાં આટલું મોડું થયું."

" શું સમાચાર આવ્યા છે, ભાઇ ? શું ત્યારે તેઓ નથી ? "

" ના અમલા, એ વાત નથી. આપણું નવું સૈન્ય જઇ પહોંચતાં પહેલાં જ મહારાજાધિરાજ ગુર્જરો દ્વારા પરાજિત થયા છે. તેમણે કાન્યકુબ્જ ઉપર અધિકાર મેળવ્યો છે."

અમલાદેવીએ એક લાંબો નિશ્વાસ નાંખી કહ્યું:—" ઓહ."

ભાઇ, ભગિની તથા ભોજાઇ ચુપચુપ મકાનમાં ગયાં.

# ચતુર્થ ખંડ.

## પ્રકરણ ૧ લું.

### ખોરાકની શોધમાં.

ધર્મપાળદેવ સૈન્ય સહિત કાન્યકુબ્જ તરફ પાછો ફર્યો. બે ત્રણ દિવસનો માર્ગ કાપતાં જ તેઓને ગુર્જર રણનીતિનો વિશેષ પરિચય થયો. તેઓ જેમ જેમ કાન્યકુબ્જ તરફ આગળ વધતા ગયા, તેમ તેમ તેઓને જણાયું કે, દેશ વેરાન થઇ ગયો છે, ગામ તથા નગરો અગ્નિથી નાશ પામી ગયાં છે, ખેતરોમાં વાવેલું અનાજ હાથી તથા અશ્વોના પગથી ખુંદાઇ ગયું છે. બે ત્રણ દિવસ પછી સૈનિકો તથા ભાર ઉંચકનારા પશુઓને ખોરાક મેળવવાની ઘણી મુશ્કેલી થઇ પડી. ભીષ્મદેવને ઘણી ફીકર થઇ. ગૌડીય સેના ધીમે ધીમે આગળ વધવા લાગી. ઘોડેસ્વાર સૈન્ય લઇને જયવર્દ્ધન, વિમલનંદી, કમલસિંહ વગેરે નાયકો દરરોજ પ્રભાતમાં ઘણે દૂર ખોરાક મેળવવા સારૂ જતા. તેઓ જોઇ શકતા કે, ગુર્જર ઘોડેસ્વારોએ ગ્રામવાસીઓને મારી નાંખ્યા છે, ગ્રામ અથવા નગરમાં આગ લગાડી છે તથા ખોરાકને લગતો સઘળો સરંજામ તેઓ લૂટી ગયા છે. જો તેઓ ખોરાક એકઠો કરત નહિ, તો ગુર્જરો તેઓને હેરાન કરત નહિ; પરંતુ જો કદાચિત ખોરાક મેળવી શકત તો શકુનિની માફક હજારો ગુર્જર ઘોડેસ્વારો આવી તેઓને ચોતરફથી ઘેરી લેત. ઘણીવાર આત્મરક્ષા કરવા સારૂ ગૌડીય સેનાનાયકોને મેળવેલો ખોરાક નાંખી દઇને જતા રહેવું પડતું. ગૌડીય સૈન્યમાં દિવસે દિવસે ઘોડેસ્વારની સંખ્યા ઓછી થવા લાગી, જો કે એવા યુદ્ધમાં તો ઘોડેસ્વાર સૈન્યની જ જરૂર હતી, પાયદળ સૈન્ય બિલકુલ નિરૂપયોગી હતું. એ પ્રમાણે કોઇ દિવસ અડધો આહાર કરી, કોઈ દિવસ વળી બિલકુલ આહાર કર્યા વિના માર્ગ કાપી ગૌડેશ્વર દશમે દિવસે કાન્યકુબ્જ નગરમાં આવી પહોંચ્યા. ગુર્જર નાયકોએ તેને વિના અડચણે નગરમાં પ્રવેશ કરવા દીધો. સુબાહુર સેનાપતિ ભીષ્મદેવે ગંગા કિનારે છાવણી નાંખવાનો યત્ન કર્યો, એટલે લાખો ગુર્જર સૈનિકોએ તેના ઉપર આક્રમણ કરી તેને પરાજિત કર્યો. ભીષ્મદેવે નિરૂપાયે નગરમાં પ્રવેશ કર્યો. ગુર્જર સૈન્યે તીડની માફક કાન્યકુબ્જ નગરને ચોતરફથી ઘેરી લીધું.

ભીષ્મદેવ નગરમાં પ્રવેશ કરી મસહલત કરવા બેઠો. હજી નવું ગૌડીય સૈન્ય ઘણે દૂર હતું. સો કોશની અંદર ક્યાંય મિત્રસેના નહોતી. નગરમાં પાણી પુષ્કળ હતું; પરંતુ આહારની સામગ્રી વધારે નહોતી, તેથી પરાજય અવશ્ય હતો. ભીષ્મદેવે સૌને એ વાત સ્હમજાવી કહ્યું:—"કોઇ પણ ક્ષત્રીય યુદ્ધમાં ઇચ્છાપૂર્વક પાછી પ્હાની ભરતો નથી; પરંતુ નિરર્થક બળ વાપરી નાંખવાની કંઇ પણ જરૂર નથી. નગરમાં જે હજારો સૈનિકો છે, તેઓને કેટલા દિવસ સુધી ચાલે એટલો ખોરાક છે?"

ચક્રાયુધે કહ્યું:—"એક માસ કરતાં અધિક ચાલશે નહિ."

"ત્યાર પછી શું થશે?"

"પરાજય અથવા મૃત્યુ!"

"યોદ્ધાઓ મૃત્યુને આલિંગન કરવા સારૂ જ હાથમાં હથિયાર પકડે છે, તેથી તેઓ મૃત્યુથી બ્હીતા નથી. પરાજયમાં અપમાન છે. લાંબો વખત ભુખ્યા ઘેરાઇ રહેવાથી નાગરિકો શાંત રહી શકશે નહિ, તેથી પછી અંદર અને બહારથી આત્મરક્ષા કરવા સારૂ યુદ્ધ કરવું પડશે!"

એ સમયે ધર્મપાળે પૂછ્યું:—"ત્યારે શું કરીશું?"

ભીષ્મદેવે કહ્યું:—"મારા મત પ્રમાણે કાન્યકુબ્જનો ત્યાગ કરી પાછળ હઠવું એ જ ઉચિત છે. નવું સૈન્ય લઇ મધ્ય દેશમાં અધિકાર મેળવવા માટે વધારે દિવસ લાગશે નહિ. પણ હાથમાં આવેલી ભૂમિ યુદ્ધ કર્યા વિના ત્યજી દેવી પડશે એજ મ્હોટા દુઃખની વાત છે."

ધર્મપાળે કહ્યું:—"ભીષ્મદેવ! હું યુદ્ધ કર્યા વિના કાન્યકુબ્જનો ત્યાગ કરવાને અશક્ત છું. જો કદાપિ આપણે યુદ્ધમાં ખપી જઇએ તો એમાં ગૌડને કાંઇ નુકસાન થવાનું નથી; પરંતુ પાછળ હઠીશું તો ગુર્જરો ચિરકાળ ગૌડીય સેનાની અપકીર્તિ ગાયા કરશે."

"પણ મહારાજ, પાછા હઠવું એમાં પરાજય નથી—"

"એમ નહિ બને, ભીષ્મદેવ. નગરમાં હજારો ગૌડીય સૈનિકો છે તેઓમાંથી જેઓ મરવાને રાજી હોય તેઓ મારી સાથે રહે, બાકીના સૈનિકોને લઇ આપ પ્રતિષ્ઠાનમાં ચાલ્યા જાઓ. નવું સૈન્ય તથા ખોરાક લઈ આવી અમારો બચાવ કરજો."

ભીષ્મદેવ બોલ્યો:—"મહારાજ, હું વૃદ્ધ છું. હું જતો રહું, અને આપને શત્રુઓથી ઘેરાયેલા દુર્ગમાં રહેવા દઉં? શું ગૌડેશ્વરનો એવો જ વિચાર છે કે?"

ધર્મપાળદેવે કહ્યું:—"ભીષ્મદેવ, મારી આ પ્રથમ ચઢાઈ છે. હું

યુદ્ધ કર્યા વિના કદિ પણ પાછી પ્હાની ભરીશ નહિ."

ભીષ્મદેવ બોલ્યો:—"મહારાજ, હું આપને શત્રુઓથી ઘેરાયેલા કાન્યકુબ્જમાં મૂકીને શું મ્હોં લઈ દેશમાં જાઉં ?"

ત્યાં આગળ મુખ્ય મુખ્ય ગૌડીય સામંતો તથા નાયકો બેઠા હતા. તેઓ કૌતુકપૂર્ણ નેત્રે બન્ને તરફ જોઇ રહ્યા હતા. એ સમયે જયવર્દ્ધન બોલી ઉઠયો:—"ત્યારે કોઇને પણ પાછા ફરવાની જરૂર નથી."

પછવાડેથી રણસિંહ બોલ્યો:—"જરૂર છે, જયવર્દ્ધન. ઘેરાયેલા દુર્ગમાં દરરોજ બળ ઓછું થતું જાય છે, તેથી નવું સૈન્ય તથા ખોરાક મેળવવા માટે પાછા ફરવાની જરૂર છે."

ભીષ્મદેવ બોલ્યો:—"ભલે તેમ કરો. દુર્ગમાં હાલમાં કેટલા ઘોડેસ્વારો છે ?"

વિમલનંદી બોલ્યો:—"પચીશ હજાર કરતાં વધારે નથી."

ભીષ્મદેવ બોલ્યો:—"પચીશ હજાર ઘોડેસ્વાર લઇને પ્રતિષ્ઠાનમાં જવા માટે કોણ તૈયાર છે ?"

"સઘળા."

"શું નંદીપુત્ર મશ્કરી કરે છે ?"

"પ્રભુ, આપની સાથે મશ્કરી કરે એવું સાહસ કોનામાં છે ? જો વિમલનંદીને પચીશ હજાર ઘોડેસ્વાર મળે તો તે ભિલ્લમાલમાં પણ જવાને તૈયાર છે, પ્રતિષ્ઠાનની વાત રહેવા દો."

ભીષ્મદેવ બોલ્યો:—"વિમલ, ઘેરાયેલા નગરમાં ઘોડેસ્વાર સૈન્યની કાંઈ પણ જરૂર નથી. સઘળા ઘોડેસ્વાર સૈનિકોને મોકલવામાં નહિ આવે તો તેમના અશ્વોના ખોરાક માટે ગોઠવણ કરવી પડશે."

ધર્મપાળ બોલ્યો:—"પિતા, તેને માટે આપ ફિકર કરશો નહિ. દશ હજાર સૈનિકો લઇને ગુર્જર છાવણીને ભેટવા કોણ તૈયાર છે ?"

જયવર્દ્ધને ઉત્તર આપ્યો:—"હું."

કમલસિંહ બોલ્યો:—"હું તૈયાર છું, મહારાજ."

વિમલનંદીએ કહ્યું:—"મહારાજ, મને પાંચ હજાર સૈનિકો આપવામાં આવશે તો પણ હું જવાને તૈયાર છું."

ભીષ્મદેવ બોલ્યો:—"સઘળા સામંતોને જવાની જરૂર નથી."

ધર્મપાળ બોલ્યો:—"વિમલ, તારાથી જવાશે નહિ."

વિમલનંદીએ ખિન્ન વદને પૂછ્યું:—"મહારાજ, મેં શું અપરાધ કર્યો છે ?"

ધર્મપાળ બોલ્યો:—વિમલ, તેં કંઇ પણ અપરાધ કર્યો નથી, પણ તારૂં એક બીજું કામ છે."

ભીષ્મદેવ બોલ્યો:—"જય તથા કમલ બન્ને જવાને તૈયાર છે. મહારાજની શી આજ્ઞા છે?"

"જયવર્દ્ધનને પ્રતિષ્ઠાનમાં મોકલો."

કમલસિંહ બોલ્યો:—"મહારાજ, મેં શું અપરાધ કર્યો?"

ધર્મપાળે કહ્યું:—"તમે બધા મને ગાંડો બનાવી મૂકશો એમ જણાય છે. તેં કંઇ અપરાધ કર્યો નથી, તું મારી સાથે યુદ્ધમાં આવજે."

"આપની સાથે? મહારાજ ક્યાં યુદ્ધમાં જશે?"

"તે પછી હું છું. જય, તું કાલે પ્રભાતમાં યાત્રા કરજે, યુદ્ધ કર્યા વિના પલાયન થજે, જેમ બને તેમ જલદીથી પ્રતિષ્ઠાનમાં પહોંચી જજે. નવું સૈન્ય જેટલું એકત્ર કરી શકાય તેટલું કરજે અને ઘોડેસ્વાર સૈન્ય લઈ પ્રતિષ્ઠાનનો માર્ગ મુક્ત રાખજે. પ્રયાગમાંથી ગૌડમાં સમાચાર મોકલજે કે એક લાખ પાયદળ અને પચ્ચાશ હજાર ઘોડેસ્વાર સૈનિકોની ઘણી જરૂર છે."

"બહુ સારૂં. મહારાજની આજ્ઞા શિરોધાર્ય છે."

ભીષ્મદેવે કહ્યું:—"મહારાજ, બાકીના ઘોડેસ્વારોનું શું કરવું?"

"તાત, કાલે સ્હવારે હું પણ યુદ્ધમાં જઇશ."

"મહારાજ!"

"હા. હું, કમલ અને વિમલ બાકી રહેલા ઘોડેસ્વાર સૈનિકો લઇને પશ્ચિમ દિશામાં ખોરાકની શોધમાં જઇશું."

"પશ્ચિમ દિશામાં?"

"હા. જયવર્દ્ધન પૂર્વ દિશામાં જાય છે, હું પશ્ચિમ દિશામાં જઇશ."

એ સમયે રણુસિંહ, પ્રમથસિંહ, વીરદેવ વગેરે પ્રૌઢ સેનાનાયકો બોલી ઉઠયા:—"મહારાજ, અમે પણ આવીશું!"

ધર્મપાળે સહાસ્ય મુખે તેઓને કહ્યું:—"તમે સૌ ભીષ્મદેવની સાથે રહેજો. અમે વધારે દૂર નહિ જઇએ. બે એક દિવસમાં પાછા આવીશું."

બીજે દિવસ સ્હવારમાં કાન્યકુબ્જ નગરના પૂર્વ તોરણમાંથી દશ હજાર ગૌડીય ઘોડેસ્વારોએ બહાર નિકળી ગુર્જર છાવણી ઉપર આક્રમણ કર્યું. હજી ગુર્જર સૈન્ય યુદ્ધ કરવા માટે તૈયાર થાય તે પહેલાં જ તેઓ છાવણી ભેદી પૂર્વ દિશામાં ન્હાસી ગયા. ગુર્જર ઘોડેસ્વારો બે ચાર ગાઉ તેમની પાછળ જઈ આવ્યા. જે ત્રણે જયવર્દ્ધને પ્રતિષ્ઠાન તરફ પ્રયાણ

કર્યું, તે જ ક્ષણે ધર્મપાળદેવ પંદર હજાર સૈનિકો લઈ નગરના પશ્ચિમ દરવાજેથી બહાર નિકળ્યો. પ્રબળ વાયુની આગળ જેમ વાદળાં આમ તેમ વિખરાઈ જાય છે, તેવી જ રીતે ગુર્જર સૈન્ય અચાનક ધસારો થવાથી ચોતરફ વિખરાઈ ગયું. જોતજોતામાં પંદર હજાર ઘોડેસ્વારો ઘોડાની ખરીઓથી ઉડતી ધૂળમાં અદૃશ્ય થઈ ગયા.

## પ્રકરણ ૨ જું.

### ચક્રનું પરિવર્ત્તન.

રાત્રિનો બીજો પ્રહર વીતિ ગયો છે. વારાણસી નગરના માર્ગો ઉપર અંધકાર પ્રસરી રહ્યો છે, બજારોમાંના દીવા ઓલવાઈ ગયા છે. એ સમયે એક મ્હોટા મકાનની આગળ મુન્ડિતશીર્ષ સંન્યાસી અંધકારમાં સંતાઈને ઊભો રહ્યો હતો. સંન્યાસી કોઈના આવવાની રાહ જોતો હતો એમ જણાતું હતું. કારણ, તે ઘડિયે ઘડિયે આગળ આવી નિર્જન માર્ગ ઉપર નજર નાંખતો હતો. બીજો પ્રહર વીતિ ગયો એટલે તોરણમાં મંગલવાદ્ય વાગી ઉઠયાં. વારાણસીના અસંખ્ય દેવાલયોમાં રાત્રિની પૂજાના ઘંટા વાગવા લાગ્યા. ધીમે ધીમે સઘળો ઘોંઘાટ શાંત થઈ ગયો, અંધકારથી આચ્છાદિત નગરમાં પુનઃ શાંતિ પ્રસરી ગઈ. એ સમયે સડક ઉપર મનુષ્યનો પગરવ સંભળાયો. સંન્યાસી તે સાંભળીને બારણાંની પાસે સંતાઈ ગયો.

કેટલીકવાર પછી એક અસ્ત્રધારી પુરૂષ મકાન આગળ આવી ઊભો રહ્યો. સંન્યાસીએ મકાનની અંદરથી પૂછ્યું:—" તમે કોણ છો ? "

ઉત્તર મળ્યો:—" હું ભિલ્લમાલનો અતિથિ છું. "

" પ્રમાણ શું ? "

"આર્યસંઘની આજ્ઞાથી મારી પાસે ધર્મચક્ર મોકલવામાં આવ્યું હતું."

" સાથે લાવ્યા છો ? "

" હા. "

" જોઉં ? "

સૈનિકે વસ્ત્રમાંથી ગોળ ધાતુનો ટૂકડો બહાર કાઢી સંન્યાસીના હાથમાં આપ્યો. સંન્યાસીએ તે તપાસી કહ્યું:—" અંદર આવો. "

સૈનિકે મકાનમાં પ્રવેશ કરી જોયું કે, ચારે તરફ ઘોર અંધારૂં છે. તે માર્ગ જોઇ ન શકવાથી બોલ્યો :—" કયે માર્ગે આવું ? "

સંન્યાસી ઉત્તર આપ્યા વિના તેનો હાથ ઝાલી તેને લઇ ચાલ્યો. અંધકારથી આચ્છાદિત થઇ રહેલા કેટલાક ઓરડા ઓળંગી તેઓ મકાનના ચોગાનમાં આવી પહોંચ્યા. સૈનિકે ધ્યાનપૂર્વક જોયું કે, વિશાળ મકાન ખંડિયેર રૂપ થઇ ગયું છે, ઉપર તથા નીચેનો કેટલોક ભાગ પડી ગયો છે, ચોગાનમાં ઘણો ઝાડપાલો ઉગી નિકળ્યો છે અને મકાનનો બાકીનો ભાગ નિર્જન પડી રહ્યો છે. તેઓ ચોગાન પસાર કરી બીજા એક અંધકારપૂર્ણ ઓરડામાં આવ્યા અને પગથિયાં ઉતરી ભોંયરામાં ઉતર્યા. સંન્યાસી દરરોજના અભ્યાસને લીધે સહેલાઇથી પગથિયાં ઉતરી ગયો. સુરંગ માર્ગે થોડીવાર ચાલી બન્ને જણ પુનઃ પગથિયાં ચઢી ઉપર આવ્યા. સંન્યાસીએ ઉપરના પગથિયામાં ઊભા રહી સામેના બંધ બારણાં ઉપર આઘાત કર્યો. તરત જ બારણાંની પેલી તરફથી પ્રશ્ન થયોઃ—" કોણ ? "

" બુદ્ધમિત્ર. "

" એકલા આવ્યા છો ? "

" ના, સાથે ભિલ્લમાલના અતિથિ આવ્યા છે. "

" પ્રમાણ મળ્યું છે ? "

" હા. "

બારણાં ઉઘડી ગયાં. બન્ને જણે બીજા એક અંધારા ઓરડામાં પ્રવેશ કર્યો, બારણાં પુનઃ બંધ થઇ ગયાં. સૈનિકે બ્હીને તલ્વાર ઉપર હાથ નાંખ્યો. દ્વારરક્ષકે તેને પૂછ્યું:—" તમે કોણ છો ? "

" હું ભિલ્લમાલનો અતિથિ છું. "

" કોને મળવા માટે આવ્યા છો ? "

" ઉત્તરાપથના આર્યસંઘના દર્શન કરવાના હેતુથી આવ્યો છું. "

" તમે કઇ જાતિના છો ? "

" ગુર્જર પ્રતિહાર. "

" તમે કયો ધર્મ પાળો છો ? "

" હું સદ્ધર્મી છું અને વંશપરંપરા પ્રમાણે ત્રિરત્નની પૂજા કરૂં છું. "

" શા હેતુથી આર્યસંઘના દર્શન કરવાની ઇચ્છા રાખો છો ? "

" પરમેશ્વર પરમ ભટ્ટારક મહારાજાધિરાજ ગુર્જરેશ્વર નાગભટ્ટદેવની આજ્ઞાથી દૂત તરિકે આર્યસંઘની આગળ આવ્યો છું. "

"પ્રમાણ લાવ્યા છો?"

"હા."

"શું?"

"પરમેશ્વર પરમસૌગત મહામંડલેશ્વર બાહુકધવલની મુદ્રાથી અંકિત કરેલો પત્ર."

"જોઉં."

અચાનક પ્રકાશ થયો. સૈનિકે આંખો ચોળતાં ચોળતાં પ્રશ્ન કરનારના હાથમાં એક પત્ર આપ્યો. તે માણસ પણ એક મુન્ડિતશીર્ષ સંન્યાસી હતો. તેણે ગૈરિક વસ્ત્રો પહેર્યાં હતાં. દાઢી, મૂછો તથા મસ્તક મૂંડાવી નાંખેલું હતું અને જમણા હાથમાં જપમાળા હતી. બીજા સંન્યાસીએ પત્ર વાંચી કહ્યું:– "બહુ સારૂં. તમે મારી સાથે આવો."

ત્રણે જણ ઓરડો ઓળંગી એક દ્વારની પાસે આવ્યા. દ્વાર બંધ હતું. બીજા સંન્યાસીએ તેના ઉપર આઘાત કરવાથી અંદરથી કોઇએ પૂછ્યું:– "કોણ?"

બીજા સંન્યાસીએ ઉત્તર આપ્યો:—"ભિક્ષુ જિનદાસ, ભિક્ષુ બુદ્ધમિત્ર તથા ગુર્જરેશ્વરના પ્રતિનિધિ નાયક રૂદ્રેણ છે."

"ગુર્જરરાજના પ્રતિનિધિ શા હેતુથી અંધારી રાત્રે અહિં આવ્યા છે?"

"ઉત્તર પથના આર્યસંઘના દર્શન કરવાના વિચારથી."

"યોગ્ય પ્રમાણ મળ્યાં છે કે?"

"હા."

બારણાં ઉઘડી ગયાં. રૂદ્રેણે ઓરડામાં પ્રવેશ કર્યો કે, તરત જ પાછાં બારણાં બંધ થઇ ગયાં. દ્વાર પાસે બીજો એક મુન્ડિતશીર્ષ ભિક્ષુ ઊભો હતો. તે રૂદ્રેણને સાથે લઇ ઓરડાના વચલા ભાગ તરફ આગળ વધ્યો. એ સમયે ઓરડાની ચોતરફ ચાર દીવા સળગી ઉઠયા. રૂદ્રેણે જોયું કે, તે પોતે પાષાણ નિર્મિત વેદી આગળ ઊભો રહ્યો છે. વેદી ઉપર ત્રિરત્નની મૂર્તિ સ્થાપનામાં આવી છે અને તેની પાછળ ત્રણ અતિવૃદ્ધ ભિક્ષુકો કુશાસન ઉપર બેઠા છે. તેઓની પાછળ થોડે દૂર કુશાસન ઉપર બીજા પણ અગીઆર ભિક્ષુકો બેઠા છે. વેદી આગળ આવી દ્વારરક્ષકે રૂદ્રેણને પૂછ્યું:—"નાયક રૂદ્રેણ, શું આપ સદ્ધર્મી છો?"

"હા."

"શું ત્રિરત્ન ઉપર આપને વિશ્વાસ છે?"

રૂદ્રેણે ઉત્તર આપવાને બદલે ત્રિરત્નને ત્રણવાર પ્રણામ કર્યા. ભિક્ષુએ પુનઃ કહ્યું:—"ત્રિરત્નને સ્પર્શ કરી શપથ લ્યો."

રૂદ્રેણે પૂછ્યું:—"શું શપથ લઉં?".

ભિક્ષુ બોલ્યો:—"શપથ લ્યો કે, આપ આજ રાત્રે જે કંઇ જુઓ વા સાંભળો તે બીજાની આગળ જણાવશો નહિ."

રૂદ્રેણ બોલ્યો:—"શપથ લઉં તો પછી મહારાજાધિરાજને દૂત તરિકેના મારા કામકાજનો હેવાલ કેવી રીતે જણાવી શકું?"

ત્રણ વૃદ્ધ ભિક્ષુકોમાંથી એક જણે કહ્યું:—"ગુર્જરેશ્વર તથા મહામંડલેશ્વર બાહુકધવલ સિવાય બીજા કોઇને કંઈ પણ વાત કહેશો નહિ."

તે સંઘનાયક બુદ્ધભદ્ર હતો. રૂદ્રેણે ત્રિરત્નને સ્પર્શ કરી ત્રણવાર શપથ લીધા.

બુદ્ધભદ્રે પૂછ્યું:—"ગુર્જરેશ્વરે આપને શા હેતુથી આર્યસંઘની આગળ મોકલ્યા છે વારૂ? અમે આર્યસંઘના પ્રતિનિધિ છીએ."

તેની વાત સાંભળી રૂદ્રેણે તેઓને પ્રણામ કરી કહ્યું:—"પરમેશ્વર પરમભટ્ટારક પરમવૈષ્ણવ મહારાજાધિરાજ નાગભટ્ટદેવ આર્યસંઘની સાથે સલાહ કરવા સારૂ આતુર છે. પરમસૌગત મહામંડળેશ્વર બાહુકધવલદેવની સલાહથી મહારાજાધિરાજે બૌદ્ધસંઘ પ્રતિનો દ્વેષભાવ ત્યજી દીધો છે. તેમનો એવો વિશ્વાસ છે કે, આર્યસંઘની સાથે સંધિ કરવાથી સત્વર ગૌડયુદ્ધનો અંત આવશે અને મહારાધિરાજના મિત્ર કાન્યકુબ્જેશ્વર પુનઃ પોતાનું ગયેલું રાજ્ય પ્રાપ્ત કરશે."

"આર્યસંઘની સાથે ગૌડયુદ્ધનો શો સંબંધ છે વારૂ?"

"પરમસૌગત સંઘનાયકો દાસનો અપરાધ ક્ષમા કરશે. હું એક દૂત છું. મહારાજાધિરાજનો વિશ્વાસ છે કે, આર્યસંઘની સહાયતા સિવાય તુચ્છ ગૌડેશ્વર કદિ પણ મધ્યદેશમાં અધિકાર મેળવી શકત નહિ."

"ગુર્જરેશ્વર આર્યસંઘની સાથે કેવા પ્રકારની સંધિ કરવા આતુર છે?"

"મહારાજાધિરાજે આપ સૌને જણાવવાની મને આજ્ઞા કરી છે કે સંધિ થવાથી, ગુર્જરરાષ્ટ્ર સંઘની લઈ લીધેલી સંપત્તિ પાછી આપવામાં આવશે અને ગુર્જરરાજ આર્યસંઘની આજ્ઞા પ્રમાણે સદ્ધર્માવલમ્બી પ્રજાવૃંદના ન્યાયનું કામકાજ કરશે."

"સંધિ થયા પછી ગુર્જરેશ્વર પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરશે તેનું પ્રમાણ શું?"

"પરમસૌગત મહામંડળેશ્વર બાહુકધવલદેવ સંધિપત્રમાં પોતાના હસ્તાક્ષર કરશે અને ગુર્જરેશ્વરના જામીન તરીકે પોતાના બન્ને પુત્રોને આર્ય સંઘમાં મોકલશે."

"બહુ સારૂં. આર્યસંઘ સંધિ સ્થાપવાને કબૂલ છે. સંધિપત્રમાં બીજી કાંઇ શરતો રહેશે કે?"

"હા. સંધિ સ્થપાયા પછી આર્યસંઘ ગૌડરાજને ધનની સહાયતા કરી શકશે નહિ."

"બહુ સારૂં. આર્યસંઘને એ પણ કબૂલ છે. શું સંધિપત્ર તમારી સાથે છે?"

રૂદ્રેણે વસ્ત્રમાંથી સંધિપત્ર બહાર કાઢી સંઘનાયકના હાથમાં આપ્યો. બુદ્ધભદ્રે તે વાંચી લઇ પોતાની જમણી બાજૂએ બેઠેલા બીજા વૃદ્ધને આપ્યો. ત્રણે સંઘનાયકોએ સંધિપત્ર વાંચી લીધો, એટલે એક ભિક્ષુએ પાછળ બેઠેલા અગીઆર ×સંઘસ્થવિરોને આપ્યો. તેમણે સંધિપત્ર વાંચી લઈ પુનઃ સંઘનાયકોને આપ્યો. સંઘનાયકે સ્થવિરોને પૂછ્યું:—"સંધિ વિશે ચક્રરાજોને કોઇ પણ પ્રકારની આપત્તિ છે?"

એક સ્થવિરે કહ્યું:—"આર્ય, ચક્રરાજ વિશ્વાનંદ અહિં હાજર નથી."

"એક ચક્રરાજની ગેરહાજરીને લીધે આર્યસંઘનું કામ અટકી શકતું નથી. એકઠા થયેલા ચક્રરાજોનો અભિપ્રાય શું છે વારૂ?"

કેટલીકવાર પછી સ્થવિરો બોલ્યાઃ—"ગુર્જરેશ્વરની સાથે સંધિથી બંધાવવામાં તેઓને કોઇ પણ પ્રકારની અડચણ નથી."

સંઘનાયકોએ વેદી નીચેથી લેખિની તથા ખડીયો લઇ ગુર્જરરાજના હસ્તાક્ષર નીચે પોતાના હસ્તાક્ષર કર્યા. રૂદ્રેણે સંધિપત્ર લીધો કે તરત જ ઓરડામાં અંધારૂં થઇ ગયું. પ્રથમ જણાવેલો ભિક્ષુ તેને સાથે લઇ ઓરડામાંથી બહાર આવ્યો અને બીજા માર્ગે થઇને તેને રાજમાર્ગ ઉપર લઇ આવ્યો. રૂદ્રેણે વિસ્મિત થઇને જોયું કે, તે પોતે વિશ્વેશ્વરના વિશાળ મંદિર આગળ ઊભો રહ્યો છે.

---

× સંઘસ્થવિર-મઠાધ્યક્ષ (Abbot) અથવા સંપ્રદાયોનો નાયક Grand Prior.

## પ્રકરણ ૩ જું.

### પુનરાગમન.

બે દિવસ પછી ધર્મપાળદેવ કાન્યકુબ્જ નગરની સીમામાં પાછો આવ્યો અને કોઇ પણ પ્રકારની અડચણ વિના ઘેરાયેલા નગરમાં પેઠો.

સિંહ પોતાની ઇચ્છાથી પિંજરામાં પ્રવેશ કરે છે એ જોઈ ગુર્જર સૈન્યે તેને રોકયો નહિ. ગૌડેશ્વરે પચાશ ગાઉ ફરતી શોધ કરી, પણ ક્યાંય ખોરાક મળી શક્યો નહિ, જે કંઇ થોડો ઘણો મળી શકયો તે માર્ગમાં જ પંદર હજાર સૈનિકોને માટે ખર્ચાઇ ગયો. ધર્મપાળને શોકાતુર વદને કાન્યકુબ્જમાં પાછો આવેલો જોઇ સામંતો સમજી ગયા કે, ગૌડેશ્વરની યુદ્ધયાત્રા વ્યર્થ ગઈ છે. ભીષ્મદેવે તરત જ સભા બોલાવી નક્કી કર્યું કે, હવે પાછા ફરવું એજ વિશેષ શ્રેયસ્કર છે. પાછા આવ્યા પછી બે દિવસે ઇચ્છા ન હોવા છતાં પણ ધર્મપાળ કાન્યકુબ્જ નગરનો ત્યાગ કરવા કબૂલ થયો. તે બની શકે એટલી ત્વરાથી પ્રતિષ્ઠાનના માર્ગે આગળ વધ્યો. ગુર્જર સૈનિકોએ ગૌડીઓને છોડયા નહિ. તેઓ મધુમક્ષિકાની માફક પાછળ હઠતી ગૌડીય સેનાને ઘેરી લઇ ચાલવા લાગ્યા. એ સમયે નાગભટ્ટના અત્યાચારથી મધ્ય દેશ મરૂભૂમિ સમાન બની ગયો હતો. ગામ તથા નગરો નિર્જન થઇ ગયાં હતાં, ખેતરો હાથી તથા અશ્વોના પગથી ખુંદાઇ ગયાં હતાં. રહેવાસીઓ સપાટ ભૂમિનો ત્યાગ કરીને પર્વત ઉપર રહેવાને જતા રહ્યા હતા. ભૂખથી દુર્બળ થઈ ગયેલા, નિરાશ ગૌડીય સૈનિકો ધીરે ધીરે પ્રતિષ્ઠાન તરફ ચાલવા લાગ્યા. ગુર્જર સેના લાગ મળતાં વખતો વખત તેમના ઉપર તૂટી પડતી, તેઓની પાસેથી ખોરાક ઝુંટવી લેતી અને હમેશાં દૂરથી તેમના ઉપર તીર, વર્શા, તથા ભાલા નાંખી પ્રાણ હાનિ કરતી. એ પ્રમાણે એક અઠવાડિયું નિકળી ગયું, નકામા યુદ્ધમાં અડધું સૈન્ય ગુમાવી ગૌડેશ્વર પ્રતિષ્ઠાન દુર્ગમાં આવી પહોંચ્યા. અંતે ખોરાક વિના પ્રતિષ્ઠાન દુર્ગમાં પણ ગૌડીય સેનાને રહેવું અસંભવિત થઈ પડયું. ધર્મપાળ ભગ્ન હૃદયે સામંત ચક્રની સાથે વારાણસીમાં પાછો ફર્યો. વારાણસીમાં હજારો ગૌડીય સૈનિકો કાન્યકુબ્જમાં જવા સારૂ એકઠા થયા હતા, એટલા માટે મહાકુમાર વાકૂપાલ વારાણસી દુર્ગમાં રાહ જોતા હતો. તેણે પાછા ફરવાના સમાચાર સાંભળી નગરમાં ઘણે ઠેકાણે હજારો પાયદળ સૈનિકોને ગોઠવી દીધા. તેમણે હિમાલયની તળેટીથી વિંધ્ય પર્વત

સુધી માટીની દિવાલ બાંધી દીધી. આ વખતે ગુર્જર ઘોડેસ્વારોની ગતિ બંધ થઈ. પ્રતિષ્ઠાનમાંથી સમગ્ર ગૌડીય સેના વારાણસીમાં આવી. ધર્મપાળદેવને નિશ્વાસ નાખવાનો પણ અવકાશ રહ્યો નહિ. અવસર મળતાં ગૌડીય ઘોડેસ્વારો પ્રતિષ્ઠાન તરફ આગળ વધ્યા. એ સમયે રાજધાનીમાંથી મહામંત્રી ગર્ગદેવનો દૂત ભાગ્યચક્ર બદલાયાના સમાચાર લઇને ગૌડેશ્વરની આગળ આવ્યો.

કાન્યકુબ્જના યુદ્ધમાં મણિદત્તનું સંગ્રહ કરેલું ધન ઘણા વખતથી ખર્ચાઈ ગયું હતું. મહાસ્થવિર બુદ્ધભદ્રે ગૌડેશ્વરને આશ્વાસન આપ્યું હતું કે, બૌદ્ધસંઘની પાસેના ધનમાંથી તે ગુર્જર યુદ્ધનો ખર્ચ ચલાવશે. ધર્મપાળ જ્યારે વારાણસીમાં પાછો ફર્યો, ત્યારે ગર્ગદેવે જણાવ્યું કે, બુદ્ધભદ્રનું આપેલું ધન લગભગ પૂરૂં થઈ રહેવા આવ્યું છે, બીજીવાર ધન આપવાનો વાયદો વીતિ ગયો છે; પરંતુ બુદ્ધભદ્રનો ક્યાંય પત્તો મળતો નથી. એ સમાચાર સાંભળી વિશ્વાનંદ, ભીષ્મદેવ તથા ધર્મપાળ ઘણા જ વિસ્મિત થયા. વિશ્વાનંદે પોતે ઘણો પ્રયત્ન કર્યો છતાં પણ તે સંઘનાયકોની સાથે મેળાપ કરી શક્યો નહિ, તેથી નિરૂપાયે ગૌડેશ્વરે ગૌડમાં પાછા ફરવાની આજ્ઞા કરી. ગૌડીય ઘોડેસ્વારો સમ્રાટ્‌ની આજ્ઞાથી નિરૂપાયે પ્રતિષ્ઠાનની સીમામાંથી પાછા ફર્યા.

ગૌડીય પાયદળ સેના પરાજિત થઈ ગુર્જર સેનાના હાથમાં માટીની દિવાલો સોંપી દઈ શોણ તથા ગંડકી કિનારે પાછી ફરી. ગૌડરાજ્યમાં મુદ્‌ગગિરિ, મંડલા, ગૌડ તથા કર્ણસુવર્ણ વગેરે પ્રાચીન પ્રસિદ્ધ દુર્ગો અવરોધને માટે સુસજ્જિત થયા. કાન્યકુબ્જ રાજ્યના જે સઘળા સામંતોએ યુદ્ધની શરૂઆતમાં ચક્રાયુદ્ધનો પક્ષ લીધો હતો, તેમણે પણ સ્વદેશનો ત્યાગ કરી ગૌડરાજ્યનો આશ્રય લીધો.

વાક્‌પાલદેવને તીરભુક્તિનું રક્ષણ કરવાને નિયુક્ત કરી ધર્મપાળે શોણ કિનારે પોતાનો પડાવ નાંખ્યો. ગુર્જરસેના લૂંટ કરવામાં પ્રવૃત્ત થયેલી હોવાથી તેણે ઘણા દિવસ સૂધી શોણ અથવા ગંડકી ઉપર આક્રમણ કર્યું નહિ; પરંતુ જ્યારે મધ્યદેશમાં લૂંટવા જેવું કાંઈ બાકી ન રહ્યું, ત્યારે ગુર્જરસેના નાયકોએ ગૌડરાજ્ય ઉપર આક્રમણ કરવા પ્રયત્ન કર્યો. ગૌડીય સામંતોએ બન્ને નદીઓના કિનારે માટીના દુર્ભેદ્ય કિલ્લાઓ બાંધી દીધા હતા. ગુર્જર, મગધ તથા તીરભુક્તિમાં પ્રવેશ કરવા જતાં વારંવાર પરાજિત થયાના સમાચાર નાગભટના કાને પહોંચ્યા. એ સમયે ગુર્જરરાજે કાન્યકુબ્જમાં નિવાસ કર્યો હતો. કાન્યકુબ્જ રાજ્ય જીતી લીધેલું હોવા છતાં પણ

ગુર્જરરાજે ઇન્દ્રાયુધને મુક્ત કર્યો નહોતો, તે હજી સુધી સામાન્ય કેદીની માફક ભિલ્લમાલમાં રહેતો હતો. ગૌડરાજ્ય ઉપર અધિકાર મેળવવાના પ્રયાસમાં નિષ્ફળતા મળી છે એ સાંભળી, નાગભટ્ટ તથા બાહુકધવલે કાન્યકુબ્જમાંથી શોણના કિનારા તરફ પ્રયાણ કર્યું. ગુર્જરરાજે સૈન્યનો વહીવટ પોતાના હાથમાં લીધેલો હોવા છતાં પણ તેનાથી મગધમાં પ્રવેશ કરી શકાયો નહિ. અંધારી રાત્રે વિમલનંદી તથા ચક્રાયુધ થોડું સૈન્ય લઇને ગુર્જરરાજના તંબૂમાં આગ લગાડી આવ્યા. નાગભટ્ટ આત્મરક્ષા કરવા સારૂ ન્હાસી ગયો. એ સમયે સંન્યાસી વિશ્વાનંદે શત્રુઓનો નાશ કરવા સારૂ એક નવો ઉપાય શોધી કાઢયો.

ગોપાળદેવે સમ્રાટ્‌ની પદવી પ્રાપ્ત કરી તે પહેલાં ગૌડદેશ ઉપર ઘણા પરદેશી રાજાઓએ ચઢાઇ કરી હતી. કામરૂપના રાજા હર્ષદેવ તથા નાગભટ્ટના પિતા વત્સરાજે એક સમયે લગભગ આખું ગૌડરાજ્ય હસ્તગત કરી લીધું હતું. ગૌડવાસીઓના સૌભાગ્યને લીધે દક્ષિણાપથેશ્વરના રાષ્ટ્રકૂટવંશીય ધ્રુવધારાવર્ષે એ સમયે ગુર્જરરાજની વિરૂદ્ધ યુદ્ધઘોષણ કરી હતી અને ધ્રુવના બાહુબળ વડે જ ગૌડરાજ્ય વત્સરાજના પંજામાંથી મુક્ત થયું હતું. વિશ્વાનંદે વિચાર કરી જોયું કે, ગુર્જર યુદ્ધમાં ધર્મપાળનો પક્ષ લે એવો ઉત્તરાપથમાં એક પણ રાજા નથી. તેને અચાનક ધ્રુવની વાત યાદ આવી. એ વખતે ધ્રુવે પરલોક ગમન કર્યું હતું. તેનો પુત્ર ગોવિંદ રાષ્ટ્રકૂટ રાજ્યનો અધીશ્વર હતો. વિશ્વાનંદે જોયું કે, ગોવિંદની મદદ વિના ગુર્જર યુદ્ધમાં જય મળવો અશક્ય છે. તેણે ભીષ્મદેવ, વીરદેવ, કમલસિંહ, પ્રમથસિંહ વગેરે મોટા મોટા ગૌડીય સામંતોને એ વાત જણાવી. વિશ્વાનંદની વાત સાંભળી ભીષ્મદેવે શોણ કિનારે તંબૂમાં મંત્રણા સભા બોલાવી. ઘણા વાદવિવાદ પછી નક્કી થયું કે, ગુર્જર યુદ્ધમાં મદદ કરવાની વિનંતિ કરી ગોવિન્દની પાસે દૂત મોકલવો. વિશ્વાનંદે પોતે ગૌડેશ્વરના દૂતરૂપે રાષ્ટ્રકૂટ રાજની પાસે જવાની ઇચ્છા જણાવી. ધર્મપાળે વિશ્વાનંદ તથા ઉદ્ધવઘોષને દૂત તરિકે ગોવિંદની પાસે મોકલ્યા.

વિશ્વાનંદે દક્ષિણાપથ પ્રતિ પ્રયાણ કર્યું, તેને એક પખવાડીયું વીતિ ગયા પછી યુક્તિશાળી નાગભટ્ટના પ્રપંચથી ગૌડેશ્વર પરાજિત થયા. એ વખતે મગધની દક્ષિણમાં જંગલી પ્રદેશમાં ઘણી બર્બરજાતિ વસતી હતી. બાહુકધવલ તેઓને તાબે કરી ઘણા ઘોડેસ્વાર સૈનિકો લઇને મગધમાં આવ્યો. અસંખ્ય ઘોડેસ્વારોએ મગધ તથા અંગદેશને આચ્છાદિત કરી

દીધો. ઉદ્દન્ડપુરમાં ભીષ્મદેવ, મુદ્દગગિરિમાં જયવર્દ્ધન, ગયામાં વીરદેવ તથા મંડલામાં રણુસિંહ સૈન્ય સાથે ઘેરાઇ ગયા. ધર્મપાળ, પ્રમથસિંહ, કમલસિંહ તથા વિમલનંદીની સાથે રાઢનું રક્ષણુ કરવા લાગ્યો. ગુર્જરસેના તીરભૂક્તિમાં પ્રવેશ કરવા જતાં વારંવાર પરાજિત થઇ.વાક્પાલ મગધની અવસ્થા જોઇ ગૌડનું રક્ષણુ કરવાની ફિકરમાં પડયો.

## પ્રકરણુ ૪ થું.

### ગોકર્ણદુર્ગમાં.

સંધ્યાકાળ પહેલાં ગોકર્ણ દુર્ગની બહાર નદી કિનારે બેસી એક કૃષ્ણુકાય વૃદ્ધ વાંસ કાપતો હતો. ગોકર્ણદુર્ગના દરવાજા ઉઘાડા હતા. એ વૃદ્ધ સિવાય દુર્ગ આગળ બીજું કોઇ પણુ નહોતું. વૃદ્ધ અચાનક હાથમાંનું હથિયાર નાંખી દઇને ઊભો રહ્યો. તમરાના સ્વર સિવાય બીજો શબ્દ સંભળાતો નહોતો. તે સહેજ રોષ દર્શાવી આગળ આવ્યો. આગળ આવી વૃદ્ધે દૂરથી અશ્વના પગલાનો અવાજ સાંભળ્યો. તે આશ્ચર્યચકિત થઇ જઇને પાસેના એક આંબાના ઝાડ પર ચઢી ગયો.

એ સમયે ચોતરફ અંધારૂં થવા આવ્યું હતું. વૃદ્ધે જોયું કે, રણુગ્રામના માર્ગે થઇને એક ઘોડેસ્વાર ગોકણુદુર્ગ તરફ આવે છે. તે જોઇને તે ઝાડ ઉપરથી નીચે ઉતરી આવ્યો. કેટલીકવાર પછી ઘોડેસ્વાર દુર્ગમાં આવી પહોંચ્યો. તેણે દુર્ગના દ્વાર આગળ કેદારને જોઇ પૂછ્યું:–" તમે કોણુ છો? હાલમાં દુર્ગમાં કોણુ છે ? "

વૃદ્ધે ઉત્તર આપ્યો:—" મારૂં નામ કેદાર છે, હું ગોકર્ણ દુર્ગનો પાયદળ સૈનિક છું. અમાત્ય ઉદ્ધવઘોસ મહારાજની સાથે યુદ્ધમાં ગયા છે. મેં સાંભળ્યું છે કે તે મહારાજની આજ્ઞાથી દક્ષિણુદેશમાં ગયા છે. "

" ત્યારે હાલમાં દુર્ગનું રક્ષણુ કરવાનું કામ કોના હાથ છે ? "

" નવીન સામંત ઉપર. "

" દુર્ગસ્વામિની કયાં છે ? "

" દુર્ગની અંદર, અંતઃપુરમાં. "

" તમે અંતઃપુરમાં જઇને તેમને જણાવો કે, મહારાજ ધર્મપાળ દુર્ગના દ્વાર આગળ રાહ જોતા ઊભા છે. નવીન સામંતને જણાવો કે, તે

જલદીથી રણશીંગુ વગાડે અને ગ્રામના આબાલ-વૃદ્ધ સર્વને દુર્ગમા લઇ આવે. શત્રુની સેના જલદીથી દુર્ગ ઉપર આક્રમણ કરશે એમ લાગે છે."

કેદાર ગૌડેશ્વરને એકલા સંધ્યાકાળ વખતે દુર્ગના દ્વાર આગળ આવીને ઊભા રહેલા જોઈ એટલો બધો આશ્ચર્યચકિત થઈ ગયો હતો, કે તે તેને પ્રણામ કરવાનું પણ ભૂલી ગયો. વૃદ્ધ દોડતો દુર્ગમાં ગયો. થોડીવાર પછી ગોકર્ણની પાયદળ સેનાના નાયક નવીન સામંતે દુર્ગદ્વાર આગળ આવી સમ્રાટને નમન કર્યું. નવીને પહેલાં ગોકર્ણના યુદ્ધમાં ધર્મપાળદેવને જોયો હતો. તેણે તેને એકલો જોઇને કહ્યું:—"શું મહારાજ કાંઇ સંકટમાં આવી પડયા છે? આપને હું એકલા કેમ જોઉં છું?"

ધર્મપાળે કહ્યું:—"સામંતસેના યુદ્ધ કરતાં કરતાં વિખરાઈ ગઈ છે, તેથી હું એકલો જ સમાચાર કહેવાને આવ્યો છું. તમે જલદીથી રણશીંગુ વગાડો."

એટલામાં કેદારે અંતઃપુરમાંથી પાછા આવી પ્રણામ કરીને કહ્યું:—"મહારાજ, અંતઃપુરમાં પધારો. આપને માટે દેવી રાહ જુએ છે."

ધર્મપાળ કેદારની સાથે અંતઃપુરમાં ગયો. નવીન દરવાજામાં ઊભો રહીને તૂરી વગાડવા લાગ્યો. જોતજોતામાં ગામનાં આબાલ-વૃદ્ધ, સઘળાં દુર્ગમાં નાશી આવ્યાં. હથિયાર પકડી શકે એવા પુરૂષોએ દુર્ગમાં આવી હથિયાર લીધાં. સંધ્યાકાળ પહેલાં ઘણા ઘોડેસ્વારો આવી ગોકર્ણ દુર્ગની આગળ એકઠા થયા; તે જોઇ ગ્રામવાસીઓ યુદ્ધ કરવા માટે તૈયાર થયા. એ સમયે એક ઘોડેસ્વારે દુર્ગના દરવાજા આગળ આવી કહ્યું:—"મહારાજાધિરાજ ગૌડેશ્વરનો જય થાઓ. અમે ગૌડીય સેના છીએ" અમે દુર્ગનું રક્ષણ કરવા માટે આવ્યા છીએ. શું મહારાજ ગોકર્ણદુર્ગમાં આવ્યા છે?"

નવીન સામંત દરવાજાની નીચે ઊભો રહ્યો હતો, તેણે દિવાલ ઉપર ચઢી પૂછ્યું:—"તમે ગૌડીય સેના છો તેનું પ્રમાણ શું વારૂ?"

"ગોવર્દ્ધનના સંન્યાસી અમૃતાનંદ અમારી સાથે છે. તમે દૂત મોકલો, આજનો સંકેત જણાવી દઉં છું."

નવીન ગોવર્દ્ધન મઠના સંન્યાસી અમૃતાનંદને ઓળખતો હતો; પરંતુ તે સંકેતની વાત જાણતો નહોતો. તે બોલ્યો:—"તમે ઊભા રહો, હું પૂછી આવું."

ઘોડેસ્વારે કહ્યું:—"જલદીથી પાછા આવો, કેમકે શત્રુઓ આવી પહોંચ્યા હોય એમ લાગે છે."

નવીન ઝડપથી અંતઃપુર તરફ ચાલ્યો.

ધર્મપાળદેવે ગોકર્ણ દુર્ગના અંતઃપુરમાં પ્રવેશ કરીને જોયું કે, રઘુસિંહની વિધવા પત્ની સફેદ વસ્ત્રો પરિધાન કરી આંગણામાં ઊભી રહી છે. ગૌડેશ્વરે તેને પ્રણામ કરી કહ્યું:—"મા, મ્હોટું સંકટ આવી પડયું છે. ગુર્જરસેના ગંગા કિનારે આવી પહોંચી છે અને કદાચ જલદીથી દુર્ગ ઉપર આક્રમણ કરશે."

દુર્ગસ્વામિનીએ કહ્યું:—"વત્સ! જ્યારે તમે આવ્યા છો તો પછી વિપદ કેવી હોય?"

"હું વિપદ જોઇને એકલો જ સમાચાર જણાવવા સારૂ આવ્યો છું. મારી સાથે સૈન્ય અથવા સામંત કંઈ જ નથી."

"વત્સ! તેને માટે શી ફિકર છે? સ્વર્ગીય મહારાજના મહેલમાં ગોકર્ણનાં લક્ષ્મીદેવી પાછાં આવ્યાં છે. ગ્રામવાસીઓ થોડા દિવસ સુધી દુર્ગનું રક્ષણ કરી શકશે."

ધર્મપાળ બોલ્યો:—"મા, ગુર્જરસેના દુર્ગ ઉપર આક્રમણ કરશે તો યુદ્ધ કંઇ થોડા દિવસમાં પૂરૂં નહિ થાય."

દુર્ગસ્વામિનીએ કહ્યું:—"ત્યાં સુધીમાં તમારા સૈન્ય સામંતો શું આવી પહોંચશે નહિ?"

ધર્મપાળે ઉત્તર આપ્યો:—"હા, આવશે; પરંતુ—"

"પરંતુ શું?"

"હું કહેતો હતો કે, ભીષણ ગુર્જર યુદ્ધમાં—"

ધર્મપાળદેવ વાકય પૂરૂં કર્યા વિના જ નીચું માથું રાખી ઊભો રહ્યો. તે જોઇ વિધવા દુર્ગસ્વામિનીનું હૃદય આનંદમાં નાચી ઉઠ્યું. તેણે કહ્યું:— "પુત્ર, જે કહેવું હોય તે કહો."

ધર્મપાળ બોલ્યો:—"હું એમ કહેતો હતો કે, યુદ્ધ વખતે પુરમહિલાઓને અહિંથી બીજે કોઈ ઠેકાણે લઇ જવી ઉચિત છે."

દુર્ગસ્વામિનીએ પૂછ્યું:—"મહિલાઓને કયાં મોકલશો?"

"ઠેકરીમાં."

"કોણ લઈ જશે?"

"તેને માટે શી વ્યવસ્થા કરવી તે હું જોઉં છું."

એ સમયે નવીન સામંતે અંતઃપુરના બારણામાં ઊભા રહી કહ્યું:— "મા, દુર્ગની બહાર ઘણા ઘોડેસ્વાર સૈનિકો આવ્યા છે. તેઓ કહે છે કે, અમે મહારાજના સૈનિકો છીએ અને તેમની સાથે ગોવર્દ્ધનમઠના સંન્યાસી અમૃતાનંદ આવ્યા છે."

દુર્ગસ્વામિનીએ કહ્યું:—" દરવાજા ઉઘાડો. પ્રભુ અમૃતાનંદને અંત:પુરમાં લઇ આવ અને મહારાજના સૈનિકોને દુર્ગમાં આવવા દે."

" મા ! "

" કેમ નવીન ? "

" ગૌડીય સેનાને કેવી રીતે ઓળખું ? "

ધર્મપાળદેવે કહ્યું:—" તેમને આજનો સંકેત પૂછી જુઓ. "

નવીને ઉત્તર આપ્યો:—" પ્રભુ, પણ મને સંકેતની ખબર નથી. "

" આજનો સંકેત—" ગૌડેશ્વર વાક્ય પૂરૂં ન કરતાં નીચું માથું રાખી વિચાર કરવા લાગ્યા.

કેટલીકવાર પછી નવીને કહ્યું:—" પ્રભુ—? "

ગૌડેશ્વરે માથું ઉંચું કર્યા વિના જ કહ્યું:—" આજનો સંકેત ' કલ્યાણી ' છે. "

નવીન પ્રણામ કરીને ચાલ્યો ગયો. કેટલીકવાર પછી અમૃતાનંદે તથા એક સૈનિકે અંત:પુરમાં પ્રવેશ કર્યો.

ધર્મપાળે અમૃતાનંદને પ્રણામ કરી પૂછ્યું:—" પ્રભુ, આપ કેવી રીતે અહિંયા આવ્યા ? "

અમૃતાનંદે કહ્યું:—" હું મયૂરાક્ષિતીરે શિબિરમાં હતો. ભીષ્મદેવે મહારાજને ન જોવાથી ચિંતાતુર થઇ મને ગોકર્ણમાં મોકલ્યો છે. "

ધર્મપાળદેવે પૂછ્યું:—" આપની સાથે કેટલું સૈન્ય છે ? "

અમૃતાનંદે સૈનિક તરફ જોયું.

સૈનિકે સમ્રાટ્‌ને નમન કરી કહ્યું:—" એક હજાર ઘોડેસ્વાર છે. "

ધર્મપાલે કહ્યું:—" પ્રભુ, એક હજાર સૈનિકો દુર્ગનું રક્ષણ કરવા માટે બસ છે. હુ પુરમહિલાઓને અહિંથી બીજે ઠેકાણે મોકલી દેવા યત્ન કરતો હતો. "

" ક્યાં મોકલશો ? "

" ઢેક્કરીમાં. "

" દુર્ગસ્વામિની શું કહે છે ? "

રઘુસિંહની વિધવાપત્ની દૂર ઊભી રહી હતી. તેણે અમૃતાનંદને પ્રણામ કરી કહ્યું:—" પ્રભુ, કલ્યાણી સિવાય કોઇને પણ મોકલવાની જરૂર નથી. કલ્યાણીને ઘણા વખત પહેલાં મહારાજના હાથમાં સમર્પણ કરી દીધી છે, તેથી કલ્યાણીને માટે ગૌડેશ્વર જે વ્યવસ્થા કરશે તે જ થશે. એ વિષયમાં મારો મત પૂછવાની જરૂર નથી. "

અમૃતાનંદે પૂછ્યું:—"આપ શું કરશો ?"

દુર્ગસ્વામિનીએ ઉત્તર આપ્યો:—"પ્રભુ ! હું ગોકર્ણનો ત્યાગ કરી શકીશ નહિ. વિવાહના દિવસે આ ગૃહમાં આવી છું, અને ચિતારોહણના દિવસે અહિંથી બહાર નિકળીશ. આપ મને કંઈ પણ આગ્રહ કરશો નહિ. કલ્યાણીની ઉંચકુળની બે ત્રણ સખીઓ છે, તેઓને પણ કલ્યાણીની સાથે લઇ જાઓ."

અમૃતાનંદે કહ્યું:—"વારૂ, જેવી ઇચ્છા. મહારાજ ! કલ્યાણીદેવીની સાથે કોણ જશે ? હું પોતે દુર્ગનું રક્ષણ કરવા સારૂ રહીશ."

ધર્મપાળે કેટલીકવાર વિચાર કર્યા પછી સૈનિકને પૂછ્યું:—"તમારૂં નામ શું ?"

ઉત્તર મળ્યો:—"ગુરૂદત્ત."

"શું તમે કલ્યાણીદેવીને ઢેક્કરીમાં લઈ જઇ શકશો ?"

"મહારાજ, હું એક સૈનિક છું અને યુદ્ધ એ મારો વ્યવસાય છે; પરંતુ અપરિચિતા કુલકામિનીને કેવી રીતે રાત્રિને વખતે લઈ જાઉં ?"

"તમારી સાથે સૈન્ય રહેશે—"

"મહારાજ, અપરાધ ક્ષમા કરો. હું ભયથી કાંઇ એ પ્રમાણે કહેતો નથી–"

એ સમયે દુર્ગસ્વામિનીએ સૈનિકને બોલતો અટકાવી કહ્યું:—"વત્સ ! કલ્યાણી યુવતી છે. રાત્રિને વખતે તમે તેની સાથે નહિ રહો તો લોકો નિંદા કરશે."

ધર્મપાળ બોલ્યો:—"જેવી ઇચ્છા."

થોડીવાર પછી પાલખીમાં બેસી કલ્યાણીદેવી તથા તેની ચાર સખીઓએ ગોકર્ણદુર્ગનો ત્યાગ કર્યો. ગૌડેશ્વર ધર્મપાળદેવે પચાસ ઘોડેસ્વારો લઇને તેઓને ઢેક્કરી નગરમાં પહોંચાડી આવવા સારૂ પ્રયાણ કર્યું.

તેઓ દુર્ગનો ત્યાગ કરી ચાલ્યા ગયા પછી કેટલીકવારે દુર્ગમાં ભીષણ કોલાહલ સંભળાવા લાગ્યો. ગૌડેશ્વરે જાણ્યું કે, ગુર્જર સેનાએ ગોકર્ણદુર્ગ ઉપર આક્રમણ કર્યું છે.



## પ્રકરણ ૫ મું.

### રાત્રિમાં સંકટ.

અંધકારમય વનના માર્ગમાં એક પછી એક પાંચ પાલખીઓ ચાલતી હતી. આગળ પચ્ચીશ ઘોડેસ્વારો ચાલતા હતા, અને બાકીના પચીશ પાલખીઓને ઘેરી લઇ ચાલતા હતા વચ્ચોવચ કલ્યાણીદેવીની પાલખી હતી. ગૌડેશ્વર ઘોડેસ્વાર થઇ તેની પાસે પાસે ચાલતા હતા. રાત્રિનો બીજો પ્રહર વીતિ ગયો હતો. ગોકર્ણદુર્ગ હવે ત્રણચાર ગાઉ પાછળ રહી ગયો છે. પાલખી ઉંચકનારા ભોઇઓ નિશ્ચિંતતાપૂર્વક ચાલતા હતા. ઘોડેસ્વારો અસાવધતાથી ધીરે ધીરે આગળ વધતા હતા. એ સમયે ચોતરફની અંધકારમય વનભૂમિમાંથી ભીષણ જયધ્વનિ સંભળાયો. સેંકડો ઘોડેસ્વારો વનમાંથી બહાર નિકળી આવી ગૌડેશ્વરના ન્હાના સૈન્ય ઉપર ધસી આવ્યા. જે ઘોડેસ્વારો પાલખીની આગળ ચાલતા હતા, તેઓ હજી હથિયાર પકડે તે પહેલાં જ ઘોડેસ્વારો તેમના ઉપર તૂટી પડયા. તેઓની પાછળ જ્યારે સેંકડો ઘોડેસ્વારો આવી પહોંચ્યા, ત્યારે ગૌડેશ્વરના મુઠ્ઠીભર શરીરરક્ષકો પ્રબળ પ્રવાહના મુખમાં તૃણની માફક તણાઈ ગયા. જોતજોતામાં હજારો સૈનિકો સાંકડા વનમાર્ગમાં પાલખીઓ લઇને ચાલ્યા ગયા. એક ક્ષણમાં એ ઘટના બની ગઇ. ધર્મપાળને કોષમાંથી કૃપાણ બહાર કાઢવાનો અવસર પણ મળ્યો નહિ. તેનો અશ્વ કલ્યાણીની પાલખીથી દૂર જતો જોઇ તે કૂદકો મારી ઘોડા ઉપરથી ઉતરી પડયો હતો. જ્યારે અજાણ્યા ઘોડેસ્વારોનું ટોળું ચાલ્યું ગયું, ત્યારે ધર્મપાળે જોયું કે, બીજી ચાર પાલખીઓ નથી, ઉંચકનારા ભોઇઓ નથી, શરીરરક્ષકો નથી, શત્રુસેના નથી, તેમજ પોતાનો અશ્વ પણ નથી. કેવળ અંધકારમય વનમાર્ગમાં કલ્યાણીદેવીની ભાંગી ગયેલી પાલખી પડી રહી છે અને તે તેની પાસે અક્ષતદેહે ઉભો રહ્યો છે. ગૌડેશ્વરે વિચાર્યું કે, શત્રુસેના જલદીથી આવી પહોંચશે, તેથી આ અવસરે અહિંથી પલાયન થઇ જવું જ ઉચિત છે. ધર્મપાળે સહેજ ધ્રુજતા કંઠે બૂમ પાડીઃ—"દેવી કલ્યાણી ?"

પાલખીમાંથી ઉત્તર મળ્યોઃ—"કેમ ?"

ઘણા લાંબા સમયે કલ્યાણીદેવીનો કંઠસ્વર સાંભળી આનંદમાં ધર્મપાલદેવનો દેહ રોમાંચિત થયો. તેણે ઉત્તર સાંભળી પૂછ્યુંઃ—"તમને કંઇ વાગ્યું તો નથી ને ?"

તત્કાળ ઉત્તર મળ્યોઃ—“ ના. ”

ધર્મપાળે શાંત થઇ કહ્યું:—“ ત્યારે જલદીથી પાલખીમાંથી બહાર આવો. કદાચ શત્રુસેના હમણાં જ આવી પહોંચશે. આપણે અહિંથી નાશી જઇએ. ”

કલ્યાણી પાલખીનો પડદો દૂર ખસેડી બહાર આવી; પરંતુ ચોતરફ ગાઢ અંધારૂં જોઇ સ્થિર થઇને ઊભી રહી.

વિલમ્બ થતો જોઇ ધર્મપાળે કહ્યું:—“ જલદીથી આવો. ”

ધીરે ધીરે ઉત્તર મળ્યોઃ—“ બહુ અંધારૂં છે. ”

“ હું છું, બ્હીશો નહિ, તમે ચાલ્યા આવો. ”

“ પણ કંઈ દેખાતું તો નથી. ”

“ તમે મારો હાથ ઝાલીને ચાલ્યા આવો. ”

કેટલીકવાર સુધી આનાકાની કરી કલ્યાણીએ અંતે ધર્મપાળનો હાથ ઝાલ્યો અને બન્ને જણે વનમાર્ગ ત્યજી દઇને ઝાડોની ઘટા નીચે આશ્રય લીધો.

કૃષ્ણ પક્ષની રાત્રિ હતી, ચંદ્રકિરણ નહોતા. અંધકારમય અનંત આકાશ-માં અસંખ્ય તારાઓ હીરકખંડની માફક ચળકતા હતા. એક સ્થળે રહેવું સહિસલામત ભરેલું નથી એમ ધારીને ધર્મપાળ કલ્યાણીને લઇ ધીરે ધીરે આગળ ચાલ્યો. કેટલેક દૂર ગયા પછી કલ્યાણીએ દુઃખસૂચક ધીમી ચીસ પાડી. તેને પડતી જોઇને ધર્મપાળે વ્યાકુળ થઇ ઝાલી રાખી અને પૂછ્યું:—“ શું થયું ? ”

દુઃખિત સ્વરે ઉત્તર મળ્યોઃ—“ પગમાં કાંટો વાગ્યો છે. ”

ધર્મપાળે એક હાથે કલ્યાણીને ઝાલી રાખી, બીજા હાથથી પગનું તળીયું તપાસી જોયું કે, કોમળ પગમાં સોય જેવો તીક્ષ્ણ લાંબો કાંટો ભોંકાઈ ગયો છે. ધર્મપાળે ચતુરાઇથી કાંટો ખેંચી કાઢી દૂર ફેંકી દીધો. તપાસ કરતાં જણાયું કે, જે સ્થળે કાંટો પેસી ગયો હતો ત્યાંથી રક્તપ્રવાહ નિકળે છે. કેટલીકવાર પછી બન્ને જણ એક તળાવના કિનારે આવી પહોંચ્યાં.

ધર્મપાળ કલ્યાણીને બેસાડી તળાવમાં જઇને પાઘડી ભિંજવી લાવ્યો અને વસ્ત્ર ફાડી ઘા ઉપર પાટો બાંધ્યો. કલ્યાણીદેવી કેટ-લીકવાર બેસી રહી, પછી ધીરે ધીરે હાથ ઉપર માથું મૂકી સૂઇ ગઇ. ધર્મપાળે જાણ્યું કે કલ્યાણીદેવી ઊંઘી ગઇ છે, ત્યારે તે ઉઘાડી તલવાર હાથમાં રાખી આમ તેમ ફરવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, રાત્રિનો બાકીનો ભાગ જાગતા રહેવું, તેથી તે એક ઠેકાણે ન બેસતાં આમ તેમ

ફરવા લાગ્યો; પરંતુ આખા દિવસના સખ્ત પરિશ્રમને લીધે ધર્મપાળ ઘણો જ થાકી ગયો હતો. થોડીવાર પછી આંટા મારી શકવું અશક્ય થઈ પડયું. ધર્મપાળ ઉંઘી ગયેલી કલ્યાણીની પાસે આવી બેઠો. તત્કાળ નિદ્રા દેવીએ તેને પોતાના પંજામાં લીધો. ધર્મપાળ ઉઘાડી તલવાર ઉપર માથું મૂકી ઊંઘી ગયો.

ક્રમે પક્ષીઓ બોલવા લાગ્યાં. પૂર્વ દિશામાંથી અંધકાર ન્હાસી ગયો. ધર્મપાળ તથા કલ્યાણી હજી પણ ગાઢ નિદ્રામાં હતાં. પૂર્વાકાશમાં ખંડ મેઘો રક્તરંજનથી રંજિત થઇ ઉઠયાં, ઝાકળથી ભિંજાઇ ગયેલાં વૃક્ષનાં માથાં નવીન સૂર્યના કિરણથી સુવર્ણવર્ણ સમાન દીપી ઉઠયાં, તથાપિ તેમની ઉંઘ ઉડી નહિ. ક્રમે તાપ ઘણો સખ્ત લાગવા માંડયો, પ્રભાત-સૂર્યનાં કિરણ મુખમંડળ ઉપર પડવાથી ધર્મપાળ જાગી ઉઠયો. તે ગભરાઈ ઉઠીને બેઠો થયો અને જોયું કે, નિર્જન તળાવના કિનારે હરિયાળા ઘાસના ખેતરમાં કલ્યાણીદેવી હજી પણ ઊંઘે છે. ધર્મપાળ આંખો ચોળી હાથમાં તલવાર લઇને ઉભો થયો; પરંતુ કલ્યાણીના સુંદર મુખમંડળ ઉપરથી તેની દૃષ્ટિએ બીજે જવાની ઇચ્છા કરી નહિ. ધર્મપાળે જોયું કે, કલ્યાણીનું મુખ અત્યંત સુંદર છે. તેણે એવું મુખ કદિ પણ જોયું નહોતું.

એ સમયે તડકો કલ્યાણીદેવીના નિદ્રાથી મિંચાઈ ગયેલાં નયનો ઉપર પડયો. કલ્યાણીની નિદ્રા ઉડી ગઇ. તેણે જાગીને જોયું કે, ધર્મપાળ આગ્રહપૂર્વક તેના મુખ તરફ જુએ છે. કલ્યાણીનું સુંદર મુખ લજ્જાથી લાલચોળ થઇ ગયું. તે ઘુંઘટ તાણી લઇ ઉઠીને બેઠી. ધર્મપાળે પણ શરમાઇ જઇને બીજી તરફ મ્હોં ફેરવી લીધું.

હવે ધર્મપાળની નજર બીજી તરફ ગઇ. તેણે જોયું કે, થોડે દૂર ઇંટથી બાંધેલો મ્હોટો ઘાટ છે. ઘાટ વપરાશમાં આવતો હોય એમ ન લાગ્યું, કારણ પગથિયા ઉપર હરિયાળું ઘાસ ઉગી નિકળ્યું હતું. ઘાટથી થોડે દૂર એક વિશાળ અશ્વત્થવૃક્ષ હતું, તેની નીચે ઘણાં સૂકાં પાંદડાં પડેલાં હતાં. અશ્વત્થ-વૃક્ષ જોઇને ધર્મપાળના મનમાં આવ્યું કે, આ સ્થળ તેણે પ્રથમ દીઠેલું હોય એમ લાગે છે. એક ક્ષણ પછી તેને સઘળી વાત યાદ આવી. એક દિવસ પોતે કલ્યાણીદેવીની સાથે નાશી આવ્યો હતો અને આ જ તળાવના ઘાટ આગળ આશ્રય લીધો હતો. એ સઘળી વાતો એક પછી એક ધર્મપાળના માનસપટમાં અંકિત થઈ. તેને યાદ આવ્યું કે, તળાવના કિનારે નિર્જન ગામ હતું; હવે ગામના લોકો પાછા રહેવાને

આવ્યા હશે, તેથી ગામમાં અવશ્ય આશ્રય મળશે. ધર્મપાળે કલ્યાણીને પૂછ્યું:—"દેવી! પગમાં થતું દુઃખ ઓછું થયું કે?"

કલ્યાણીએ ધીમેથી કહ્યું:—"હા."

"ચાલી શકાશે ખરૂં?"

"હા, હું ધારૂં છું કે મારાથી ચલાશે."

"ત્યારે ચાલો, ગામમાં જઇએ."

કલ્યાણી ધીમે ધીમે ઉઠીને ઉભી થઇ. ધર્મપાળે પૂછ્યું:—"દેવી, આ સ્થળને ઓળખી શકો છો ખરાં?"

ધીમેથી ઉત્તર મળ્યો:—"હા."

"એક દિવસ—એક દિવસ તમારી સાથે આ સ્થળે આવ્યો હતો."

કલ્યાણીદેવીએ ઉત્તર ન આપતા માથાનો ઘુંઘટ તાણી લીધો.

ગામ એ વખતે પણ ઉજ્જડ હતું. અરાજકતા દૂર થવા છતાં પણ ગ્રામવાસીઓ પાછા આવ્યા નહોતા. એ જોઇ ધર્મપાળ ઘણો ચિંતાતુર થયો. કલ્યાણીદેવી ચાલતી હતી ખરી; પરંતુ તે વધારે દૂર ચાલી શકશે નહિ એમ જણાયું. ધર્મપાળે આશા રાખી હતી કે, ગામમાં કોઇ ગૃહસ્થને ત્યાં તેને મૂકી તે પોતે ગૌડીય સેનાની શોધમાં જશે; પરંતુ હવે એ અસંભવિત થઇ પડયું. કલ્યાણી થોડે દૂર ચાલ્યા પછી સ્થિર થઇને ઉભી રહી. ધર્મપાળ સમજ્યો કે, તે થાકી ગઇ છે. તે કલ્યાણીને બેસવાનો આગ્રહ કરી પોતે પણ ઘાસના ખેતરમાં બેઠો. એ સમયે દિવસનો પ્રથમ પ્રહર વીત ગયો હતો, શેષ વસંતના સૂર્યે પ્રચંડ મૂર્તિ ધારણ કરી હતી. ગૌડેશ્વરને ઘણી તરસ લાગી અને કેટલીકવાર પછી કલ્યાણીને કહ્યું:—"દેવી! તે વખતે આ ગામમાં ફળમૂળ મળ્યા હતા. તમે અહિં બેસો, હું જલદીથી પાછો આવું છું."

કલ્યાણીએ કહ્યું:—"મને એકલીને ઘણી બ્હીક લાગશે."

ધર્મપાળે કહ્યું:—"હું આટલામાં જ હોઇશ. તમારે કંઇ ભય નથી."

કલ્યાણીદેવી ત્યાં આગળ બેઠી. ધર્મપાળ ખોરાક શોધવા સારૂ વનમાં ગયો. ઘણીવાર સુધી શોધ કરવા છતાં ધર્મપાળને ક્યાંયથી પણ કંઇ ખાવાનું મળી શક્યું નહિ. તે નિરાશ થઇને ગામના માર્ગે પાછો આવ્યો. તેણે પાછા આવીને જોયું કે, કલ્યાણી જે ઠેકાણે બેઠી હતી તે ઉજ્જડ હતું. ત્યાં આગળ કલ્યાણીદેવી નહોતી. ધર્મપાળે ગભરાઇને ચોતરફ શોધ કરી;

પરંતુ ક્યાંય પણ કલ્યાણીનો પત્તો મળ્યો નહિ. તેથી તે મ્હોટે સ્વરે કલ્યાણીનું નામ લઇને બૂમો પાડવા લાગ્યો; પરંતુ કોઇએ ઉત્તર ન આપ્યો. કલ્યાણીની શોધમાં ઉજ્જડ ગામની સીમામાં આવતાં ધર્મપાળની પીઠ ઉપર સખ્ત આઘાત થયો. તેણે પાછળ ફરીને જોયું કે, કોઇએ પીઠ ઉપર તીર માર્યું છે. જોતજોતામાં બીજાં પણ બે ત્રણ તીર આવી તેના શરીરમાં ભોંકાઈ ગયાં. ધર્મપાળ બેશુદ્ધ બની જઈ ધરણી પર ઢળી પડયો.

## પ્રકરણ ૬ ઠું.

### ધર્માધિકારીનો બનેવી.

સંધ્યા સમયે એક બખ્તરધારી ઘોડેસ્વાર ઝડપથી ઢેક્કરીનગર તરફ આગળ વધતો હતો. નગર આગળ આવતાં અશ્વ અચાનક જમીન પર પડી ગયો. તેથી ઘોડેસ્વાર તેને ત્યાં જ રહેવા દઇ દોડવા લાગ્યો. તે નગરના દરવાજે આવી પહોંચ્યો એટલે પ્રતિહારોએ તેને પૂછ્યું:—"તમે ક્યાંથી આવો છો ?"

આવનારે ઉત્તર આપ્યો:—"ગોકર્ણ દુર્ગમાંથી. શું મહારાજ આ નગરમાં આવ્યા છે ?"

"ક્યા મહારાજ ?"

"બાપુ, વળી મહારાજ કેટલા હોય ? આપણા મહારાજ, મહારાજાધિરાજ પરમેશ્વર પરમભટ્ટારક શ્રી ધર્મપાળદેવ."

"ના, મહારાજ ગૌડેશ્વર નગરમાં આવ્યા નથી."

"શું નગરમાં હાલમાં કોઇ મહાનાયક છે ?"

"હા, કમલસિંહ છે."

"તે ક્યાં છે એ મને કહી દો."

"અમારાથી તો દરવાજો છોડીને અવાશે નહિ. તમે આ રાજમાર્ગે થઇને ચાલ્યા જાઓ."

એ સમયે બીજો એક પ્રતિહાર બોલી ઉઠયો:—"વાહ, તેં તો બરોબર રસ્તો દેખાડી દીધો; જુઓ, ભાઇ, આપ પહેલાં ઉત્તર દિશામાં જજો અને ત્યાર પછી પૂર્વમાં, ત્યાર પછી દક્ષિણમાં અને અંતે પશ્ચિમ દિશામાં ફરી આ દરવાજે આવી પહોંચજો. એ જ રાઢ દેશનો સારો રસ્તો છે."

પ્રતિહાર મશ્કરી કરે છે એ જોઇ આવનારે કહ્યું:—"હું અગત્યના રાજકાર્ય સારૂ આવ્યો છું, માટે તમે મશ્કરી રહેવા દઇને જલદીથી મને કમલસિંહના તંબૂ અથવા ગૃહનો માર્ગ દેખાડી દ્યો; નહિ તો ઘણું નુકસાન થશે."

તેની વાત સાંભળી દરવાજાની પાસેની એક ઓરડીમાંથી એક વૃદ્ધ પ્રતિહાર ઉઠીને આવ્યો. તેને જોઇ બીજા બધા પ્રતિહારો માર્ગમાંથી ખસી ગયા, તેણે પૂછ્યું:—"તમે કોણ છો? તમારે શું જોઇએ છે?"

આવનારે ઉત્તર આપ્યો:—"હુ ગોકર્ણ દુર્ગમાંથી આવું છું. પ્રભુ અમૃતાનંદે મને મોકલ્યો છે. જો મને મહાનાયક કમલસિંહના ઘેર પહોંચાડી દેશો તો અત્યંત આભાર થશે."

વૃદ્ધે કહ્યું:—"યુદ્ધના સમયમાં નગરનો દરવાજો મૂકીને આગળ જવાનો હુકમ નથી: નહિ તો અમારામાંથી એક જણ તમારી સાથે આવત. મહાનાયક કમલસિંહ ધર્માધિકારીના ઘરમાં રહે છે. તમે આ રસ્તે થઇને ઉત્તર દિશામાં ચાલ્યા જાઓ. માર્ગમાં નાગરિકોને ધર્માધિકાનું ઘર પૂછજો એટલે કોઇ પણ તમને દેખાડશે."

આવનાર માણસ વૃદ્ધ પ્રતિહારે દેખાડેલા માર્ગે ચાલ્યો. થોડીવાર પછી એક નાગરિકને પૂછી ધર્માધિકારીના ઘર આગળ આવી પહોંચ્યો. આવનાર અંધારામાં ધર્માધિકારીના અંતઃપુરના દ્વારમાં આવી ઉભો રહ્યો. આંગણામાં એક રમણી સંધ્યાકાળની પૂજાની તૈયારી કરતી હતી. આવનારે બૂમ પાડી:—"ઘરમાં કોણ છે?"

રમણી તેનો કંઠસ્વર સાંભળી ચમકી ઉઠી. તેણે કંપિત કંઠે પૂછ્યું:—"તમે કોણ છો?"

ઉત્તર મળ્યો:—"હું પરદેશી છું; શું આ ધર્માધિકારીનું ઘર છે?"

બીજી વાર આવનારનો કંઠસ્વર સાંભળી રમણીના હાથમાંથી પુષ્પપાત્ર અવાજ કરતું જમીન પર પડ્યું. તેણે રૂંધાતા સ્વરે પૂછ્યું:—"તમે કોણ છો? તમે ક્યાંથી—?"

આવનારનો કંઠસ્વર સ્હેજ ધ્રુજ્યો; તે બોલ્યો:—"હું ગૌડીય સેનાનાયક છું. મારૂં નામ ગુરૂદત્ત છે."

"ત્યારે તમે—તમે તે—"

રમણીની કથા પૂરી થાય તે પહેલાં જ આવનાર બોલી ઉઠ્યો:—"શું મહાનાયક કમલસિંહ અહિંજ છે?"

રમણી બેશુદ્ધ થઇને ધરણી પર ઢળી પડી.

ઘણી વાર સુધી ઉત્તર ન મળવાથી આવનારે ધર્માધિકારીના ઘરની બીજી તરફ જઇ કમલસિંહને શોધી કાઢયો. એ વખતે કમલસિંહ ગૃહ આગળ સુખાસનમાં વિશ્રામ કરતો હતો. આવનાર તેને નમન કરી તેની આગળ જઇને ઊભો રહ્યો.

કમલસિંહે પૂછ્યું:—" તમે કોણ છો ? "

" પ્રભુએ મને કાન્યકુબ્જ દુર્ગમાં દીઠેલો છે. "

" કોણ, ગુરૂદત્ત ? કેમ, શું સમાચાર છે ? "

" ગોકર્ણમાંથી પ્રભુ અમૃતાનંદે મહારાજના સમાચાર લેવા સારૂ મને મોકલ્યો છે. શું મહારાજ ઢેકરી નગરમાં આવ્યા છે ? "

" મહારાજ ? ના ! "

" મહાદેવી કલ્યાણીને લઈ પરમ દિવસે રાત્રે મહારાજ ગોકર્ણમાંથી નિકળ્યા છે. કાલે સ્હાંજે તેમણે અહિં આવી દૂતદ્વારા સહીસલામત પહોંચ્યાના સમાચાર જણાવવાનું કહ્યું હતું. "

" ગુરૂદત્ત, મહારાજ તો અહિં આવ્યા નથી ! "

કમલસિંહ વ્યાકુળ થઇ ઉઠીને ઊભો થયો. સ્હામે એક પ્રતિહાર ઊભો હતો તેને કહ્યું:–" મારો ઘોડો લઇ આવવાનું કહે. ગુરૂદત્ત તારો ઘોડો કયાં છે ? "

ગુરૂદત્તે ઉત્તર આપ્યો:—" માર્ગમાં મરી ગયો છે. "

" તું મારો ઘોડો લે. મહારાજની સાથે કેટલા અંગરક્ષકો હતા ? "

" પચાસ. "

" તારૂં સૈન્ય કયાં છે. "

" અજયતીરે તંબૂમાં. "

" મારા સૈન્યમાંથી પચાસ ઘોડેસ્વારો લઇ તું મહારાજના શોધમાં જા. "

ગુરૂદત્તે પુનઃ નમન કર્યું અને પ્રતિહારની સાથે શિબિરમાં ગયો. ભીમદેવ તથા જયવર્દ્ધનની પાસે ધર્મપાળ અહિં ઢેકરીમાં આવ્યા નથી તે વિષેના સમાચાર મોકલવા માટે કમલસિંહે દૂતને બોલાવ્યો. દૂત આવ્યો, એ સમયે ઉઘાડા પગે ધર્માધિકારી વરાહરાત કમલસિંહ આગળ આવી પહોંચ્યા. કમલસિંહ તેમને પ્રણામ કરવા જતો હતો, પણ એટલામાં વરાહરાતે તેને અટકાવી ગભરાઇને પૂછ્યું:–" મહારાજ, તે ક્યાં છે ? "

કમલસિંહે કહ્યું:—" કોની વાત પૂછો છો ? "

"કેમ, મારા બનેવી વિષે પૂછું છું."

"આપના બનેવી?"

"હા, સર્વાનંદ ન્યાયાલંકાર."

"એ તો અહિં આવ્યા નથી."

"અમલ્લાએ કહ્યું કે, તે હમણાં જ આ તરફ આવ્યા છે."

"મહારાજ! એક કલાકથી કોઇ પણ બ્રાહ્મણ પંડિત મારી પાસે આવ્યો જ નથી."

"કોઇ નવો માણસ આવ્યો હતો કે?"

"હા, આવ્યો હતો. તે ગુરૂદત્ત હતો; એ અમારા સૈન્યમાં એક સેનાનાયક છે."

"મહારાજ, તેની આકૃતિ કેવી હતી વારૂ?"

"મહારાજ! મેં તેને બખ્તરથી ઢંકાયેલો જોયો હતો, તેથી તેની આકૃતિ હું કહી શકું તેમ નથી."

"તે ક્યાં ગયો?"

"હમણાંજ પ્રતિહારની સાથે શિબિરમાં ગયો."

ધર્માધિકારી વરાહરાત શર્મા ઉઘાડા પગે તથા ઉઘાડા માથે, ઉંચા શ્વાસે શિબિર તરફ દોડયા. ગુરૂદત્તે માર્ગમાં જતાં જતાં ધર્માધિકારીના અંતઃપુરના દ્વાર પાસે ઊભા રહી પ્રતિહારને પૂછ્યું:—"આ ઘર કોનું છે?"

પ્રતિહારે કહ્યું:—"આ ધર્માધિકારીનું અંતઃપુર છે."

"ધર્માધિકારીનું નામ શું?"

પ્રતિહારે ઉત્તર આપ્યો:—"વરાહરાત શર્મા."

ગુરૂદત્ત ત્યાં આગળથી ઝડપથી શિબિર તરફ ચાલ્યો અને થોડીવાર પછી પચાસ ઘોડેસ્વારોને પોતાની સાથે લઇ ગૌડેશ્વરની શોધમાં નિકળ્યો.

---

## પ્રકરણ ૭ મું.

---

### અવરોધ અને મુક્તિ.

ધર્મપાળે શુદ્ધિમાં આવતાં જોયું કે, પોતે એક મકાનના સાંકડા ઓરડામાં ધુળવાળી જમીન ઉપર સુઇ રહ્યો છે. ઓરડો નિર્જન છે; પરંતુ ઓરડાનાં જીર્ણદ્વાર મજબુતથી બંધ કરેલાં છે. ઘણા ઘવાયેલા ભાગમાંથી રક્તપ્રવાહ નિકળવાથી તેનાં વસ્ત્રો લોહીથી તરબોળ થઇ ગયાં હતાં.

ધર્મપાળે ઉભા થઇને જોયું કે, પોતાની તલવાર ચોરાઈ ગઈ છે. તે ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો અને જોયું કે, ઘર કોઇ ધનવાન માણુસનું છે, પરંતુ ઘણા લાંબા વખતથી મનુષ્યના વપરાશમાં આવ્યું નહોતું. બારીઓ લોખંડી સળીયા વતી મજબુત કરી લીધેલી હતી, પરંતુ તેનાં બારણાં ભાંગી ગયાં હતાં. બારીમાંથી મકાનની પાસેનો બગિચો જણાતો હતો. ઓરડાની ભીંતમાં કેટલાક અશ્વત્થ તથા વટવૃક્ષ ઉગ્યાં હતાં, તેમના ભારથી મકાન પડવા જેવું થઇ ગયું હતું.

ધર્મપાળે ઘણી વાર સુધી વિચાર કર્યા પછી નક્કી કર્યું કે, બારીના માર્ગે થઇને ન્હાસી જવું એ જ શ્રેયષ્કર છે. તે બારીમાં જડેલા સળીયા તપાસવા લાગ્યો. ઓરડાની એક તરફની એક બારીમાં એક મ્હોટું અશ્વત્થ વૃક્ષ ઉગ્યું હતું, તેના ભારથી ઓરડાની ભીંત હાલી ગઇ હતી. એ બારીના સળીયા ઢીલા થઇ ગયેલા જોઇ, ધર્મપાળ તેઓને ઉખેડી નાંખવા સારૂ યત્ન કરવા લાગ્યો. એક બે સળીયા હાલ્યા ખરા; પરંતુ નિકળ્યા નહિ. તેથી ધર્મપાળે એક સળીયાને ઘણા જોરથી લાત મારી. સળીયો નિકળી ગયો, તેની સાથે સાથે એક બે ઇંટો પણ જમીન પર પડી. અવાજ સાંભળી ઓરડાની બહારથી કોઈ માણસે પૂછ્યું:—"કોણ છે?"

ધર્મપાળ ઉત્તર આપ્યા વિના સ્થિર થઇને બેસી રહ્યો. પ્રશ્ન પૂછનારે વધારે પૂછ્યું નહિ. થોડીવાર પછી તેણે બીજો સળીયો કાઢવાનું શરૂ કર્યું. ઇંટો પડી જવાથી સળીયા ઢીલા થઇ ગયા હતા, તેથી બીજો સળીયો સહેલાઇથી નિકળી ગયો. ધર્મપાળ ધીરે ધીરે બારીમાંથી શરીર બહાર કાઢી અશ્વત્થ–વૃક્ષની ડાળ પકડી લટકી પડયો.

તે સ્થળે મકાનની ભીંતમાં ઉગેલાં અશ્વત્થ–વૃક્ષની શાખાઓ બગિચામાં ઉગેલાં આમ્રવૃક્ષની શાખાઓને ગાઢ આલિંગન આપી વળગી ગઇ હતી. ધર્મપાળ અશ્વત્થ–વૃક્ષ ઉપરથી આમ્રવૃક્ષ ઉપર ઉતરી જમીન પર આવ્યો. ધર્મપાળ વૃક્ષ પરથી ઉતરી ઘણીવાર સુધી સ્થિર થઇને ઉભો રહ્યો. પછી મનુષ્યનો શબ્દ ન સંભળાયાથી ઘણી જ સંભાળથી જીર્ણ મકાનની ચોતરફ ફરવા લાગ્યો.

ગૌડેશ્વરે જોયું કે, મકાનની બહાર કોઈ માણસ નથી. ઝાડપાલાથી ચારે બાજૂ આચ્છાદિત થઈ ગઈ છે. ધર્મપાળે ચોતરફ ફરી વળી અંતે ભાંગેલી બારીના માર્ગે થઇને મકાનમાં પ્રવેશ કર્યો. તેણે જે ઓરડામાં પ્રવેશ કર્યો, તેમાં કોઇ નહોતું; પરંતુ ત્યાંથી એક માણસના ઘોરવાનો અવાજ

સંભળાતો હતો. ગૌડેશ્વરે ધીરે ધીરે ઓરડામાંથી બહાર આવી જોયું કે પાસેના એક ઓરડાના દ્વારમાં એક અસ્ત્રધારી પુરૂષ ઉંઘે છે. તેનું તીરકામઠું તથા તલવારનું મ્યાન જમીનપર પડયું છે, મ્હોંપર સેંકડો માખીઓ ગણગણી રહી છે. ધર્મપાળે જાણ્યું કે, તે સુરાપાન કરવાથી બેશુદ્ધ થઈ ગયો છે. તેથી તેણે ધીરે ધીરે આગળ આવી તેનાં હથિયાર લઇ લીધાં અને તેની પાસે જઈ એકદમ તેની છાતી ઉપર ઘુંટણ દબાવી તેનું ગળું દબાવ્યું. તે માણસ જાગી ઉઠયો ખરો; પરંતુ કોઇ પણ પ્રકારનો શબ્દ બોલી શક્યો નહિ. ગૌડેશ્વરે તેની કિંમતી પાઘડી લઇ તેનું મ્હોં, હાથ તથા પગ બાંધ્યાં અને તેને પ્રથમ ઓરડાના એક ખૂણામાં નાંખ્યો.

તે માણસ જે ઓરડાના દ્વારમાં ઉંઘતો હતો, તે ઓરડાનું દ્વાર બંધ હતું. ધર્મપાળે દ્વાર આગળ જઈ ધીમેથી બૂમ પાડી :—" કલ્યાણી ! "

ઓરડામાંથી ઉત્તર મળ્યો :—" હાં. "

ધર્મપાળ સમજી શક્યો કે, કલ્યાણીદેવીએ પોતાનો સ્વર ઓળખી કાઢયો છે. તેણે પુનઃ ધીરે ધીરે કહ્યું:—" કલ્યાણી ! બ્હીક નથી. હું ધર્મ છું. "

કલ્યાણીદેવી ઓરડાના દ્વાર આગળ આવી ઉભી રહી. તે સાંભળી ધર્મપાળે કહ્યું:—" કલ્યાણી ! હમણાં કંઈ બોલશો નહિ. તમારા દ્વારપાળને બાંધી મૂક્યો છે ખરો; પરંતુ ઘરમાં હજી પણ એક બે માણસો હોય એમ લાગે છે. હું બહારથી બારણાં ઉઘાડવાનો યત્ન કરૂં છું, તમે અંદરથી ઉઘાડવાનો યત્ન કરો. "

બન્નેના પ્રયત્નથી બારણાં ઉઘડી ગયાં. કલ્યાણીએ કહ્યું :—" તેઓ હમણાં આવી પહોંચશે. "

ગૌડેશ્વરે વિસ્મિત થઇને જોયું કે, કલ્યાણીનું સમસ્ત શરીર ઘવાયું છે, પહેરેલાં વસ્ત્રો તદ્દન ફાટી ગયાં છે તથા કેશપાશ વિખરાઈ ગયા છે. બન્ને ગભરાટમાં જીર્ણ મકાનમાંથી બહાર નિકળી ઝડપથી પગ ઉપાડી વનમાં સંતાઇ ગયાં. કલ્યાણીદેવી અધીર થઇ રૂદન કરવા લાગી. ધર્મપાળે મહા મુશ્કેલીથી તેને શાંત પાડી પૂછ્યું:—" તમે કહ્યું કે તેઓ આવશે, તેઓ કોણ?"

કલ્યાણીએ ઉત્તર આપ્યો:—" લૂંટારા. "

" શું તે ગુર્જરો છે ? "

" ના; તે ગૌડીય છે, પણ તેમની સાથે એક ગુર્જર હતો. "

" એ ગુર્જરની કંઈ વાતચિત સાંભળી હતી ? "

"હા, સાંભળી હતી. તે ગુર્જરસેનાપતિનો દૂત છે. ગુર્જરોએ પૈસા આપીને સઘળા લૂંટારાઓને વશીભૂત કરી લીધા છે અને તેમની મારફતે દેશમાં લૂંટ ચલાવે છે."

"શું ત્યારે આપણે ગુર્જરસેનાના હાથમાં સપડાયા નથી?"

"ના. પણ જો કદાચ સ્હાંજ સુધી કેદ રહ્યાં હોત તો અવશ્ય તેમના હાથમાં સપડાવું પડત; કારણ આજ સ્હાંજે ગુર્જર સેના આ વનમાં પડાવ નાંખશે."

"કલ્યાણી! હું જ્યારે ફળ લેવા સારૂ ગયો હતો, ત્યારે તમે ક્યાં ગયાં હતાં વારૂ?"

"હું ભયભીત થવાથી વનમાં સંતાવા જતી હતી, એટલામાં તે વનમાંથી એક લૂંટારાએ બહાર આવી મને પકડી લીધી. મેં તેની પાસેથી મુક્ત થવાનો યત્ન કરવા જતાં આ ફળ ભોગવ્યું છે."

એમ કહીને કલ્યાણીદેવીએ પોતાના શરીર ઉપર પડેલા ઘાનાં નિશાન દેખાડયાં. ત્યાર પછી બોલીઃ—"એ વખતે મને તમારૂં સ્મરણ થયું. હું રોવા લાગી."

"કલ્યાણી! તમને મારૂં સ્મરણ શા માટે થયું વારૂ?"

ધર્મપાળના વક્ષસ્થળમાં મ્હોં સંતાડી દઈ કલ્યાણીએ કહ્યુંઃ—"એ હું જાણુતી નથી."

ધર્મપાળે પૂછ્યુંઃ—"ત્યાર પછી શું થયું?"

કલ્યાણીએ નીચું મસ્તક રાખી કહ્યુંઃ—"મને રોતી જોઇને લૂંટારાઓએ મારૂં મ્હોં બાંધી દીધું."

"ત્યાર પછી?"

"ત્યાર પછી તમે આવ્યા; લૂંટારાઓએ દૂરથી તમામ ઉપર તીર ફેંક્યાં. તમે બેશુદ્ધ થઇને ધરણી પર ઢળી પડયા. એ લૂંટારાઓ તમને ઉંચકી જીર્ણ મકાનમાં લઈ ગયા. હું બેશુદ્ધ થઈ ગઈ હતી. મેં ઉઠીને જોયું કે રાત્રિ પડી છે."

"શું ત્યારે એક દિવસ વીતિ ગયો છે?"

"હા, તમે બેશુદ્ધ થઇ ગયા હતા, તેથી જાણી શકયા નથી."

"કલ્યાણી, તમે કાંઇ ખાધું છે કે?"

ઉત્તર ન મળ્યો તે જોઈ ધર્મપાળે જાણ્યું કે, લાગલાગટ બે દિવસથી કલ્યાણીએ આહાર કર્યો નથી. બન્ને જણ ધીરે ધીરે ગાઢા જંગલમાં થઇને

આગળ વધ્યાં. કેટલીકવાર પછી વનમાં એક જૂનું તળાવ જણાયાથી બન્ને જણે પેટ ભરીને પાણી પીધું અને તરસ શાંત થવાથી કિનારે બેસી વિશ્રામ કરવા લાગ્યાં.

સાંજ પડવા આવતી જોઇને ધર્મપાળ સુકાં લાકડાં, ઘાસ તથા પાંદડાં એકઠાં કરી એક વૃક્ષ નીચે કલ્યાણીને માટે આશ્રય બનાવવામાં પ્રવૃત્ત થયો. બન્ને જણ એકચિત્તે કુટીર બાંધતાં હતાં, એટલામાં પાછળ પગરવ સાંભળી ધર્મપાળ ફરીને ઊભો રહ્યો. ગૌડેશ્વરે વિસ્મિત થઇને જોયું કે, થોડે દૂર બખ્તરથી ઢંકાયેલો એક યોદ્ધો ઊભો રહ્યા છે. તે જેવો પાછો ફર્યો કે તરત જ તે માણસે મ્યાનમાંથી તલવાર કાઢી સભ્યતા પ્રમાણે તેને નમન કરી કહ્યું:—"ગૌડેશ્વરનો જય થાઓ."

ધર્મપાળે મ્યાનમાંથી તલવાર કાઢી પૂછ્યું:—"તમે કોણ છો?"

તે માણસે ઉત્તર આપ્યો:—"મહારાજ, દાસનું નામ ગુરૂદત્ત છે. ગૌડીય સૈન્યમાં સેવક 'મૂક'ના નામથી ઓળખાય છે."

ભૂખ્યા, થાકી ગયેલા, ઘવાયેલા તરૂણ ગૌડેશ્વરે દોડી જઇને સૈનિકને કંઠાલિંગન કરી કહ્યું:—"ગુરૂદત્ત, ભાઈ!"

એટલું બોલતામાં ધર્મપાળનો કંઠ રૂંધાઇ ગયો. એ સમયે નિર્જન વન-પ્રદેશ કંપિત કરી મૂકીને ભીષણ જયધ્વનિ સંભળાયો. ગૌડેશ્વરે વિસ્મિત થઇને પૂછ્યું:—"ગુરૂદત્ત, આ બધો વ્યાપાર શું છે?"

ગુરૂદત્તે ઉત્તર આપ્યો:—"મહારાજ, પાંચસો સૈનિકો લઇને હું આપની શોધમાં બહાર નિકળ્યો હતો. કદાચ તેમણે શત્રુઓને જોવાથી તેઓના ઉપર આક્રમણ કર્યું છે."

"તેઓ ક્યાં છે?"

"તળાવના ઉત્તર કિનારે."

"મારી સાથે મહાદેવી કલ્યાણી છે."

"તેમને માટે પાલખી લાવ્યો છું."

ત્રણે જણે ઝડપથી શિબિર તરફ પ્રયાણ કર્યું.



## પ્રકરણ ૮ મું.

### ગોવંદનું ચક્રધારણ.

સહસા યુદ્ધ બંધ પડી ગયું. ગુર્જરસેના જ્યારે લગભગ ગંગા કિનારા સુધી આગળ વધી હતી, ત્યારે ગૌડીય સેનાપતિઓએ એક દિવસ વિસ્મિત થઈ સાંભળ્યું કે, ગુર્જરસેનાનાં ટોળે ટોળાં પશ્ચિમ તરફ પાછાં ફરે છે. રાઢ તથા વરેન્દ્રની સઘળી ગુર્જરસેના આક્રમણ કરવાનું ત્યજી દઈ એકજ સમયે પશ્ચિમ તરફ પાછી ફરી. ગૌડીય સેનાનાયકો નગર અથવા દુર્ગ છોડી તેઓની પુંઠ લેવાનું સાહસ કરી શક્યા નહિ. પ્રમથસિંહની સાવધાનતા સઘળાને ઠીક લાગી નહિ. વિમલનંદી ઘોડેસ્વાર સૈન્ય લઈને રાત્રિના સમયે પલાયન કરી ગુર્જરસેનાની પાછળ પડયો. ધર્મપાળનો હજી ક્યાંય પત્તો નહોતો.

ગુમ થઈ ગયેલા ગૌડેશ્વર તથા ભાવી પટ્ટમહાદેવી કલ્યાણીને લઈ ગુરૂદત્ત જે દિવસે ઢેક્કરી નગરીમાં પાછો આવતો હતો ત્યારે ગુર્જરસેના ગૌડ, અંગ, મગધ છોડી કરૂષ દેશમાં જતી રહી હતી. એ દિવસ પછી વિમલનંદીએ સમાચાર મોકલાવ્યા કે, શોણ ઓળંગતી વખતે ગુર્જરોની સાથે પોતાને યુદ્ધ થયું હતું, યુદ્ધ વખતે જયવર્દ્ધન તથા ભીષ્મદેવ આવી પહોંચવાથી ગુર્જરો પરાજિત થયા છે અને ગુર્જર સૈનિકો બંદીવાન થયા છે.

ધર્મપાળ તથા કલ્યાણીને લઈ ગુરૂદત્ત જ્યારે ઢેક્કરીમાં પાછો ફર્યો ત્યારે નગરમાં એવી વાત ઉડી ગઈ કે, મહારાજાધિરાજ ગૌડેશ્વર નવ પરિણિત પત્નીને લઈ નગરમાં આવે છે. નાગરિક તથા નાગરિકાઓનાં ટોળે ટોળાં સુંદર વસ્ત્રોથી સજ્જિત થઈ રાજા તથા રાણીનો સત્કાર કરવા સારૂ નગરના દરવાજા બહાર માર્ગમાં આવીને ઉભાં રહ્યાં. પુષ્પ તથા આસોપાલવનાં તોરણોથી ઘરોને સુશોભિત કરવામાં આવ્યાં, બારણે બારણે ભરેલાં જલપાત્ર તથા કેળાના સ્તંભ મૂકવામાં આવ્યા. સઘળાએ જાણ્યું કે, મહારાજાધિરાજ ગૌડેશ્વરનો વિવાહ થઈ ગયો છે. અરે, એટલુંજ નહિ પણ કમલસિંહ સુદ્ધાંના મનમાં એવો વિશ્વાસ આવ્યો કે, કલ્યાણીની સાથે ધર્મપાળનો વિવાહ થઈ ગયો છે.

સમ્રાટ્ આવ્યા. ઢેક્કરી નગરમાં તેમને રહેવાને યોગ્ય ગૃહ નહોતું, તેથી નગરમાં તેમને માટે તંબૂ નાંખવામાં આવ્યો; કલ્યાણીદેવી ધર્માધિકારીના ગૃહમાં આવી. ધર્મપાળ જે દિવસે ઢેક્કરીમાં આવ્યો, તે જ દિવસે

બપોર પછી કમલસિંહે શિબિરમાં બેસી ગૌડેશ્વરની સાથે વાતચિત કરતાં કહ્યું:—"મહારાજ ! આપ જ્યારે દેવી કલ્યાણીના સ્વામી થયા છો, ત્યારે સગાઇમાં આપ મારા કનિષ્ઠબન્ધુ છો. મારા સ્વર્ગસ્થ કાકીશ્રી કલ્યાણીનો વિવાહ કરીને મૃત્યુ પામ્યા, એ જ અમારૂં સૌભાગ્ય છે."

ધર્મપાળે વિસ્મિત થઇને પૂછયું:—"હેં ! શું ગોકર્ણનાં દુર્ગસ્વામિની મરી ગયાં ?"

કમલસિંહે ઉત્તર આપ્યો:—"હા, શું આપે એ સમાચાર સાંભળ્યા નથી ?"

ધર્મપાળે કહ્યું:—"ના."

કમલસિંહ બોલ્યો:—"શું ત્યારે કલ્યાણી પણ તેની માતાના મૃત્યુના સમાચાર જાણતી નથી ?"

ધર્મપાળે ઉત્તર આપ્યો:—"ના."

કમલસિંહે પૂછયું:—"શું ગુરૂદત્તે આપને એ સમાચાર જણાવ્યા નથી?"

ધર્મપાળે કહ્યું:—"ના; દુર્ગસ્વામિનીનું કેવી રીતે મૃત્યુ થયું ?"

કમલસિંહ બોલ્યો:—"મહારાજ ! આપની સાસુએ પતિકુળના દુર્ગનું રક્ષણ કરવા સારૂ હાથમાં તલવાર લઇ યુદ્ધમાં પ્રાણ વિસર્જન કર્યો છે."

ધર્મપાળે પૂછયું:—"શું ત્યારે ગુર્જરેશે ગોકર્ણ દુર્ગ ઉપર અધિકાર મેળવ્યો હતો ?"

કમલસિંહે ઉત્તર આપ્યો:—"ના; મારા કાકીશ્રી શત્રુ સૈન્યની ગતિ રોકવા સારૂ અમૃતાનંદ તથા ગુરૂદત્તની સાથે દુર્ગની દિવાલ ઉપર ઊભા રહી સૈન્યનો વહીવટ ચલાવતાં હતાં, એટલામાં શત્રુસેનામાંથી એક તીર આવી તેમને વાગ્યું અને તેથી તેમનું મરણ થયું. ગુરૂદત્ત આપને એ સમાચાર જણાવવા સારૂ જ ગોકર્ણમાંથી ઠેકરી આવ્યો હતો."

ધર્મપાળ બોલ્યો:—"પરંતુ ગુરૂદત્તે તો મને એ વિષે કાંઇ કહ્યું જ નહિ ? તે ક્યાં છે ?"

કમલસિંહે કહ્યું:—"મહારાજે જ્યારે નગરમાં પ્રવેશ કર્યો, ત્યારે તે આપની બાજૂમાં હતો."

ધર્મપાળ બોલ્યો:—"હા, પણ ત્યાર પછીથી એ જણાતો નથી."

કમલસિંહે કહ્યું:—"તેની તપાસ કરૂં ?"

ધર્મપાળે ઉત્તર આપ્યો:—"તમે રહેવા દો. હુંજ તેની તપાસ કરાવુંછું."

ગૌડેશ્વરના બોલાવ્યાથી એક દંડધર તંબૂમાં આવ્યો. ધર્મપાળે તેને ગુરૂદત્તની શોધમાં જવાનો આદેશ કર્યો. દંડધરના ગયા પછી ગૌડેશ્વરે કહ્યું:—

" મહા નાયક ! હવે તો તમે જ મહાદેવીના સંબંધીજન રહ્યા છો. માટે કલ્યાણીને માતૃવિયોગના સમાચાર તમે જ જણાવી આવો."

કમલસિંહે કહ્યું:—" મહારાજ ! કલ્યાણી ધર્માધિકારી વરાહરાતના અંતઃપુરમાં છે. આ સમાચાર ધર્માધિકારીની પત્ની અથવા તેની ભગિનીના મુખેથી જણાવવા ઉચિત છે."

ગૌડેશ્વરની આજ્ઞાથી બીજો એક દંડધર ધર્માધિકારી વરાહરાતને બોલાવી લાવવા સારૂ ગયો. ધર્મપાળે કમલસિંહને પૂછ્યું:—" ત્યારે હવે ગોકર્ણદુર્ગની શી વ્યવસ્થા કરશો ?"

કમલસિંહે ઉત્તર આપ્યો:—" મહારાજ, હું શું વ્યવસ્થા કરૂં ? ગૌડેશ્વરની પટ્ટમહાદેવી કલ્યાણી જ હવે ગોકર્ણદુર્ગની અધીશ્વરી છે. ગૌડેશ્વરીના અધિકારનું રક્ષણ કરવા સારૂ મહારાજને એક અમલદાર નિમવો પડશે."

ધર્મપાળ ઉત્તર ન આપતાં વિચાર કરવા લાગ્યો. કેટલીકવાર પછી એક દંડધરે આવી સમાચાર આપ્યા કે, મહારાજાધિરાજ ગૌડેશ્વરની સમીપમાં વર્દ્ધમાનભૂક્તિના ધર્માધિકારી વરાહરાત શર્મા મળવા માટે આવ્યા છે. ધર્મપાળે તેમને અંદર લઈ આવવાની આજ્ઞા કરી. વિના વિલંબે વરાહરાત શર્મા હાથમાં એક નારિયેળ લઈ ગૌડેશ્વરની સમીપમાં આવી પહોંચ્યા. ધર્મપાળે તેમને પ્રણામ કરી આસન આપીને કહ્યું:—"ધર્માધિકારી ! આજે એક અગત્યના કામ માટે મેં આપને બોલાવ્યા છે. આપના કુટુંબમાં સૌ કુશળ તો છે ને ?"

વરાહરાતે કહ્યું:—" મહારાજ, છેલ્લાં બે વર્ષથી લાગલાગટ અમે ઘણી જ માનસિક અશાંતિમાં દિવસ વ્યતીત કરીએ છીએ."

ધર્મપાળે કહ્યું:—" કેમ, શું થયું છે વારૂ ?"

વરાહરાતે ઉત્તર આપ્યો:—" મહારાજ, ગુર્જર યુદ્ધની શરૂઆતમાં મારા બનેવી સર્વાનંદ ન્યાયાલંકાર એક સામાન્ય કારણને લીધે ગૃહનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે."

ધર્મપાળે પૂછ્યું:—" શું એમનો કંઈ પત્તો મળ્યો નથી ?"

વરાહરાતે કહ્યું:—" મેં એમ સાંભળ્યું છે કે, સર્વાનંદ ગૌડેશ્વરના સૈન્યમાં દાખલ થયા છે. એ સમાચાર સાંભળી મેં ગર્ગદેવ તથા મહાકુમાર વાક્પાલદેવને તેમની શોધ કરવા સારૂ પ્રાર્થના કરી હતી; પરંતુ કંઈ પત્તો મળ્યો નહિ. હાલમાં ગુરૂદત્ત નામનો મહારાજાધિરાજનો એક સેનાનાયક આપની શોધમાં ગોકર્ણમાંથી ઢેક્કરીમાં આવ્યો હતો; તે જ્યારે મહાનાયક કમલસિંહની શોધમાં મારા ગૃહમાં આવ્યા હતા, ત્યારે મારી બ્હેને કંઠસ્વર

ઉપરથી તેમને ઓળખી કાઢ્યા હતા. ત્યારથી હું એ ગુરૂદત્ત અથવા સર્વાનંદની શોધમાં ફરૂં છું. "

ધર્મપાળે કમલસિંહ તરફ જોઈ પૂછ્યું:—" મહાનાયક, શું ગુરૂદત્ત બ્રાહ્મણ છે ? "

કમલસિંહે કહ્યું:—" ઉદ્ધવના મ્હોંયેથી સાંભળ્યું હતું કે ગુરૂદત્ત બ્રાહ્મણ છે. "

ધર્મપાળે કહ્યું:—" સર્વાનંદ ન્યાયાલંકારે ન્યાયશાસ્ત્ર છોડી દઈને તલવાર શા માટે ગ્રહણ કરી ? "

વરાહરાતે કહ્યું:—" મહારાજ ! સર્વાનંદ મારી બ્હેનને ઘણી જ ચાહતા હતા; તેને છોડીને જવું ન પડે એવા વિચારથી તે ધન મેળવવા તરફ દુર્લક્ષ કરતા હતા. એક ખરાબ ઘડિયે એક દિવસ મારી બ્હેને મારી પત્નીના શરીર ઉપર નવા અલંકાર જોઇ સર્વાનંદની પાસે એવા જ અલંકાર માગ્યા હતા. એ વખતે તેમનામાં એવા અલંકાર લાવી આપવાની શક્તિ નહોતી. તે દિવસથી સર્વાનંદ દુઃખ તથા ક્ષોભમાં ગૃહનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે. "

ધર્મપાળ બોલ્યો:—" પરંતુ ગુરૂદત્ત ઘોડેસ્વારી કરવામાં તથા અસ્ત્ર ચલાવવામાં એવો હોંશિયાર છે કે તે ઉપરથી તો તેને બ્રાહ્મણ કળી શકાતો નથી. "

વરાહરાતે કહ્યું:—" મહારાજાધિરાજ ! સ્વર્ગીય ગૌડેશ્વરના રાજ્યની શરૂઆત પહેલાં જ્યારે દેશ અરાજકતાથી પાયમાલ થઈ જતો હતો, ત્યારે ગૌડ બંગવાસીઓ જાતિ વા ધર્મનો ભેદ રાખ્યા વિના સર્વ અસ્ત્રવિદ્યા શિખતા હતા. સર્વાનંદ એક હોંશિયાર ઘોડેસ્વાર છે. ધનુર્વિદ્યામાં અમારા પરગણામાં તેમના જેવો બીજો કોઇ હોંશિયાર માણસ નહોતો. તેમણે અસિ યુદ્ધમાં ઘણીવાર ગૌડેશ્વરના સૈનિકોને પરાજિત કર્યા છે. "

ધર્મપાળે પૂછ્યું:—" ગુરૂદત્તની આકૃતિ કેવી છે ? "

કમલસિંહ બોલ્યો:—" શું મહારાજને યાદ નથી કે, ગુરૂદત્ત હમેશાં બખ્તર પહેરી રાખે છે ? "

ધર્મપાળે કહ્યું:—" હા, તે કદિ પણ વધારે બોલતો નથી. "

એ સમયે એક દંડધરે આવી સમાચાર આપ્યા કે, " વિશ્વાનંદ તથા ઉદ્ધવઘોસ દાક્ષિણાત્યની મુસાફરીમાંથી પાછા આવ્યા છે. રાષ્ટ્રકૂટરાજ ગોવિંદે ગૌડેશ્વરની સાથે સંધિ કરી ગુર્જર રાજ્ય ઉપર આક્રમણ કર્યું છે. "

કમલસિંહે હસીને કહ્યું:—" મહારાજ, ગોવિંદે આટલા દિવસે ચક્ર ધારણ કર્યું છે. આ વખતે જય અવશ્ય છે."

ધર્મપાળે મ્લાનમુખે કહ્યું:—" મહાનાયક, અંતે રક્ષણ થયું છે એ ખરૂં; પરંતુ બૌદ્ધસંઘે મને જે નીતિ શિખવાડી છે, તે હું કદાપિ ભૂલી જઇશ નહિ."

એટલામાં બીજા એક દંડધરે આવી સમાચાર આપ્યા કે, સેનાનાયક ગુરૂદત્ત તંબૂમાં હાજર નથી, તેમનો ક્યાંય પત્તો મળતો નથી."

ગૌડેશ્વરે ધીરે ધીરે કહ્યું:—" ધર્માધિકાર, સર્વાનંદ ન્યાયાલંકારે જો ખરેખર ગુરૂદત્ત નામ ધારણ કર્યું હશે, તો હું તેને લાવી આપીશ. કેવળ એક બે દિવસનો વિલંબ થશે. આપને મેં જે કાર્ય માટે બોલાવ્યા છે, તે સાંભળો. મેં ઢેક્કરીમાં આવી સાંભળ્યું કે, મહાદેવી કલ્યાણીને માતૃવિયોગ થયો છે. મહાદેવી ગોકર્ણની દુર્ગસ્વામિનીની એકની એક પુત્રી છે. તે માતાના મૃત્યુના સમાચાર સાંભળતાં જ અત્યંત દુઃખિત થઈ જશે. તેથી મારી એટલી વિનંતી છે કે, આપ આપની પત્ની અથવા ભગિનીની મારફતે એ સમાચાર તેને જણાવો."

વરાહશર્તે કેટલીકવાર સૂધી નીચું માથું રાખી વિચાર કર્યો અને પછી કહ્યું:—" કાર્ય ઘણું જ કઠિન છે; પરંતુ જ્યારે સમ્રાટ્ આજ્ઞા કરે છે, ત્યારે મારે તેનું પાલન કરવું જ પડશે."

ધર્માધિકારીએ એમ કહીને વિદાય લીધી. ધર્મપાળે કમલસિંહને પૂછ્યું:—" મહાનાયક, ગુરૂદત્ત કોણ ?"

" સમસ્યા."

" તે કોણ પૂરી કરશે ?"

" પ્રેમ."



## પ્રકરણ ૯ મું.

### ચક્રનું પરિવર્ત્તન.

સંધ્યાકાળે માર્ગની બાજૂમાં આમ્રકુંજ નાંખેલા તંબૂમાં એક ગૈરિકવસ્ત્રધારી સંન્યાસી તથા એક વયોવૃદ્ધ યોદ્ધો બેસી વાતચિત કરી રહ્યા હતા. ગ્રીષ્મકાળ હતો. તંબૂમાં તાપ ઘણો જ લાગતો હતો, એથી બન્ને મુસાફરો એક જૂના આમ્રવૃક્ષ નીચે ગાલીચો બિછાવી વિશ્રામ કરતા હતા. થોડે દૂર વૃક્ષની નીચે સેંકડો સૈનિકો તથા નોકરો રસોઇ કરતા હતા; તંબૂના ચારે ખૂણા ઉપર ચાર અસ્ત્રધારી સૈનિકોને ચોકી કરવા સારૂ મૂકયા હતા.

વૃદ્ધ બોલતો હતોઃ—"પ્રભુ, જીવનનાં સઘળાં કાર્ય પૂરાં કરી નાંખ્યાં છે, હવે માત્ર એક જ કાર્ય કરવું બાકી રહ્યું છે."

સંન્યાસીએ પૂછ્યુંઃ—"તે શું ?"

વયોવદ્ધ ગોદ્ધાએ ઉત્તર આપ્યોઃ—"કલ્યાણીનો વિવાહ. કલ્યાણીને ગૌડેશ્વરના હાથમાં સોંપ્યા પછી હું નિરાંતે મરી જઇશ."

સંન્યાસી બોલ્યોઃ—"આ વખતે યુદ્ધ પૂરૂં થઇ જશે, તેથી હવે કલ્યાણીના વિવાહને વધારે વિલંબ નહિ થાય."

વૃદ્ધ યોદ્ધાએ કહ્યુંઃ—"પ્રભુ, મેં ઘણા સમય પહેલાં સાંભળ્યું હતું કે, જ્યોતિષશાસ્ત્ર ઉપર આપનો અસાધારણ અધિકાર છે. કલ્યાણીનો વિવાહ ક્યારે થશે અને હું ક્યારે મુક્ત થઇશ, તે કૃપા કરીને નહિ કહો વારૂ ?"

સંન્યાસીએ સ્હેજ હસીને કહ્યુંઃ—"કલ્યાણીને જોયા વિના હું કેવી રીતે તેનું ભવિષ્ય ભાખી શકું ? ચાલો, આપણે દેશમાં જઇને કલ્યાણીના ભાગ્યની પરીક્ષા કરીએ."

વૃદ્ધ યોદ્ધો બોલ્યોઃ—"પ્રભુ, મારી મુક્તિ ક્યારે થશે, એ ગણીને કહી નહિ શકો ?"

સંન્યાસીએ કહ્યુંઃ—"હા, કહી શકીશ; તું જરા આગળ આવ."

વૃદ્ધ સંન્યાસીની પાસે આવીને બેઠો. સંન્યાસીએ ઘણીવાર સુધી તેના હાથની પરીક્ષા કરી કહ્યુંઃ—"ઉદ્ધવ ! કલ્યાણી ક્યારે જન્મી હતી, તે શું તને યાદ છે ?"

વૃદ્ધ યોદ્ધાએ ઉત્તર આપ્યોઃ—"હા છે; જે વર્ષે આશ્વિન માસના તોફાનના દિવસે ધરતીકંપ થયો હતો, તે જ વર્ષમાં ધરતીકંપ થયા પછી

થોડીવારે કલ્યાણીનો જન્મ થયો હતો."

સંન્યાસીએ ઉદ્ધવઘોસનો હાથ મૂકી દીધો અને સૂકાયેલી ડાખલી લઈ જમીન ઉપર આંકડા માંડવા લાગ્યો. થોડીવાર પછી તેણે કહ્યું:—"ઉદ્ધવ, કલ્યાણીનો વિવાહ થઇ ગયો છે."

વૃદ્ધ યોદ્ધો બોલ્યો:—"પ્રભુ! એ સર્વથા અસંભવિત છે! શું મારી ગેરહાજરીમાં કદિ પણ કલ્યાણીનો વિવાહ થઇ શકે ખરો કે?"

સંન્યાસીએ ઉત્તર આપ્યો:—"હા, કલ્યાણીનો વિવાહ થઇ ગયો છે અથવા તેનો વખત વીતિ ગયો છે."

એ સમયે આમ્રકુંજ ગજાવી મૂકી કરૂણ કોમલકંઠે કોઇનો ગાવાનો સ્વર સંભળાયો. સંન્યાસી હાથમાંથી ડાખળી નાંખી દઇ ઉત્સુક થઇ સંગીત સાંભળવા લાગ્યો. સંગીતધ્વનિ ધીમે ધીમે પાસે આવવા લાગ્યો. ઉદ્ધવઘોસે જોયું કે, એક કૃષ્ણકાય મલિન ફાટેલાં તૂટેલાં વસ્ત્રધારી દુર્બળ બાળક રસ્તે થઇને ઉત્તર તરફ ચાલ્યો જાય છે. ઉદ્ધવઘોસ તથા સંન્યાસી વિશ્વાનંદ જે માર્ગે થઇને ગૌડમાં પાછા ફરતા હતા, તે માર્ગ પુરૂષોત્તમનો માર્ગ હતો. માર્ગમાં દરિદ્ર ભિક્ષુકોનો અભાવ નહોતો, તેથી સંગીતધ્વનિ સાંભળી આશ્ચર્ય પામવા જેવું કંઇ નહોતું. વિશ્વાનંદ તથા ઉદ્ધવઘોસ ગાનારનો મધુર કંઠ સાંભળીને જ આશ્ચર્યચકિત થઈ ગયા હતા; કેમકે ભિક્ષુકસંપ્રદાયમાં સાધારણ રીતે એવા મધુરકંઠવાળા ગાયક જોવામાં આવતા નહોતા.

તંબૂની પાસે આવી બાળકે રાજમાર્ગ છોડી દીધો અને તે તંબૂ તરફ આવવા લાગ્યો. બાળક પાસે આવી તંબૂની સ્હામે ઉભો રહ્યો અને પુનઃ એકવાર ગાયન ગાયું, ત્યાર પછી ભિક્ષાપાત્ર બહાર કાઢી કહ્યું:—"ભિક્ષા આપો."

વિશ્વાનંદે કહ્યું:—"બાળક! આ તરફ આવ."

બાળક તેનો કંઠસ્વર સાંભળી આમ્રવૃક્ષ નીચે આવીને ઊભો રહ્યો.

વિશ્વાનંદે પૂછ્યું:—"બાળક, તું કોણ છે?"

"હું ભિખારી છું."

"તારૂં નામ શું?"

"મારૂં નામ કાણીઓ છે."

"શું તારૂં બીજું કંઈ નામ નથી?"

"ના; બધા મને એ નામથી જ બોલાવે છે."

"તું ક્યાં રહે છે વારૂ?"

"હાલમાં તો રસ્તે રસ્તે ભટકતો ફરૂં છું."

"પહેલાં ક્યાં હતો ?"

"મા કહેતી હતી કે કોઈ ઠેકાણે અમારો નિવાસ હતો."

"ક્યાં ?"

"એ મને ખબર નથી."

"તું ક્યાં જઈશ ?"

"ગૌડમાં."

"તારો કંઠસ્વર સાંભળી તું કોઈ ગૌડીય હોય એમ જણાય છે. શું ગૌડનગરમાં તમારો નિવાસ હતો ?"

"એ હું જાણતો નથી, પણ ગૌડનું નામ લેતાં મા રોઈ પડતી હતી."

"તારી માએ શા માટે ભિક્ષાવૃત્તિ લીધી હતી ?"

"મારા પિતા મરી ગયા પછી અન્નના અભાવથી તેને ભિક્ષાવૃત્તિ લેવી પડી હતી."

"શું તમારૂં કોઈ સગુવહાલું નહોતું ?"

"એ હું જાણતો નથી. તમે ભિક્ષા આપશો ?"

"હા આપીશ; એમ શા માટે પૂછે છે વારૂ ?"

"બાપુ, ઘણા લોકો વાતો પૂછી લઈને પછીથી કાઢી મૂકે છે."

"તારો પિતા શું ધંધો કરતો હતો, તેની તને કાંઈ ખબર છે ?"

"હા; તે રાજાના સૈનિક હતા. યુદ્ધ કરવા જતાં મરી ગયા છે."

"ત્યાર પછી ?"

"ત્યાર પછી મા અન્નના અભાવથી મને ગોદમાં લઈ ભિક્ષા માગવા માટે બહાર જતી. ગામના લોકો દરરોજ ભિક્ષા આપતા નહોતા; તેથી મા મને લઈને દેશે દેશમાં રખડતી હતી."

ઉદ્ધવઘોસના શુષ્ક ગાલ ઉપર થઈને એક બે ઉન્હાં આંસુ ખરી પડયાં. વિશ્વાનંદનો કંઠસ્વર ગાઢ થઈ ગયો. તેણે પૂછ્યુંઃ—"શું રાજાએ તમારે માટે કંઈ ગોઠવણ કરી નહિ ?"

"જે રાજાને માટે મારા પિતાએ પોતાના પ્રાણ આપ્યા હતા, તેનો યુદ્ધમાં પરાજય થયો હતો."

"તારા દિવસો કેવી રીતે જાય છે ?"

"ભિક્ષા માગીને; બાપુ, કોઈ જાણે દિવસ કઢાવી નંખાવે છે; કોઈ દિવસ ભિક્ષા મળે છે; જે દિવસે મળતી નથી, તે દિવસે કોઈ જાણે ક્યાંકથી આહાર મેળવી આપે છે; જ્યારે તરસ લાગે છે ત્યારે કોઈ જાણે

ક્યાંકથી આવી મને જલાશયના કિનારે લાવી મૂકી જાય છે. કોઈ જાણે મને માર્ગ દેખાડે છે, પણ તે મારાથી દૂરને દૂર જ ન્હાસે છે. હું આખો દિવસ તેને પકડવા માટે રખડું છું, તેની ફક્ત છાયા જોઈ શકું છું; પરંતુ તેને જોઇ શકતો નથી!"

વૃદ્ધ વિશ્વાનંદે રોતાં રોતાં અંધ બાળકને છાતી સરસો દબાવ્યો. બાળકે વિસ્મિત થઇ દષ્ટિહીન નેત્રો તેના તરફ ફેરવ્યાં.

વિશ્વાનંદે કહ્યું:—"વત્સ, હું ગૌડીય છું, હું સંન્યાસી છું. તેં આટલી ન્હાની ઉમ્મરમાં ઘણું દુ:ખ ભોગવ્યું છે. તું મારી સાથે ગૌડમાં ચાલ. જો તારાથી આવી શકાય તો હું તારા દુર્બળ જીવનનો ભારે બોજો હલકો કરીશ."

બાળકે વિસ્મિત થઈ સંન્યાસીના મુખ તરફ જોઇ કહ્યું:—"બાપુ, તમે આમ શા માટે કરો છો? ઘણા લોકોએ મને પૂછ્યું છે, અને ઘણા લોકોને મેં આ વાત કહી છે. કોઇએ વળી ભિક્ષા આપી છે, તો કોઈએ વળી મારીને કાઢી મૂક્યો છે; પરંતુ તમારી માફક કોઇ દુ:ખી તો બન્યું નથી."

વિશ્વાનંદે આવેગપૂર્વક બાળકને છાતીએ દબાવી રાખી કહ્યું:—"બાપુ, તું મારી સાથે ગૌડમાં ચાલ."

અંધ બાળકે ખીજી મને કહ્યું:—"તાત, હું આવત; પણ હાલમાં આવી શકાય તેમ નથી."

ઉદ્ધવઘોસ નીચું માથું રાખી ચક્ષુ લુછતો હતો. તેણે વિસ્મિત થઇ ઉંચું મ્હોં કરી પૂછ્યું:—"કેમ વારૂ?"

બાળકે કહ્યું:—"હું એક વૃદ્ધની સાથે તેને રસ્તો દેખાડી ગૌડમાં લઇ જાઉં છું. હું ચાલ્યો જાઉં તો એ ખાધા વિના મરી જાય."

વિશ્વાનંદે સ્હેજ હસીને કહ્યું:—"બાપુ, તું પોતે જ આંધળો છે અને વળી કોને માર્ગ દેખાડી લઈ જાય છે?"

બાળકે ઉત્તર આપ્યો:—"એક વૃદ્ધ છે, તેનાથી ચાલી શકતું નથી. તે કહે છે કે, હું પ્રાયશ્ચિત કરવા સારૂ ગૌડમાં જાઉં છું. મને જે માર્ગ દેખાડે છે, તે તેને માર્ગ દેખાડતો નથી. એ તેને શા માટે માર્ગ દેખાડતો નથી તે હું સ્હમજી શકતો નથી."

"કેમ વારૂ?"

"તે કહે છે કે, હું મહાપાતકી છું. તેને માટે લાખો લોકોનો નાશ થયો છે."

" તેને લઈ આવ. અમે તેને પણ ગોડમાં લઇ જઇશું."

બાળક વિશ્વાનંદના બાહુપાશમાંથી મુક્ત થઇ માર્ગ તરફ ચાલ્યો.

વૃદ્ધ ઉદ્ધવઘોષે વ્યાકુળ થઇ કહ્યું:—" ચાલ, હું તને માર્ગ દેખાડું છું."

બાળકે કહ્યું—" ના, માર્ગ દેખાડવાની જરૂર નથી. તે છાયાની માફક મારી આગળ આગળ ચાલે છે. હું તેને જોઇ માર્ગ ઓળખી લઇશ."

બાળક ગીત ગાતો ગાતો ચાલ્યો ગયો. ઉદ્ધવઘોસે કહ્યું:—" ગાયન ઘણું જ સારૂં છે.": વિશ્વાનંદ ઉત્તર આપ્યા વિના માર્ગ તરફ જોઇ જ રહ્યો. કેટલીકવાર પછી બાળક એક દુર્બળ વૃદ્ધનો હાથ ઝાલી પાછો આવ્યો. વિશ્વાનંદ સ્થિર નેત્રે વૃદ્ધના તરફ જોઇ રહ્યો હતો. તે વૃદ્ધને જોઇ ઊઠીને ઉભો થયો. તે જોઇ ઉદ્ધવઘોસ પણ ઉભો થયો. વૃદ્ધ પાસે આવી ધ્રુજતો ધ્રુજતો બેસી પડયો અને વિશ્વાનંદના બન્ને પગોને વળગી બોલ્યો:— " વિશ્વાનંદ, રક્ષા કરો, મારૂં રક્ષણ કરો."

સંન્યાસીએ વિસ્મિત થઇને પૂછ્યું:—" તું કોણ છે?"

વૃદ્ધે કંપિત કંઠે કહ્યું:—" હું બુદ્ધભદ્ર છું."

વિશ્વાનંદે વિસ્મિત થઈ વૃદ્ધ સંઘસ્થવિરનો હાથ ઝાલી તેને ઉઠાડયો અને આવેગથી રૂંધાઇ ગયેલા કંઠે પૂછ્યું:—" સંઘસ્થવિર, આપ અહિં ક્યાંથી?"

" તમારી પાસે આશ્રયભિક્ષા માગવા સારૂ આવ્યો છું."

" એ શું બોલો છો? આપ ઉત્તરાપથના સંઘસ્થવિર છો અને હું તો કેવળ સામાન્ય ચક્રરાજ છું."

" વિશ્વાનંદ, મશ્કરી ન કરો, મારો દર્પ ચૂર્ણ થઇ ગયો છે. મારે લીધે સદ્ધર્મ પાયમાલ થઇ જવા આવ્યો છે, મારે માટે લાખો નરનારીઓ નાશ પામ્યાં છે! મને આશ્રય આપો, મારૂં રક્ષણ કરો. મને પાપનું પ્રાયશ્ચિત ભોગવવા દો."

એમ કહીને વૃદ્ધ સંઘસ્થવિર પુનઃ સંન્યાસીના પગ આગળ આળોટી પડયો. વિશ્વાનંદે ફરીથી તેને ઉભો કર્યો.

બુદ્ધભદ્ર કહેવા લાગ્યો:—" વિશ્વાનંદ, હું સોનીવાણિયાનો પુત્ર છું. વૃદ્ધ ઉમ્મરે સંઘમાં દાખલ થવા છતાં પણ સુવર્ણની લાલસા છોડી શકયો નહિ. ઘણો ખર્ચ થતો જોઇને મેં વિચાર્યું હતું કે, ગુર્જરરાજની સાથે સંધિ કરી ધનનો વ્યય કર્યા વિના સદ્ધર્મની કાર્યસિદ્ધિ કરીશ. વિશ્વાનંદ,

વિશ્વાસઘાત કર્યાનું ફળ મને મળ્યું છે. ગુર્જરોએ પોતાની મૂર્તિ ધારણ કરી છે અને લાખો નિરપરાધી નરનારીઓના રક્તથી ઉત્તરાપથ રંજિત થઈ ગયો છે. મને બરાબર શિક્ષા મળી છે, મારૂં રક્ષણ કરો. ગોડેશ્વર સિવાય સદ્ધર્મની ગતિ નથી, ધર્મપાળ સિવાય ઉત્તરાપથની ગતિ નથી. વિશ્વાનંદ મને પુનઃ ગોડેશ્વરની પાસે લઈ ચાલો. ”

અચાનક વિશ્વાનંદનું મુખ ઉજ્જવલ થઇ ઉઠ્યું. તેણે સ્હેજ હાસ્ય કરીને કહ્યું:—“ ચાલો. પણ પ્રભુએ અંધ બાળકનો આશ્રય શા માટે લીધો છે ? ”

“ ભાગ્યચક્ર, વિશ્વાનંદ ! મેં ગણત્રી કરીને જોયું કે, મારા તથા તમારા ભાગ્યચક્રની સાથે આ અંધબાળકનું ભાગ્યચક્ર પણ બંધાયેલું છે. જ્યાં સુધી તેની સાથે મેળાપ ન થયો, ત્યાં સુધી તમારો પત્તો ન મળ્યો; જે દિવસે તેની સાથે મેળાપ થયો, તે દિવસે ગણત્રીથી જાણ્યું કે, તેની સાથે ગોડના માર્ગે મુસાફરી કરવાથી તમારો મેળાપ થશે. ”

વિશ્વાનંદે સ્હેજ હાસ્ય કર્યું.



# પંચમ ખંડ.

## પ્રકરણ ૧ લું.

### દેવમંદિરમાં.

દેફરી નગરથી થોડે દૂર નદી કિનારે પાષાણુ નિર્મિત એક પ્રાચીન દેવાલય હતું. કાળક્રમે તેમાં લિંબડા, અશ્વત્થ, વટ વગેરે મ્હોટાં મ્હોટાં ઝાડ ઉગ્યાં હતાં. અશ્વત્થ-વૃક્ષના ભારથી મંદિરનું શિખર ભાંગી ગયું હતું. મંદિરમાં જે શિવલિંગ સ્થાપવામાં આવ્યું હતું, તે મંદિર કરતાં પણ ઘણું પુરાતન હતું. મંદિરની પ્રતિષ્ઠા કરનારે જે નામ પાડયું હતું, તે ભૂલી જવાથી નાગરિકો તેને બુઢ્ઢાશિવના નામથી જ ઓળખતા હતા.

વૈશાખ માસ હતો. આખા દિવસના સખ્ત તાપથી જગત દગ્ધ થઇ ગયું છે. બપોર પછી પવન છૂટયો છે, તેથી મૃતકલ્પ જગતમાં પુનઃ જીવન-શક્તિનો સંચાર થયો છે. એ સમયે એક મુસાફર નદી કિનારે થઈ પશ્ચિમ દિશા તરફથી પૂર્વમાં આવતો હતો. તેનાં વસ્ત્રો મેલાં થઇ ગયાં હતાં અને આખે શરીરે ધૂળ ઉડી હતી. તે ધીરે ધીરે મહામુસ્કેલીથી ચાલીને મંદિર તરફ આવતો હતો. મંદિરની પાસે આવી પહોંચતાં તેનાથી આગળ ચાલી શકાયું નહિ, તેથી તે એક ન્હાના ઝાડની છાયા નીચે બેસી પડયો.

એ સમયે કેટલીક સ્ત્રીઓ માથે પાણીનાં બેડાં લઈ હાસ્યવિનોદ કરતી કરતી નદી કિનારે આવતી હતી. તે મુસાફર તેમને જોઇ વિરક્ત થયો અને ઝાડ નીચેથી ઊઠી મંદિરની નીચે એક મ્હોટાં વટવૃક્ષની છાયામાં બેઠો. રમણીઓ નદીના પાણીમાં ઉતરી વાર્ત્તાલાપ કરવા લાગી. એક રમણી બોલી ઉઠી:—"અલી, તેં સાંભળ્યું કે ? લોકો કહે છે કે, ધર્માધિકારીનો બનેવી પાછો આવ્યો છે"

બીજીએ કહ્યું:—"હું ધર્માધિકારીના ઘેર ગઈ હતી, પણ મેં તો તેને ત્યાં ન જોયો ?"

ત્રીજી રમણી બોલી ઉઠી:—"અરે, તમને ખબર જ ક્યાં છે ? જમાઇ ઘણા દિવસે સાસરામાં આવ્યા હોવાથી શરમને લીધે તેમનાથી દિવસે કોઇને મ્હોં દેખાડી શકાયું નહિ, તેથી સ્હાંજે આવી પરોઢીયું થતામાં તો પલાયન થઈ ગયા."

"તમને કોઇને કંઇ ખબર જ નથી. ધર્માધિકારીની બ્હેન બેશુદ્ધ થઇ ગઇ છે, એ સાંભળી હું તે દિવસ સ્હાંજે તેમના ઘરમાં ગઇ હતી."

"બ્હેન, એ કેટલા દિવસની વાત છે વારૂ?"

"એ વાતને લગભગ આઠ દિવસ થયા હશે. મેં ત્યાં જઇને જોયું કે, તેને મૂર્ચ્છા બૂર્ચ્છા તો કંઇ જ આવી નથી, કેવળ મૂર્ચ્છાનો ઢોંગ કરીને આંગણામાં પડી રહી છે. મેં સાંભળ્યું કે, પૂજાની સામગ્રી તૈયાર કરતાં કરતાં અચાનક ગૂમ થઈ ગયેલા સ્વામીનો કંઠસ્વર સાંભળી તેને મૂર્ચ્છા આવી ગઈ છે. પણ એ બધા તેના ઢોંગ હતા."

મુસાફરે વૃક્ષની આડમાંથી રમણીઓની સઘળી વાતચિત સાંભળી. તે વિરક્ત થઇને વૃક્ષ નીચેથી ઊઠી સ્નાન કરવા સારૂ નદીના પાણીમાં ઉતર્યો. રમણીઓએ તેને દૂરથી દીઠો. મુસાફરની પીઠ પર એક લાંબું કૃષ્ણવર્ણ ચિહ્ન હતું, તે જોઇ પહેલી સ્ત્રીએ બીજીને સંબોધી કહ્યું:—"અલી, જો તો ખરી. આ માણસની પીઠ પર કેટલું મ્હોટું લાંબુ દેખાય છે?"

બીજી સ્ત્રીએ ઉત્તર આપ્યો:—"હા, ખરી વાત છે."

મુસાફર તેમની વાત ઉપર બિલકુલ ધ્યાન આપ્યા વિના સ્નાન કરી રહીને પુનઃ અશ્વત્થ-વૃક્ષ નીચે આવ્યો.

એ સમયે નીચ જાતિની ચાર સ્ત્રીઓ હાથમાં સાવરણા લઈ રસ્તો સાફ કરતી નગરમાંથી નદી કિનારે આવી; તેમની પાછળ ચાર નોકરો આવી રસ્તાની ધૂળ દાબી દેવા સારૂ બેડામાંથી પાણી છાંટી ગયા. રમણીઓ તે જોઇ પરસ્પરને પૂછવા લાગી:—"કેમ આજે આ બધી શી ધામધૂમ છે?"

પ્રથમ સ્ત્રીએ ઉત્તર આપ્યો:—"તું એ લોકોને જ પૂછી જો ને?"

બીજી સ્ત્રીએ એક પરિચારિકાને પૂછ્યું:—"આ બધી શાની ધામધૂમ થાય છે વારૂ? શું અહિં રાજા આવવાના છે કે?"

પરિચારિકાએ ગર્વસહિત ઉત્તર આપ્યો:—"પટ્ટમહાદેવી ગૌડેશ્વરી દેવ-દર્શન કરવા સારૂ અત્રે આવવાના છે."

પ્રથમ રમણીએ ઉત્તર સાંભળી મ્હોં ફેરવી લઇને કહ્યું:—"વાહરે! મિજાજ કેટલો છે? રાજમહેલની પરિચારિકા થઈ છે એટલે અહંકારને લીધે જવાબ આપતાં પણ જોર પડે છે. વાત કરતાં નાકનું ટીચકું કેવું ચઢાવે છે?"

બીજી સ્ત્રીએ તેના બોલવા તરફ ધ્યાન ન આપતાં પરિચારિકાને પૂછ્યું:—"મહારાણી આવશે તેમની સાથે બીજું કોણ કોણ આવશે વારૂ?"

પરિચારિકાએ કહ્યું:—"મહારાણીની સાથે ધર્માધિકારીની બ્હેન

અમલાદેવી, તેમની પત્ની ચિત્રમતિકાદેવી અને રાજપુરીની બીજી એક બે સ્ત્રીઓ આવશે. ”

એ સાંભળી બીજી સ્ત્રીએ આનંદમાં આવી જઈ પ્રથમ સ્ત્રીને સંબોધી કહ્યું:—“ બ્હેન, આજે જરા અહિં ઉભી રહે. આપણે મહારાણીને મળી જરા વાત કરીશું. ”

પ્રથમ સ્ત્રીએ અવગણના કરીને કહ્યું:—“ વાહરે! તારી મહત્વાકાંક્ષા પણ કાંઇ થોડી નથી. તું નદીના ઘાટ આગળ મહારાણીની સાથે વાતચિત કરીશ? હમણાં દાસીઓ આવી ધક્કા મારીને તને દૂર કાઢી મૂકશે. ”

પરિચારિકાઓએ તેમની વાર્તાચિત સાંભળી કહ્યું:—“ તમે સુખેથી અહિં ઉભાં રહો. અમારાં મહારાણી સાહેબ એવા સ્વભાવનાં નથી. તે તમારી સાથે વાતચિત કરી કૃતાર્થ થશે. ”

પ્રથમ સ્ત્રીએ પુનઃ મ્હોં મરડીને કહ્યું:—“ બીજા લોકોના મ્હોંયેથી સત્યતાસૂચક ભાષા સાંભળીને મારા શરીરમાં તો જાણે કાંટા ભોંકાઇ જાય છે ! ”

એ સમયે સાત આઠ પાલખીઓ મંદિર આગળ આવી પહોંચી. પાલખીઓની આસપાસ અંગરક્ષકો હતા. રક્ષકો દૂર ઉભા રહ્યા. ભોઇઓ નદી કિનારે પાલખીઓ મૂકી જતા રહ્યા. કલ્યાણી, ચિત્રમતિકાદેવી, મંજરીદેવી તથા અમલા સખીઓની સાથે પાણીમાં ઉતરી. મંજરીએ ત્યાં ઉભેલી કુલમહિલાઓની સાથે કલ્યાણી તથા ચિત્રમતિકાદેવીનો પરિચય કરાવી દીધો. નૂતન +પટ્ટમહાદેવીનું અસાધારણ રૂપ તથા નમ્રતા જોઇ ઠેકરીની નાગરિકાઓ વિસ્મિતસહ મુગ્ધ થઈ ગઇ. અમલાદેવી સ્નાન કરીને દૂર ઉભી રહી પૂજા કરતી હતી, તેણે કોઇની સાથે પણ વાતચિત કરી નહિ. સ્નાન કરી મહાદેવી તથા બીજી મહિલાઓ ભીના વસ્ત્રે મહાદેવના મંદિરમાં ગઇ. નાગરિકાઓ નગરમાં પાછી ફરી. રસ્તામાં જતાં જતાં પ્રથમ સ્ત્રીએ બાજીને સંબોધી કહ્યું:—“ અલી જોયું, કેટલો અહંકાર છે? તેણે આપણી સાથે જરા વાત પણ ન કરી. ”

બીજી સ્ત્રી બોલી:—“ પણ બ્હેન, મહારાણીના જેવી સ્ત્રી તો મેં કદી પણ જોઇ નથી. ”

એ સાંભળી પ્રથમ સ્ત્રીએ દાંત વડે હોઠ દબાવીને કહ્યું:—“ હં. ”

કલ્યાણી તથા બીજી મહિલાઓ દેવ દર્શન કરી મંદિરની બહાર આવી પરંતુ અમલા મંદિરમાંથી નિકળી નહિ. કલ્યાણીએ મંદિરના બારણા

---

+ પટ્ટમહાદેવી=મુખ્ય રાજમહિષી.

આગળ ઉભા રહીને પૂછ્યું:—"બ્હેન, તું દેવની આગળ રોજ રોજ આટલી શી પ્રાર્થના કર્યા કરે છે વારૂ ?"

મંદિરમાંથી અમલાદેવીએ ઉત્તર આપ્યો:—"દેવી, હું શી પ્રાર્થના કરૂં છું, તે તમે શું જાણો? ભગવાન કરે ને તમારે તે જાણવું ન પડે."

કલ્યાણીએ ખિન્ન મને પુનઃ પૂછયું:—"પણ રોજ રોજ તે શી પ્રાર્થના કરે છે વારૂ ?"

અમલાદેવીએ સ્હેજ હસીને કહ્યું:—"દેવી, તમે હજી બાલિકા છો. હું દરરોજ આ મંદિરમાં આવી દેવાધિદેવની આગળ પ્રાર્થના કરૂં છું કે,-દેવ, મારૂં પ્રાયશ્ચિત પૂર્ણ થયું છે. હવે મને રહેવા દો, મને પુનઃ મારી પૂર્વની સ્થિતિમાં મૂકો. મારે ઐશ્વર્ય જોઇતું નથી, હવે હું કદી પણ અલંકાર માગીશ નહિ." એટલું બોલતાં અમલાદેવીનો કંઠ રૂંધાઇ ગયો. કલ્યાણી લજ્જિત થઇ પાછી ફરીને ઊભી રહી. કેટલીકવાર પછી અમલા મંદિરમાંથી બહાર આવી. રક્ષકોથી વિંટળાઇને પાલખીએ નગર તરફ ચાલી.

કેટલીકવાર પછી આપણો પૂર્વપરિચિત મુસાફર મંદિર ઉપરના અશ્વત્થ વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યો. તે રક્ષકોના ભયથી વૃક્ષ ઉપર ચઢી ગયો હતો. તેણે વૃક્ષ ઉપરથી અમલા તથા કલ્યાણીની સઘળી વાતચિત સાંભળી હતી. તે નીચે આવી રુદ્ર શિવની સન્મુખ આળોટી પડી બોલવા લાગ્યો:—"દેવ, બળ આપો. અમલાનું દુઃખ હવે સહન થઇ શકતું નથી. મારા મનમાં બળ આપો; નહિ તો કદાચ મારી પ્રતિજ્ઞાનો ભંગ થશે. ગૌડેશ્વરના કાર્યમાં જીવન અર્પણ કર્યું છે, ઘણો રક્તપાત કર્યો છે; પરંતુ પ્રભુ, ભાગ્યદેવીની ભયંકરતાને લીધે મારી અવસ્થામાં હજી સુધી પણ પરિવર્ત્તન થયું નથી. ક્યારે થશે તેની કાંઇ ખબર નથી. દેવાધિદેવ મહાદેવ, તમે અંતર્યામી છો. મારા મનમાં બળ આપો. જે અલંકારને માટે ઇચ્છાપૂર્વક સંસારનો મેં ત્યાગ કર્યો છે, તે અલંકાર મેળવ્યા વિના અમલાને હું મ્હોં બતાવીશ નહિ. પ્રભુ! મનમાં બળ આપો."

તે બોલી રહ્યો તે પહેલાં અંધારામાં તેની પીઠ પર હાથ મૂકી એક જણે કહ્યું:—"ગુરૂદત્ત, ઘેર પાછો ચાલ. હું તને અલંકાર આપીશ."

ગુરૂદત્ત વ્યાકુળતાથી ઉઠીને ઊભો થયો. મંદિરના બારણામાં ઘણા દીવા સળગી ઉઠ્યા. ગુરૂદત્તે ઉજ્જવલ પ્રકાશમાં આશ્ચર્ય સહિત જોયું કે, મહારાજાધિરાજ ગૌડેશ્વર તેની પાસે ઊભા છે.

# પ્રકરણ ૨ જું.

## ભાગ્ય ગણના.

રાષ્ટ્રકૂટરાજ ગોવિંદે જ્યારે ધર્મપાળ તથા ચક્રાયુધનો પક્ષ લઇ ગુર્જરરાજ્ય ઉપર આક્રમણ કર્યું, ત્યારે ગુર્જર સેનાએ ગૌડ-રાજ્યનો ત્યાગ કર્યો ખરો; પરંતુ કાન્યકુબ્જ રાજ્યનું રક્ષણ કરવા સારૂ તૈયાર થયો. ભીષ્મદેવ, જયવર્દ્ધન, વિમલનંદી તથા રણસિંહે પુનઃ વારા-ણસીભૂક્તિ ઉપર આક્રમણ કર્યું. પ્રમથસિંહે ગૌડરાજ્યનું રક્ષણ કરવા સારૂ શોણતીરે નવો મૃણ્મયદુર્ગ બંધાવી પડાવ નાંખ્યો. મહાકુમાર વાક્પાલ બીજું સૈન્ય લઈ મંડલાદુર્ગમાં અપેક્ષા કરવા લાગ્યો. ગુરૂદત્ત અથવા સર્વા-નંદ, ઉદ્ધવઘોસ, કમલસિંહ અને કલ્યાણીદેવીની સાથે ગૌડેશ્વરે ઘણા લાંબા સમય પછી ગૌડ તરફ પ્રયાણ કર્યું.

નવીન સમ્રાટ્ પટ્ટમહાદેવીને લઇ રાજધાનીમાં પાછા ફરે છે, એ સાં-ભળી રાઢ તથા વરેન્દ્રમંડળની પ્રજા તેમનો સત્કાર કરવા સારૂ ઘણી ધામ-ધૂમથી તૈયારીઓ કરવા મંડી ગઇ. નગરે નગરે, ગામે ગામે પ્રજા વૃંદે ગૌડે-શ્વર તથા ગૌડેશ્વરીના આવવાના દિવસે નૃત્ય ગીત વાદ્ય પ્રભૃતિ મહોત્સવ-નો આરંભ કર્યો. ગૌડનગરમાં સમ્રાટ્નો વિવાહ તથા રાજધાનીમાં આગમનના સમાચાર યથા સમયે મોકલવામાં આવ્યા. ગૌડીય નાગરિકોએ ગૌડે-શ્વર તથા પટ્ટમહાદેવીનો સત્કાર કરવા સારૂ મ્હોટા પાયા ઉપર ધામધૂમ કરવા માંડી. નગરને વિધવિધ પ્રકારે સુશોભિત કરવામાં આવ્યું, રાજમાર્ગે-માં અસંખ્ય કાષ્ઠ–તોરણ બાંધવામાં આવ્યાં. નગરજનોએ પોતપોતાના ઘરને રંગાવ્યાં. સમ્રાટ્ના આગમનના દિવસે રાજમાતા દેદ્દદેવી ગૌડનગરનાં નાગરિક તથા નાગરિકાઓને ભોજન આપવાનાં હોવાથી મહામંત્રી ગર્ગદેવ તેને માટે તૈયારી કરતો હતો. ગૌડમાં સર્વ માણસો પ્રફુલ્લ મને મહોત્સવમાં ભાગ લેતા હતા. એ સમયે એક દિવસ સ્હવારમાં એક જાડો બ્રાહ્મણ વિષણ્ણ-વદને ગંગામાં સ્નાન કરવા સારૂ જતો હતો. તે થોડે દૂર ચાલ્યો નહિ હોય, એટલામાં તેણે જોયું કે, રાજમહેલ તરફથી એક દાસી પૂજાની સા-મગ્રી લઇને કોઈ મંદિર તરફ જાય છે. બ્રાહ્મણ તેને જોઇ વ્યાકુળ થઇને બૂમો પાડવા લાગ્યોઃ—"માધવી, અલી ઓ માધવી !"

પરંતુ દાસી તેના તરફ બિલકુલ ધ્યાન આપ્યા વિના ચાલવા લાગી. બ્રાહ્મણ ઝડપથી તેને પકડી પાડવા સારૂ પ્રયત્ન કરવા લાગ્યો. દાસી ઘણી

ઝડપથી ચાલવા લાગી. બ્રાહ્મણ ઠીંગણો તથા શરીરે જાડો હતો, તેથી તેની ઝડપ ધીમે ધીમે દોડવાના રૂપમાં ફેરવાઇ ગઈ. દાસી તેનો પગરવ સાંભળી હસીને પાછળ ફરી ઉત્પન્ન રહી.

બ્રાહ્મણ જ્યારે હાંફતો હાંફતો દાસી આગળ આવી પહોંચ્યો, ત્યારે તેની વાચા બંધ થઇ હતી, શ્વાસ રૂંધાવા લાગ્યો હતો, તથા તેના આખા શરીરે પરસેવો વળ્યો હતો. દાસીએ તેને જોઈ ક્રોધ દેખાડતાં કહ્યું:—"કેમ રે, તું કોણ છે? હું રાજમહેલની દાસી છું એ તું જાણે છે? રાજમહેલના માણસો હમણા મારી મારીને તારા હાડકાં ભાગી નાખશે."

બ્રાહ્મણમાં જ્યારે બોલવાની શક્તિ આવી, ત્યારે તેણે કહ્યું:—"માધવી, આજકાલ મારા દિવસો ઘણા જ ખરાબ ચાલે છે. વખતના ફરવા સાથે બધું ફરી જાય છે. તું પણ મને હવે ઓળખી શકતી નથી, તેથી પ્રભાતમાં ઉઠીને ભાગ્ય દેખાડવા સારૂ નિકળ્યો છું."

"પણ થયું છે શું એ તો કહો?"

"જો, હું એટલા મ્હોટા રાજાને ગૌડમાં લાવ્યો હતો; મેં ધાર્યું હતું કે, તે કાન્યકુબ્જનો રાજા થશે તો કંઈ નહિ તોપણ મને પાંચ દશ હજાર સુવર્ણમુદ્રા આપશે. પરંતુ મારૂં ભાગ્ય જ ફુટી ગયેલું હોવાથી તે પુનઃ રાજ્ય ગૂમાવી દઇ પાછો આવ્યો."

"હા, પછી?"

"વળી બધા જાણતા હતા કે, યુદ્ધ સમાપ્ત થશે એટલે મહારાજાના વિવાહ થશે. મેં સાંભળ્યું છે કે, મહારાજાના વિવાહ તો થઇ ગયા છે, તેથી ફળાહાર, દક્ષિણા, દાન, ઉપહાર, પુરષ્કાર, એ બધું હવે જતું રહ્યું."

"પણ ફળાહાર તો એક દિવસ મળશે."

"ક્યાં આઠ દિવસ અને ક્યાં એક દિવસ! માધવી, મારા ગૃહ હમણાં ઘણા જ નબળા ચાલે છે, તેથી જોશીને ત્યાં જાઉં છું. ભાગ્ય દેખાડી ગૃહોને શાંત પાડવા પડશે. તું ક્યાં જાય છે?"

"સ્હવારના પહોરમાં વળી ક્યાં જાઉં? હું તો મંદિરમાં જાઉં છું."

"વારૂ ચાલ, ત્યારે હું પણ એ તરફ જ આવું છું."

બન્ને જણ રાજમાર્ગે થઇને દક્ષિણ દિશામાં ચાલ્યાં. થોડે દૂર ગયા પછી માધવીએ જોયું કે, એક જટાજૂટધારી સંન્યાસી આવે છે.

માધવીએ તેને કહ્યું:—"મહારાજ, આ મારા પ્રભુ છે. તે મહા સંકટમાં આવ્યા છે. શું આપ કૃપા કરીને તેમનું ભવિષ્ય જોઇ આપશો?"

સંન્યાસીએ પુરૂષોત્તમના મ્હોં તરફ જોઈ સ્હેજ હસીને કહ્યું:—"તું શા માટે ચિંતા કરે છે? ગૌડેશ્વરના ખરા વિવાહ થયા નથી. હજી કેવળ ગાન્ધર્વ વિવાહ થયા છે. દક્ષિણાપથની રાજકન્યા સાથે ધર્મપાળનો વિવાહ થશે, એ સમયે તારી મનોવાંચ્છના પૂર્ણ થશે. તારા મનમાંથી પાપ ચિંતાને દૂર કર, હૃદયને મ્હોટું રાખ, મહાપુરોહિતના પદને યોગ્ય થા."

પુરૂષોત્તમ તથા માધવી કિંકર્ત્તવ્ય વિમૂઢ થઇને માર્ગમાં ઊભાં રહ્યાં. સંન્યાસી ચાલ્યો ગયો. જ્યારે પુરૂષોત્તમને ભાન આવ્યું ત્યારે બન્નેજણે ઘણી શોધ કરી તોપણ સંન્યાસીનો ક્યાંય પત્તો મળ્યો નહિ.

## પ્રકરણ ૩ જું.

### મિત્રતાનું મૂલ્ય.

ગુર્જર સેના જેવી રીતે વિદ્યુતવેગે આવી હતી, તેવી જ રીતે વિદ્યુતવેગે પાછી અદૃશ્ય થઈ ગઈ. નાગભટ્ટ આત્મરક્ષા કરવા સારૂ સઘળું ગુર્જરસૈન્ય મરૂભૂમિમાં પાછું લઇ ગયો. વિમલનંદી તથા જયવર્દ્ધને ઘણી જ સ્હેલાઇથી પુનઃ વારાણસી તથા પ્રતિષ્ઠાના ઉપર અધિકાર મેળવ્યો. ગૌડીય સામંતોએ ધીમે ધીમે ચક્રાયુધનો સઘળો ગયેલો પ્રદેશ પાછો મેળવ્યો. ગૌડેશ્વર સામંતચક્ર સહિત ગૌડનગરમાં પાછા ફર્યા.

ગૌડેશ્વરના વિવાહ છે. ગૌડનગરને વિવિધ પ્રકારે સુશોભિત કરવામાં આવ્યું છે. સમગ્ર સામ્રાજ્ય—રાઢ, બંગ, મગધ, તથા ગૌડ ઉત્સુકચિત્તે નવીન સમ્રાટ્‌ના લગ્ન દિવસની રાહ જુએ છે. સમ્રાટ્‌ની સાથે વૃદ્ધ ઉદ્ધવઘોસ કલ્યાણીને લઇને ગૌડમાં આવ્યો છે. પ્રમથસિંહ, રણસિંહ, કમલસિંહ ઇત્યાદિ પ્રમુખ રાઢીય સામંતરાજો કલ્યાણીના વિવાહ પ્રસંગે ગૌડમાં આવ્યા છે; વિવાહ થઇ રહેશે એટલે તરત તેઓ મહાકુમાર વાક્પાલની સાથે ગુર્જરરાજ્ય ઉપર આક્રમણ કરવા સારૂ જશે. દરરોજ રાજસભામાં કલિંગ, ×ઓડ્ર, કામરૂપ તથા ચેદીરાજાઓના દૂતો ઉપહાર આપવાની વસ્તુઓ લઇને ઉપસ્થિત થાય છે. આજે રાજસભામાં મ્હોટી ધામધૂમ ચાલી રહી છે. રાષ્ટ્રકૂટરાજ ગોવિંદનો દૂત યુદ્ધના સમાચાર લઈને દક્ષિણાપથમાંથી ગૌડમાં આવ્યો છે. સમ્રાટ્ સભામાં તેનું સન્માન કરશે, તેથી રાજવંશી તથા રાજકર્મચારીઓ સ્હવારમાં રાજસભામાં આવી ઉપસ્થિત થયા છે.

× ઓડ્ર—ઓડિસ્યા દેશ.

નગરજનોનાં ટોળેટોળાં રાજમાર્ગમાં ઊભાં રહ્યાં છે, નગરમહિલાઓએ ચોખા તથા શુભ્ર પુષ્પોની વૃષ્ટિ કરી રાજમાર્ગને આચ્છાદિત કરી મૂક્યો છે.

જ્યારે દિવસનો પ્રથમ પ્રહર વીતિ ગયા પછી શહેરના તમામ દરવાજે મંગળવાદ્ય વાગી ઉઠયાં, ત્યારે નગરની બહાર નાંખેલા તંબૂમાંથી સત્તર ઘોડેસ્વાર નિકળી નગરના તોરણમાં આવ્યા. સૌથી પ્રથમ ગૌડનો મહા પ્રતિહાર પગે ચાલતો હતો, તેની પાછળ બાર દંડધરો હાથમાં સુવર્ણદંડ લઇને ચાલ્યા આવતા હતા. તેમની પછી સફેદ આરબી અશ્વ ઉપર બખ્તરથી ઢંકાયેલો રાષ્ટ્રકૂટ રાજદૂત હતો. તેની પાછળ સફેદ અશ્વ ઉપર બખ્તરથી ઢંકાયેલા સોળ રાષ્ટ્રકૂટ ઘોડેસ્વાર હતા, અને સૌથી પાછળ ગૌડીયની ટૂકડીઓ આવતી હતી. મહા પ્રતિહારે જેવો નગરમાં પ્રવેશ કર્યો કે તરતજ હજારો મંગલ શંખ વાગી ઉઠયા. હજારો તૂરી તથા ભેરીના શબ્દથી નાગરિકોના કાન બહેરા થઇ ગયા. ઘરની બારીઓ તથા ઝરૂખામાંથી શ્રાવણના વર્ષાદની માફક ઢગલે ઢગલા શ્વેત–પુષ્પોની વૃષ્ટિ થવા લાગી.

જ્યારે સ્વારી સભામંડપના દરવાજામાં આવી પહોંચી, ત્યારે ઘોડેસ્વારો અશ્વ ઉપરથી ઉતરી ગયા. *મહાનાયક પ્રમથસિંહ તથા મહામંત્રી ગર્ગદેવે તેમનો સત્કાર કર્યો. શ્વેત–પુષ્પ તથા મોતીના લાંબા ચંદરવા નીચે થઇને મહાપ્રતિહાર તથા રાજદૂત રક્ષકોથી વિંટળાઇ સભામંડપના મુખ્ય દ્વારમાં આવ્યા. મંડપના દરવાજામાં કાન્યકુબ્જેશ્વરરાજ મહારાજાધિરાજ ચક્રાયુધદેવ તથા મહાકુમાર પરમભટ્ટારક મહારાજ શ્રીવાકૂપાલદેવ તેમને માટે રાહ જોતા ઉભા હતા. ચક્રાયુધ તથા વાકૂપાલે દૂતને સાથે લઇ સભા મંડપમાં પ્રવેશ કર્યો. તે જોઇ પરમેશ્વર પરમભટ્ટારક પરમસૌગત મહારાજાધિરાજ ધર્મપાળદેવ સિંહાસનપરથી ઊઠી ઊભા થયા. તેમની સાથે સભામાં બિરાજેલા સજ્જનો પણ પોતપોતાના આસન ઉપરથી ઉઠી ઉભા થયા. સેનાનાયક તથા સૈનિકોએ મ્યાનમાંથી પોતપોતાની તલવાર બહાર કાઢી નમન કર્યું. હજારો શંખ તથા તૂરીના ધ્વનિ સંભળાવા લાગ્યા.

રાજદૂતે સિંહાસનની વેદી સન્મુખ આવી મ્યાનમાંથી તલવાર બહાર કાઢી સમ્રાટ્‌ના ચરણ આગળ મૂકી. વાકૂપાલ તથા ચક્રાયુધે પોતપોતાની તલવારો કાઢી લલાટે અડકાડી. સમ્રાટે રાજદૂતની તલવારને પોતાના મસ્તકે અડકાડી તેને પાછી આપી અને પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી

* મહાનાયક–ઉંચ પદવીના સામંત રાજાઓની ઉપાધિ ( Grand duke અથવા Arch duke.

ત્રણે જણને નમન કર્યું. ગૌડેશ્વરને પિતાના વારસામાં મળેલી તલવાર ગુર્જરોની સાથેના યુદ્ધમાં ભાંગી ગઇ હતી; પરંતુ ધર્મપાળે તેનો ત્યાગ કર્યો નહોતો. નગ્ન તલવાર જોઈ ગૌડીય સૈનિકોએ તુમુલ જયનાદ કર્યો. યુદ્ધ રીતિ પ્રમાણે નમન કરવા સારૂ હજારો તલવારો મ્યાનમાંથી બહાર નીકળી સૂર્યકિરણમાં ઝળકી ઉઠી. તે જોઇ સત્તર રાષ્ટ્રકૂટવીરોની તલવારો પણ નમન કરવા સારૂ મ્યાનમાંથી બહાર નિકળી. સૈનિક તથા નગરજનો વારંવાર જયધ્વનિ કરવા લાગ્યા. ત્યારપછી સમ્રાટ્‌ની આજ્ઞાથી તમામ માણસે પોતપોતાનાં આસન ગ્રહણ કર્યાં. રાષ્ટ્રકૂટ રાજદૂતે વેદીની સન્મુખ ઊભા રહી કહ્યું:—"ગૌડેશ્વર, ધ્રુવનો પુત્ર ગોવિંદ, જે ગોવિંદની કૃપાથી દક્ષિણાપથના એક માત્ર અધીશ્વર છે, જેણે નારાયણની કૃપાથી ગુર્જર સમુદ્રનું મંથન કર્યું છે, તે ગોવિંદે આપના ઉપર કંઇક ઉપહાર મોકલ્યો છે."

દૂતના ઇશારાથી ગૌડીય મહાપ્રતિહાર સભામંડપની બહારથી ઉપહારની સામગ્રી ઉંચકી લાવનાર ચાર રાષ્ટ્રકૂટ પરિચારકોને બોલાવી લાવ્યો. તેમણે વેદી આગળ ચાર ભારે પાત્ર લાવી મૂક્યાં. રાષ્ટ્રકૂટ દૂતે પોતાના હાથે પાત્ર ઉપર ઢાંકેલાં વસ્ત્ર લઇ લીધાં. ગૌડેશ્વર તથા એકત્ર થયેલા સભાસદોએ વિસ્મિત થઇ જોયું કે, ચારે પાત્ર ભાગેલી તલવારો તથા શિરસ્ત્રાણથી ભરેલાં છે. એ સમયે વૃદ્ધ ભીષ્મદેવ આસન પરથી ઉઠી વેદી આગળ આવી ઉભો રહ્યો અને દૂતને નમન કરી બોલ્યો:—"દૂત પ્રવર, આજે ગૌડેશ્વર સન્માનિત થયા છે, આ જ વીરને લાયકનો ઉપહાર છે. મહારાજાધિરાજ રાષ્ટ્રકૂટરાજે ગુર્જરયુદ્ધમાં પુષ્કળ ધન પોતાના મિત્રને ઉપહાર તરિકે આપ્યું છે."

ગૌડેશ્વરે આસન પરથી ઉઠી નમન કર્યું. સભામાં બિરાજેલા સભાસદોએ ઉભા થઇ રાષ્ટ્રકૂટરાજના અપૂર્વ ઉપહારને નમન કર્યું. ગૌડેશ્વરે પુનઃ આસન ગ્રહણ કર્યું.

રાષ્ટ્રકૂટરાજદૂત પુનઃ બોલ્યો:—"મહારાજાધિરાજ, ધ્રુવના પુત્ર ગોવિંદે દાસાનુદાસના મુખે સમાચાર મોકલ્યાછે કે, નાગભટ્ટનું રાજ્ય ઘણું ખરૂં હસ્તગત થયું છે, વેરાનથી વિંટળાયેલી ભિલ્લમાલ નગરી રાષ્ટ્રકૂટ અધિકાર નીચે આવશે એટલે એક બીજો દૂત મોકલશે."

ધર્મપાળે કહ્યું:—"બહુ સારૂં! હું રાષ્ટ્રકૂટરાજની આગળ તોડી ન શકાય એવા ઋણપાશથી બંધાયો છું."

રાષ્ટ્રકૂટરાજદૂત બોલ્યો:—"મહારાજાધિરાજ ગૌડેશ્વરના સેનાનાયક વિમલનંદી તથા જયવર્દ્ધને યમુના તથા ચર્મણ્વતીરમાં ગુર્જરોને વારંવાર

હરાવ્યા છે. તેમના બાહુબળથી પંચનદના ગુર્જર-નાયકોને નાગભટ્ટનો સંગ ત્યજી દેવાની ફરજ પડી છે. રાષ્ટ્રકૂટરાજની સમસ્ત સેનાએ નાગભટ્ટના રાજ્ય ઉપર આક્રમણ કર્યું છે. ધ્રુવના પુત્ર ગોવિંદે વિનયપૂર્વક ગૌડેશ્વરને પંચનદમાં નવીન સૈન્ય મોકલવા સારૂ ભલામણ કરી છે. ગાંધારથી કીર પર્યંત વિજય પ્રાપ્ત કરવાથી રાજચક્ર ઘણી જલદીથી દાંતમાં તૃણ પકડશે."

ધર્મપાળે કહ્યું:—"દૂતપ્રવર, વાક્પાલ ટૂંક સમયમાં લક્ષાધિક સેના લઇને પંચનદ ઉપર આક્રમણ કરશે."

રાષ્ટ્રકૂટરાજદૂત પુનઃ કહેવા લાગ્યો:—"મહારાજાધિરાજનો જય થાઓ. ધ્રુવના પુત્ર ગોવિંદે મિત્રરાજ ગૌડેશ્વરની આગળ એક પ્રાર્થના જણાવી છે, તે ગૌડેશ્વર પાસે થોડી ભિક્ષા માગે છે."

ધર્મપાળે કહ્યું:—"દૂત પ્રવર, હું ધારૂં છું કે, રાષ્ટ્રકૂટરાજે મારી મશ્કરી કરી છે. તેમની કૃપાથી આજે હું ઉત્તરાપથનો અધીશ્વર છું, તેમની કૃપાથી આજે ભંડીનો વંશજ કાન્યકુબ્જના સિંહાસન ઉપર બેઠો છે, તેમને લીધે જ સુંદર ગૌડીય સામ્રાજ્ય સ્મશાનભૂમિ સમાન થઇ શક્યું નથી. તે મારી આગળ શી પ્રાર્થના કરશે વારૂ?"

રાષ્ટ્રકૂટરાજદૂતે ઉત્તર આપ્યો:—"મહારાજાધિરાજ, દાસ કેવળ દૂત જો કદાપિ રાજ્યેશ્વર રાજ્યેશ્વરની મશ્કરી કરે તો તે સ્હમજી શકવાની મારામાં શક્તિ નથી. ગૌડેશ્વર, ધ્રુવના પુત્ર ગોવિંદે ખરેખર ગૌડેશ્વરની આગળ કાંઇક ભિક્ષા માગી છે."

ધર્મપાળ સિંહાસન પરથી ઉઠી ઉભો થયો અને મ્યાનમાંથી તલવાર બહાર કાઢી તથા મસ્તિષ્કપરથી મુકુટ ઉતારી રાષ્ટ્રકૂટરાજદૂતના હાથમાં મૂકતાં કહ્યું:—"દૂત, રાજાની પાસે મુકુટ કરતાં અધિક મૂલ્યવાન વસ્તુ બીજી કોઇ પણ હોતી નથી. ખડ્ગ કરતાં અધિક મૂલ્યવાન બીજી કોઇ પણ વસ્તુ ક્ષત્રિયની પાસે હોતી નથી; જો કદાપિ ગોવિંદને જરૂર હોય તો પિતાના વારસામાં મળેલો મુકુટ તથા ઘણા ગુર્જર-યુદ્ધમાં ભાંગી ગયેલી તલવાર રાષ્ટ્રકૂટ-સિંહાસનની આગળ મૂકવામાં આવશે."

સભાસદો વિસ્મિત થઇ ધર્મપાળના કાર્ય તરફ જોઇ રહ્યા હતા. તે બોલી રહ્યો એટલે સૌ જણે એકે અવાજે જયનાદ કર્યો.

રાષ્ટ્રકૂટ રાજદૂતે મુકુટ તથા તલવાર ગૌડેશ્વરના હાથમાં પાછા આપી દઇને નમન કર્યું અને અતિશય નમ્રતાથી કહ્યું:—"મહારાજાધિરાજ, ધ્રુવના પુત્ર ગોવિંદની પ્રાર્થના ઘણી જ સામાન્ય છે.—"

એ સમયે મંડપના દરવાજામાં ગરબડ થતી સાંભળવામાં આવી.

ગૌડેશ્વરે દૂતના બોલી રહ્યા પહેલાં જ કહ્યું:—"દૂતપ્રવર, ગોવિંદની ગમે એવી પ્રાર્થના હશે તો પણ તે પૂરી થશે."

એ સમયે એક દુર્બળ વૃદ્ધે ઝડપથી સભામંડપમાં પ્રવેશ કરી ઉંચે સ્વરે કહ્યું:—"મહારાજ, સર્વનાશ કરતા નહિ, સર્વનાશ કરતા નહિ."

ધર્મપાળે વિસ્મિત થઈ તેને પૂછ્યું:—"તું કોણ છે? તારે શું કહેવું છે?"

વૃદ્ધે સિંહાસન સન્મુખ ઉભા રહી નીચું મસ્તકરાખી કહ્યું:—"મહારાજાધિરાજ, હું વિશ્વાસઘાતક છું, હું નરઘાતી છું, મારૂં નામ બુદ્ધભદ્ર છે."

ધર્મપાળે સ્હેજ હસીને પૂછ્યું:—"કોણ, સંઘસ્થવીર? આપ ગૌડરાજ્યમાં ક્યાંથી વારૂ? શું ગુર્જરરાજે દૂત મોકલ્યો છે?"

વૃદ્ધે માથું ઉંચું કરી કહ્યું:—"ગૌડેશ્વર, તમે બાળક છો. વૃદ્ધની મશ્કરી કરશો નહિ. હું સંઘસ્થવીર નથી, પણ નરઘાતક નરાધમ છું. ભગવાન બુદ્ધે મને શિક્ષા કરી છે. હું ચક્રનું પરિવર્ત્તન સ્હમજી શક્યો નહિ. હું વણિકનો પુત્ર હોવાથી સુવર્ણના લોભમાં લપટાઇ ગયો, તેથી મેં અંધ બની જઇને ગુર્જરરાજનો આશ્રય લીધો હતો. હજારો નરનારીના રક્તપ્રવાહથી આર્યાવર્ત્તને તરબોળ કરી મારા મહાપાપનું પ્રાયશ્ચિત થયું છે. વૃદ્ધની મશ્કરી કરશો નહિ. તમે ગૌડેશ્વર છો, પણ તેથી શું થયું. તમે પણ સામાન્ય પ્રાણી માફક ચક્રમાં બંધાયેલા છો. તમે તમારો સર્વનાશ કરશો નહિ. ગોવિંદની પ્રાર્થના પૂરી કરતા નહિ, નહિ તો સદાને માટે શાંતિ ગુમાવી બેસશો એ જ વિધિલિપિ છે!"

એ સમયે સંન્યાસી વિશ્વાનંદે સિંહાસન આગળ જઇ વૃદ્ધને સંબોધી કહ્યું:—"સંઘસ્થવીર, આપ શું બોલો છો?"

વૃદ્ધે તેના તરફ જોયા વિના જ કહ્યું:—"હું સત્ય જ કહું છું. મારી ગણત્રી કદાપિ મિથ્યા થશે નહિ. ગોપાળના પુત્ર ધર્મપાળ, જો તું આજે ધ્રુવના પુત્ર ગોવિંદની પ્રાર્થના માન્ય કરીશ, તો તારો સર્વનાશ થશે."

ગૌડેશ્વરે ધીમા સ્વરે કહ્યું:—"સંઘસ્થવીર, તમે ગૌડરાજ્યના મિત્ર છો કે શત્રુ, એ કાંઇ સ્હમજી શકાતું નથી. રાષ્ટ્રકૂટરાજ ગોવિંદ મારો રક્ષણકર્ત્તા છે. તે સમસ્ત આર્યાવર્ત્તનો રક્ષણકર્ત્તા છે. તેને આપવા જેવું મારી પાસે કાંઈ જ નથી. મેં હમણાં જ મારા મુખેથી મહારાજાધિરાજ ગોવિંદની પ્રાર્થના પુરી કરવાનું કબૂલ કર્યું છે."

વૃદ્ધે ધીરે ધીરે નીચું મસ્તક રાખી કહ્યું:—"ધર્મપાળ, વિધિલિપિ અખંડનીય છે. હું કીટાનુકીટ છું, ચક્રની ગતિ અટકાવવાનું મારામાં શું સામર્થ્ય છે?"

વૃદ્ધ એમ કહીને ધીરે ધીરે સભામંડપનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

કેટલીકવાર પછી ગૌડેશ્વરે રાષ્ટ્રકૂટરાજ દૂતને પૂછ્યું:—"દૂતપ્રવર, રાષ્ટ્રકૂટરાજની શી પ્રાર્થના છે વારૂ?"

દૂતે ઉત્તર આપ્યો:—"ગૌડેશ્વર, ધ્રુવના પુત્ર ગોવિંદની એટલી જ પ્રાર્થના છે કે, ગૌડેશ્વર એક રાષ્ટ્રકૂટ-રાજકુમારીનું પાણી ગ્રહણ કરી તેને ગૌડ-સામ્રાજ્યની પટ્ટમહાદેવી બનાવે."

પરમેશ્વર પરમભટ્ટારક પરમસૌગત મહારાજાધિરાજ ધર્મપાળદેવ કાપેલી કેળની માફક સિંહાસન પર ઢળી પડયા.

---

## પ્રકરણ ૪ થું.

### મોક્ષ માર્ગ.

ગૌડેશ્વર જ્યારે સભામંડપમાં રાષ્ટ્રકૂટરાજ તરફથી આવેલા દૂતનો સત્કાર કરતા હતા, ત્યારે મહાદેવી દેદ્દદેવી, કલ્યાણીદેવી તથા અમલા વગેરે અંતઃપુરમાં લોકનાથના મંદિરની સ્હામે મંડપમાં બેસી પુરમહિલાઓની સાથે વાર્તાલાપ કરી રહ્યાં હતાં. એ સમયે અંતઃપુરની એક પરિચારિકાએ આવી મહાદેવીને પ્રણામ કરીને કહ્યું:—"દેવી, એક ભિક્ષુ દેવના દર્શન કરવાની ઇચ્છાથી અંતઃપુરના દરવાજામાં ઊભો રહ્યો છે. આપ લોકનાથના મંદિરમાં છો એમ સાંભળી પ્રતિહાર તેને અંદર આવવાની રજા આપતો નથી. ભિક્ષુ, મહાદેવી તથા પટ્ટમહાદેવીની સન્મુખ દેવનાં દર્શન કરવાનું કહે છે."

દેદ્દદેવીએ કહ્યું:—"ભિક્ષુ દેવ દર્શન કરવા સારૂ આવે એમાં શું દોષ છે વારૂ? તું પ્રતિહારને કહી આવ કે તેને અંદર આવવા દે."

દાસી પ્રણામ કરીને જતી રહી. દેદ્દદેવી નગરમહિલાઓ સાથે વાર્તાલાપ કરવા લાગી.

તે દિવસ યુદ્ધની વાતચિત થતી હતી. ગુર્જર-યુદ્ધમાં અસંખ્ય ગૌડીય વીરોએ પોતાના પ્રાણ આપ્યા હતા. જે જે યુદ્ધમાં તેઓએ પ્રાણ આપ્યા

હતા, તે સઘળા યુદ્ધનો હેવાલ તેઓ અશ્રુપૂર્ણ નેત્રે કહી સંભળાવતી હતી. મહાદેવી, વાક્પાલે કરેલા ગુર્જર-રાજ્ય ઉપરના આક્રમણની કથા કહી સંભળાવતી હતી. આ વખતે ગૌડીય સેના કાન્યકુબ્જ ઓળંગી ઘણો દૂર જશે. તેને ઇતિહાસપુરાણ પ્રસિદ્ધ શતદ્રુ, વિપાશા તથા ઇરાવતી ઓળંગી સિંધુ-તીર પર્યંત જવું પડશે. જેઓ જશે તેમનામાંથી કેટલા જણ પાછા ફરશે વારૂ ? ધર્મપાળની સાથે જેઓ ચક્રાયુદ્ધના રાજ્યનો ઉદ્ધાર કરવા સારૂ ગયા હતા, તેઓમાંથી જેઓ પાછા ફર્યા હતા, તેઓએ મગધ, ગૌડ તથા રાઢમાં સ્વદેશનું રક્ષણ કરવા સારૂ પોતાના પ્રાણ આપ્યા હતા. જો કે રાષ્ટ્રકૂટરાજની સહાયતાથી યુદ્ધમાં જય મળ્યો હતો; પરંતુ ચોતરફ હાહાકાર સિવાય બીજો શબ્દ સાંભળવામાં આવતો નહોતો. જેઓવા કૃપાલની સાથે પંચનદમાં જવાના હતા, તેમણે પિતા, માતા, ભ્રાતા, ભગિની, સ્ત્રી પુત્ર તથા કન્યા પાસેથી વિદાયગીરી લીધી છે. એક વિધવાના ચાર પુત્રોએ સમરક્ષેત્રમાં શયન કર્યું છે. તેના ન્હાના પુત્રે મહાકુમારની સાથે યુદ્ધમાં જવા સારૂ માતા પાસેથી વિદાય લીધી છે. અભાગિની માતા સંસારનાં સકળ બંધનોમાંથી મુક્ત થઇને મહાદેવીના આશ્રયમાં આવી રહી છે. એ સમયે એક ભિક્ષુએ લોકનાથના મંદિરમાં પ્રવેશ કર્યો. કેટલીકવાર પછી મંદિરમાંથી ગંભીર મધુર કંઠે નીચે પ્રમાણે લોકનાથની સ્તુતિ સંભળાવા લાગીઃ—

" लोकनाथं शशिप्रभं

न्हीः कारक्षरसम्भूतं जटामुकुटमन्डितं
वज्रधर्म्मजटान्तःस्थं अशेषरोगनाशनं
वरदं दक्षिणे हस्ते वामे पद्मधरं तथा
ललिताक्षेपसंस्थं तु महासौम्यं प्रभास्वरं
वरदोत्पलका सौम्या तारा दक्षिणतः स्थिता
वन्दना दन्डहस्तन्तु हयग्रीवोथ वामतः
रक्तवर्णो महारौद्रो व्याघ्रचर्म्माम्बर प्रियः

ॐ न्हीः स्वाहा । "

એ શબ્દ સંભળાતાં જ રમણીઓની વાતચિત બંધ થઇ ગઇ. એક બે નગરમહિલાઓ મંદિરની પાસે આવી થાંભલાની પાછળ સંતાઇ રહીને ભિક્ષુની પૂજા જોવા લાગી. પૂજા કરી રહીને ભિક્ષુ મંદિરમાંથી બહાર નિકળી નીચું માથું રાખી ચાલ્યો જતો હતો, એ સમયે જે વિધવા રમણીના ચાર પુત્રો યુદ્ધમાં મૃત્યુ પામ્યા હતા, તેણે ભિક્ષુની આગળ આવી તેને

પ્રણામ કર્યા. પોતાના માર્ગમાં અટકાત થવાથી ભિક્ષુ ઊભો રહ્યો અને તેણે પૂછ્યું:—" મા, તારે શું જોઈએ છે ?"

રમણીએ કહ્યું:—" પ્રભુ, અભાગિનીના ચાર પુત્રો યુદ્ધમાં મૃત્યુ પામ્યા છે. સૌથી છેલ્લો પાંચમો પુત્ર પણ મહાકુમારના સૈન્યમાં દાખલ થયો છે. શું તે પાછો ફરશે ?"

ભિક્ષુ બોલ્યો:—" મા, તે હું કેવી રીતે કહી શકું વારૂ ?".

રમણી બોલી:—" પ્રભુ, આપ સર્વ જાણી શકવાને શક્તિમાન છો. હું અનાથિની છું. આ યુદ્ધમાં મારો સર્વનાશ થઇ ગયો છે. મારો સુખી સંસાર હતો; ગુર્જર યુદ્ધમાં તે ભસ્મીભૂત થઈ ગયો છે. પ્રભુ, હું ત્રણ વિધવા વધૂ તથા વૃદ્ધ ઉમ્મરમાં આંધળાની લાકડી રૂપ સત્તર વર્ષના બાળકને લઈ રહેતી હતી. રાજાના આમંત્રણથી તે પણ યુદ્ધમાં જતો રહ્યો છે. તેને મેં છાતી સરસો દબાવી રાખ્યો હતો; પરંતુ તે બંધન છોડાવીને ચાલ્યો ગયો છે. પ્રભુ, શું હવે તે પાછો નહિ આવે ? કહો, મને આપના વચન ઉપર અચળ વિશ્વાસ છે. " એમ કહીને રમણી ભિક્ષુના બન્ને પગ પકડી રાખી મંદિરના આંગણામાં પત્થરની સાથે માથું પછાડવા લાગી.

ભિક્ષુ વ્યાકુળ થઇને બોલ્યો:—" મા, અધીરી ન થા, ઊઠ. "

રમણી ઊભી થઈ. તેનું કપાળ છોલાઈ ગયું હતું, રક્તપ્રવાહથી તેનાં શુભ્ર વસ્ત્રો રંગાઈ ગયાં હતાં.

ભિક્ષુ બોલ્યો:—" મા, તારો હાથ દેખાડ. "

રમણીએ પોતાનો હાથ લાંબો કર્યો. ભિક્ષુ હાથ જોઈ મંદિરના પાષાણાચ્છાદિત આંગણામાં બેસી ગણત્રી કરવા લાગ્યો.

એટલામાં નગરમહિલાઓએ ત્યાં આવી ભિક્ષુ તથા પૂર્વે જણાવેલી વિધવા રમણીને ઘેરી લીધી. સૌને ભાગ્ય દેખાડવાની તીવ્ર જિજ્ઞાસા થઈ. ભિક્ષુએ કેટલીકવાર પછી આંકડા ગણી રહીને કહ્યું:—" મા, કંઈ પણ ભય નથી. તારો ન્હાનો પુત્ર પાછો આવશે. "

રમણી કૃતજ્ઞ અંતઃકરણથી ભિક્ષુના ચરણ આગળ આળોટી પડી. જોતજોતામાં લગભગ એક કલાક વીતિ ગયો. ભિક્ષુ મહિલાઓના હસ્ત જોઇ ભાગ્યફળ કહેવા લાગ્યો. સૌથી પછી અમલાદેવી કલ્યાણીદેવીનો હાથ ઝાલી ભિક્ષુની પાસે આવી. તેમને જોઈ નગરમહિલાઓએ માર્ગ મોકળો કરી આપ્યો. અમલાદેવીએ કહ્યું:—" મહારાજ ! કૃપા કરીને આ બાલિકાનું ભાગ્ય જોઈ આપો. "

ભિક્ષુ કલ્યાણીદેવીનો હાથ જોઇને બોલી ઉઠયો:—" મહાદેવીનો જય થાઓ. આપ ગૌડેશ્વરી છો."

અમલાદેવીએ સ્હેજ હસીને કહ્યું:—" મહારાજ, હજી તેના વિવાહ થયા નથી."

ભિક્ષુ બોલ્યો:—" તોપણ તે ગૌડેશ્વરી છે. દેવી ! આપ સત્વર ગૌડના સિંહાસન પર પટ્ટમહાદેવી તરિકે અભિષિક્તા થશો."

અમલાદેવીએ પૂછ્યું:—" મહારાજ, તેના ભવિષ્યમાં બીજું શું દેખાય છે વારૂ ?"

ભિક્ષુએ કહ્યું:—" દેવી, ભવિષ્ય તો અંધકારપૂર્ણ છે. તે અનિશ્ચિત કર્મફળના ઉપર આધાર રાખે છે; પરંતુ વર્ત્તમાન ઉજ્જવળ છે. મહાદેવી, સેંકડો જન્મના સારા કૃત્યોના ફળથી જીવ આ પ્રમાણે અદષ્ટ લઇને જગત્‌માં આવે છે. મેં હજારો સ્ત્રી-પુરૂષોના હસ્ત જોઇ ગણત્રી કરી છે; પરંતુ આવા આંકડા કદાપિ જોયા નથી. દેવી ! આપનો જન્મ મહાન્ ઉદ્દેશ પૂરો પાડવા સારૂ થયો છે. આપને લીધે સમસ્ત આર્યાવર્ત્તનું કલ્યાણ થઇ શકશે. દેવી, દોઢ હજાર વર્ષ પૂર્વે આચાર્યોએ શાકયસિંહ બોધિસત્વની જન્મપત્રિકા જોઇ આ સઘળાં લક્ષણ જોયાં હતાં. સેંકડો દીન દરિદ્રોને માટે જીવન ઉત્સર્ગ કરી ગૌતમ મહાપરિનિર્વાણને પામ્યા હતા અને સાથે સાથે સઘળા સત્વના મોક્ષમાર્ગ દેખાડયા હતા. દેવી, આપ નિર્વાણના (મોક્ષ)માર્ગે છો, આપ બાલિકા છો; પરંતુ સત્વર આપ જન્મમૃત્યુ જરાવ્યાધિ ઓળંગી જશો. આપને માટે હવે જન્મમૃત્યુનો ફેરો ફરવાનો રહ્યો નથી. નિર્વાણ-માર્ગનો ઉદ્દેશ મેળવી આ વૃદ્ધ ભિક્ષુને ભૂલી જતા નહિ."

વૃદ્ધે એટલું બોલતાં બોલતામાં કલ્યાણીદેવીના બન્ને પગ પકડી લીધા.

અમલાદેવીએ ગભરાઇને કહ્યું:—" મહારાજ, આ શું કરો છો ? બાલિકાનું અમંગળ કરતા નહિ."

ભિક્ષુ બોલ્યો:—" રમણી, આ બાલિકા સામાન્ય નથી. એક દિવસ સેંકડો ભિક્ષુ, સ્થવિર, મહાસ્થવીર તથા અર્હત્ આ ચરણયુગલને માટે પોતાનાં મસ્તક નીચાં નમાવશે. સાંભળો દેવી, સમય પાસે છે, કોમળ હૃદયને દઢ કરો. તમે અનંત શૂન્યના દ્વારમાં ઉપસ્થિત છો એ હું લક્ષ યોજન દૂર ઉભો રહીને પણ સ્પષ્ટ રીતે જોઇ શકું છું. દેવી, મહાશૂન્ય દ્વાર સદૈવ બંધ રહે છે, આત્મોત્સર્ગ કર્યા વિના તે ઉઘડતાં નથી. હવે પરીક્ષા પાસે છે, તૈયાર થાઓ. હૃદયને કઠિન કરો. દેવી, સ્વાર્થસિદ્ધિ થયા પછી વૃદ્ધને

સ્મરણમાં રાખજો. જન્મે જન્મ તમારા ચરણનાં દર્શન કરી શકું એવી ઇચ્છા છે." વૃદ્ધ ભિક્ષુ કલ્યાણીદેવીને પ્રણામ કરી ઝડપથી ત્યાંથી જતો રહ્યો. કલ્યાણી તથા અમલા વિસ્મિત થઈ તેના તરફ જોઈ રહી.

એ સમયે મહાદેવી દેદ્દદેવીએ તેમની પાસે આવી પૂછ્યું:—"અમલા, શું થયું છે?"

અમલાદેવીએ કહ્યું:—"દેવી, વૃદ્ધ ભિક્ષુએ બે વાર કલ્યાણીદેવીને પ્રણામ કર્યા અને કેટલીયે વાતો કહી તે કાંઈ સ્હમજવામાં ન આવી."

"તેણે શું કહ્યું વારૂ?"

"મોક્ષ, નિર્વાણ, એમ તો કાંઈ કહ્યું."

"કાંઈ અમંગળ થવાની વાત તો કહી નથી ને?"

"દેવી, તેણે મંગળ કે અમંગળ થવાની વાત કહી એ હું કાંઇ સ્હમજી શકી નહિ."

## પ્રકરણ ૫ મું.

### મંત્રગૃહ.

સંધ્યાકાળે ગૌડનગરના રાજમહેલમાં, ગંગાકિનારા તરફના એક ઓરડામાં મહારાજાધિરાજ ગૌડેશ્વર, મંત્રી, નાયક તથા સામંતોથી વિંટળાઇ બેઠા છે. થોડે દૂર એક જૂદા આસન પર મહાસ્થવીર બુદ્ધભદ્ર તથા ચક્રરાજ વિશ્વાનંદ બેઠા છે. સઘળાનાં મ્હોં ગંભીર તથા ચિંતાતુર જણાય છે. સમ્રાટ્ સામાન્ય કાષ્ઠાસનપર બેઠા છે. તેમણે જમણા હાથ ઉપર મસ્તિષ્ક ટેકવી રાખ્યું છે. તેમની પાસે મહાકુમાર વાક્પાલ ઓરડાના થાંભલાને ટેકો દઈ ઉભો રહ્યો છે. સમ્રાટ્‌ની સન્મુખ વૃદ્ધ અમાત્ય ગર્ગદેવ નીચું માથું રાખી બેસી રહ્યો છે. સામંત–ચક્રની સન્મુખ રાઢરાજ રણસિંહ, પ્રમથસિંહ તથા કમલસિંહ બેઠા છે. સૌની પાછળ વૃદ્ધ ઉદ્ધવઘોસ બેઠો છે.

ઘણીવાર પછી વિશ્વાનંદે પૂછ્યું:—"મહારાજ, આપે શું વિચાર કર્યો વારૂ? સમસ્યા પૂરી થવાને હવે વધારે વખત નથી. હમણાં જ રાષ્ટ્રકૂટરાજદૂત ગૌડેશ્વરનો ઉત્તર સાંભળવા સારૂ સભામાં આવશે. તેને ઉત્તર આપવા માટે તૈયાર થાઓ."

ગૌડેશ્વરે ધીરે ધીરે માથું ઉંચુ કરી કહ્યું:—“ પ્રભુ, શું ઉત્તર આપું? મારૂં મસ્તિષ્ક બગડી ગયું છે. ”

વિશ્વાનંદે કહ્યું:—“ ગૌડેશ્વર, કેવળ બે માર્ગ દેખાય છે. પ્રથમ માર્ગ સ્હેલો છે-તેનો અર્થ રાષ્ટ્રકૂટરાજની પ્રાર્થના પૂરી કરવી અને રઘુસિંહની કન્યાનો બહિષ્કાર કરવો; બીજો માર્ગ આ પ્રમાણે છે—તેનો અર્થ રાષ્ટ્રકૂટરાજની સાથે યુદ્ધ, ગુર્જરોની સાથે યુદ્ધ, ચક્રાયુધના રાજ્યનો નાશ અને ઘણાં વર્ષોની મહેનતના ફળનો નાશ કરવો એ છે. એ સિવાય ત્રીજો માર્ગ નથી. ”

કમલસિંહે કહ્યું:—“ મહારાજ, એ બે માર્ગ સિવાય અન્ય માર્ગ નથી. પ્રભુ વિશ્વાનંદ સત્ય કહે છે. રાષ્ટ્રકૂટરાજદૂત સત્વર આવી પહોંચશે માટે ચિત્તને સ્થિર કરો. ”

ધર્મપાળે ભીષ્મદેવને સંબોધી કહ્યું:—“ તાત, આપ મારા પિતાના સ્થાને છો. આ સંકટમાંથી મારો ઉદ્ધાર કરો. પિતાએ ગોકર્ણની દુર્ગસ્વામિનીને વચન આપ્યું હતું કે, સ્વર્ગીય રઘુસિંહની કન્યાની સાથે મારો વિવાહ કરશે, પણ સમયના અભાવથી વિવાહ થઈ શકયો નહિ. પિતાએ જે રાત્રે રઘુસિંહના દુર્ગનું રક્ષણ કર્યું હતું, તે જ રાત્રે તેમની આજ્ઞાથી કલ્યાણીને લઇ હું એકલો ગોકર્ણદુર્ગમાંથી નિકળી પડયો હતો. બે દિવસ સુધી નિર્જન અરણ્યમાં ભટકયા પછી પ્રભુદત્ત તથા વિમલનંદીની સાથે મારો મેળાપ થયો હતો, ત્યારથી કલ્યાણી મારી ભાવી પત્ની તરિકે ઓળખાય છે. જે દિવસે ગુર્જર સેનાએ ગોકર્ણ દુર્ગ પર આક્રમણ કર્યું હતું, તે દિવસે દુર્ગસ્વામિનીએ કુમારી કન્યાને મારા હાથમાં સોંપી તેને અન્યસ્થળે લઇ જવા સારૂ મને વિનતિ કરી હતી. કલ્યાણીને લઇ ઢેકરી તરફ જતાં ગુર્જર સેનાએ અમારા ઉપર આક્રમણ કર્યું હતું, તેથી સાથીદારોથી છૂટા પડી જઇ અમે બન્ને જણ વનમાં રખડયાં હતાં. કલ્યાણીને લૂંટારાઓ ઉપાડી ગયા હતા, મેં એકલાએ તેનો ઉદ્ધાર કર્યો હતો અને અંતે ગુરૂદત્તે આવી અમારો ઉદ્ધાર કર્યો હતો. ઢેકરી નગરમાં કલ્યાણીદેવી મારી ધર્મપત્ની રૂપે, ગૌડ સામ્રાજ્યની પટ્ટમહાદેવીરૂપે ઓળખાઇ છે. જો કે મંત્રનો ઉચ્ચાર કરી વિધિપૂર્વક કલ્યાણીદેવીની સાથે મારો વિવાહ થયો નથી, તથાપિ સમસ્ત જગતની નજરમાં કલ્યાણી મારી ધર્મપત્ની છે. વળી હર્ષવર્દ્ધનના મામાનો પુત્ર ભંડીનો વંશજ મહારાજાધિરાજ ચક્રાયુધ મારા આશ્રિત છે. ગંગાકિનારે પિતાના શ્રાદ્ધના દિવસે ચક્રાયુધને આશ્રય આપ્યો છે. હજારો

ગૌડીય વીરોએ ચક્રાયુધને માટે પ્રાણ આપી ગૌડદેશનું નામ ઉજ્જવળ કરી મૂક્યું છે. પરાક્રમી ગુર્જરસેના વારંવાર પરાજિત થઈ છે. અંતે બૌદ્ધ સંઘસ્થવીરની સુવર્ણ માટેની લાલચને લીધે આપણે પરાજિત થવું પડયું હતું. જ્યારે ઘણી મુશ્કેલીથી મેળવેલું કાન્યકૂબ્જરાજ્ય ગુર્જરોના હાથમાં ગયું હતું, જ્યારે ગુર્જરસેનાએ વર્દ્ધમાન તથા *પૌન્ડ્રવર્દ્ધન ઉપર અધિકાર મેળવ્યો હતો, ત્યારે નિરૂપાય થઈને આપણે રાષ્ટ્રકૂટરાજની સહાયતા માટે યાચના કરી હતી. ગૌડરાજ્યના ભયંકર નબળા દિવસોમાં ઉદારચિત્ત દક્ષિણાપથેશ્વરે નાગભટ્ટની વિરૂદ્ધ ચઢાઈ કરી હતી. તેમની જ સહાયતાથી શત્રુસેના ગૌડસામ્રાજ્યમાંથી પલાયન કરી ગઈ છે, તેમને લીધે જ ચક્રાયુધના રાજ્યનો પુનઃ ઉદ્ધાર થયો છે. અણધારી મદદ કરનાર મિત્ર ગોવિંદે મારી પાસે જે પ્રાર્થના કરી છે તે જો અન્ય સમય હોત તો ઘણી જ સામાન્ય વાત છે; પરંતુ હાલની સ્થિતિમાં તેમ થવું સર્વથા અશક્ય છે. જો હું કલ્યાણીનો ત્યાગ કરૂં તો કોઈ પણ ક્ષત્રિય યુવક શું તેનું પાણિગ્રહણ કરશે? રઘુસિંહની કન્યા માતપિતાહીન અનાથા છે, સ્વર્ગસ્થ દુર્ગસ્વામિનીએ તેને મારા હાથમાં સમર્પણ કરી છે, તેથી હવે હું તેનો પાલક છું. જો રાષ્ટ્રકૂટરાજની પ્રાર્થના પૂરી કરવામાં નહિ આવે તો તે ગુસ્સે થશે અને તેથી કદાચ ગુર્જરસેના રાષ્ટ્રકૂટરાજની સાથે મળી જઈ આર્યાવર્ત્ત પર આક્રમણ કરશે; તેમ થશે તો કાન્યકુબ્જ તથા ગૌડસામ્રાજ્યનું અસ્તિત્વ નાશ પામશે. પિતા, હવે શું કરવું ?"

ભીષ્મદેવ નીચું માથું રાખી ચુપ બેસી રહ્યો. તે જોઈ વૃદ્ધ સંઘસ્થવીરે ઊઠી ઊભા થઈ કહ્યું:—"મહારાજ, જીવનમાં માત્ર એક જ માર્ગ છે, તે ધર્મમાર્ગ છે. એ સિવાય અન્ય માર્ગ નથી. એ રાજા તથા પ્રજા બન્નેને માટે સરખો છે."

ધર્મપાળે પૂછ્યું:—"ધર્મમાર્ગ શું પ્રભુ ? મને કાંઈ સમજણ પડતી નથી."

વૃદ્ધ સંઘસ્થવીરે કહ્યું:—"દુઃખીઓની વ્હારે ધાવું એ જ સૌથી શ્રેષ્ઠ સૌગતધર્મ છે. કલ્યાણી આશ્રયહીના, અનાથા છે. ધર્મની નજરે એ આપની પત્ની થઈ ચૂકી છે. ચક્રાયુધ આપનો આશ્રિત છે એ ખરી વાત; પરંતુ ચક્રાયુધ રાજા છે. ચક્રાયુધના રાજ્યમાં ચક્રાયુધને બદલે કદાચ કોઈ

* પૌન્ડ્રવર્દ્ધન-ઉત્તર તથા પૂર્વ બંગનું પ્રાચીન નામ.

બીજો રાજા આવશે. ચક્રાયુધની ખોટ પૂરી થઇ શકશે; પરંતુ કલ્યાણીની ખોટ પૂરી પાડી શકાશે નહિ. ગૌડેશ્વર, એ જ ધર્મમાર્ગ છે. "

વૃદ્ધ ભીષ્મદેવે એક કૂદકો મારી આસન પરથી ઊભા થઈ કહ્યું:— " સાધુ, મહાસ્થવિર સાધુ. ખરેખર તેનું નામ જ ધર્મમાર્ગ કહેવાય. મહારાજ, એ જ ખરો ક્ષત્રિય ધર્મ છે. આ વાત વૃદ્ધની જીભ પર આવી હતી; પરંતુ ગૌડસામ્રાજ્યની એથી અવશ્ય દુર્દશા થશે એવી કલ્પના કરી હું બોલી શકયો નહિ. "

ગૌડેશ્વરે સિંહાસનનો ત્યાગ કરી ઊભા થઇને કહ્યું:—" સામંતવર્ગ, એ જ ધર્મમાર્ગ છે અને કેવળ એ જ રસ્તો છે. મેં દૃઢ નિશ્ચય કરી લીધો છે, માટે સભામાં ચાલો. જો કદાપિ સઘળા નાયકોએ એકમતે કલ્યાણીનો ત્યાગ કરવાની મને સલાહ આપી હોત, તો પણ તે બની શકત નહિ. ગૌડરાજ્યના કલ્યાણને માટે ગૌડનું સિંહાસન ત્યજી દેવાનો દૃઢ સંકલ્પ કરીને જ હું અહિં આવ્યો હતો; પરંતુ બંધુવર્ગ, કલ્યાણીનો ત્યાગ કરવાનો વિચાર મારા મનમાં પણ આવી શકયો નહોતો. "

સૌ જણે શાંતિથી ગૌડેશ્વરનું બોલવું સાંભળ્યું. અચાનક કમલસિંહે કૂદકો મારી આસન પરથી ઊઠી ગૌડેશ્વરને આલિંગન દઈ પાશમાં બાંધી લીધા. તેની સાથે સાથે ભીષ્મદેવ, પ્રમથસિંહ, રણસિંહ વગેરે બીજા નાયકો પોતપોતાના આસન પરથી ઉઠી ધર્મપાળની આસપાસ વિંટળાઇ ગયા. સહસા મંત્રગૃહને કંપિત કરી મૂકી ભીષણ જયનાદ સંભળાયો. મંત્રગૃહની બહાર એકત્ર થયેલા સેનાપતિ તથા સેનાનાયકોએ યુદ્ધમાં પ્રયાણ કરવાની આજ્ઞા થઇ છે એમ ધારી જયધ્વનિ કર્યો. કેટલીકવાર પછી ગર્ગદેવે કહ્યું:—"મહારાજ, સભામંડપમાં જવાની જરૂર નથી. રાષ્ટ્રકૂટરાજ દૂતને મંત્રગૃહમાં બોલાવો. તે આ સ્થળે જ ગૌડેશ્વરનો ઉત્તર સાંભળશે."

ગૌડેશ્વરે સંમતિ આપી. એક દંડધર ગર્ગદેવની આજ્ઞાથી રાષ્ટ્રકૂટરાજદૂતને બોલાવવા સારૂ ગયો. થોડીવાર પછી રાષ્ટ્રકૂટરાજદૂતે મંત્રગૃહમાં પ્રવેશ કર્યો. એ સમયે સભામાં તદ્દન શાંતિ વ્યાપી રહી હતી. ધર્મપાળની એક બાજૂએ ગર્ગદેવ અને બીજી બાજૂએ ભીષ્મદેવ ઊભા હતા. દૂતે આસન ગ્રહણ કર્યું એટલે ભીષ્મદેવે કહ્યું:—" દૂત પ્રવર, પરમેશ્વર, પરમભટ્ટારક પરમસૌગત મહારાજાધિરાજ ગૌડેશ્વરની આજ્ઞાથી તેમની સમક્ષ તથા ગૌડીય સામંતચક્રની સમક્ષ આપની પ્રાર્થનાનો હું ઉત્તર આપું છું. ગૌડેશ્વર ગોકર્ણ દુર્ગસ્વામીની કન્યા સાથે વિવાહબંધનથી બંધાયેલા છે. જો કે વિધિ-

પૂર્વક વિવાહ થયા નથી, તથાપિ ગાંધર્વ વિવાહ થઈ ગયા છે. વિદેશમાં ક્ષત્રિયને માટે એટલું જ બસ છે. ક્ષત્રિય ધર્મ પ્રમાણે પ્રથમ પત્ની જ ધર્મ-પત્ની અને પટ્ટાભિષિક્તા ગણાય. ગૌડેશ્વર લોકાચાર પ્રમાણે દ્વિતીય પત્ની ગ્રહણ કરી શકે તેમ નથી. ગૌડેશ્વરને જમાઇ તરિકે ગ્રહણ કરવાની પ્રાર્થના કરી રાષ્ટ્રકૂટરાજ અમારા મિત્ર છે, તેમણે અણધારી સહાયતા કરી સંકટમાંથી અમારો ઉદ્ધાર કર્યો છે. તેમને આપવા જેવું ગૌડરાજ્યમાં કાંઈ પણ નથી. ધર્મતું રક્ષણ કરવું એ રાજાનો મુખ્ય ધર્મ છે. રાષ્ટ્રકૂટરાજની કન્યાનું પાણી ગ્રહણ કરવું એ ધર્મપાળને માટે સર્વથા અશક્ય છે. દક્ષિણાપથેશ્વરને જણાવજો કે, ધર્મપાળ એક દાસ પ્રમાણે આપની બીજી બધી આજ્ઞાઓનું પાલન કરશે.”



## પ્રકરણ ૬ ઠું.

---

### વૃદ્ધનાયક ભીષ્મદેવ.

યથા સમયે કલ્યાણીદેવી સાથે ધર્મપાળનું લગ્ન થઈ ગયું. કલ્યાણીદેવી ગૌડ સામ્રાજ્યની પટ્ટમહાદેવીરૂપે અભિષિક્તા થઈ. વાક્પાલે ગૌડીય સામંતરાજોની સાથે લક્ષાધિક સેના લઇને પંચનદમાં ગુર્જર-રાજચક્રની સત્તા નીચે આવેલા પ્રદેશ ઉપર આક્રમણ કરવા સારૂ કૂચ કરી. છ માસ કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના વીતિ ગયા. ગૌડીયસેનાએ ગંગા યમુના ઓળંગી શતદ્રુ તથા વિપાશાની વચ્ચેના પ્રદેશ ઉપર આક્રમણ કર્યું. શીતકાળના મધ્યભાગમાં સમાચાર આવ્યા કે, રાષ્ટ્રકૂટરાજ ગોવિંદ તથા મહાનાયક જયવર્દ્ધને ભિલ્લમાલ નગર ઉપર અધિકાર મેળવ્યો છે. ગુર્જર-રાજે ગોવિંદની અધીનતાનો સ્વીકાર કરી સંધિ કરવાની પ્રાર્થના કરી છે.

વાક્પાલના બાહુબળથી શતદ્રુ તથા વિપાશાતીરે ગુર્જરોનો અધિકાર નાશ પામ્યો. સેંકડો વર્ષ પછી કૌરવ તથા યાદવ વંશીય રાજાઓએ પ્રાચીન અધિકાર પુનઃ પ્રાપ્ત કર્યો. સમસ્ત આર્યાવર્ત્ત ગૌડીય વીરોના જય-નાદથી ગાજી રહ્યું. જ્યારે વાક્પાલની સેના વિપાશા ઓળંગી વિશાળ ઇરાવતીના તીરે આવી પહોંચી, ત્યારે ગૌડમાં સમાચાર આવ્યા કે, દક્ષિણા-પથેશ્વરે અસંખ્ય સૈનિકો લઇ કાન્યકુબ્જમાં પ્રવેશ કર્યો છે. તેણે ગુર્જરરાજ-ની સાથેના સંધિસૂત્રમાં સ્વાક્ષર કરવા સારૂ ગૌડેશ્વરના પ્રતિનિધિને કાન્ય-કુબ્જમાં બોલાવ્યો છે. એ સંધિસૂત્રમાં ગુર્જરરાજ નાગભટ્ટે ઉત્તરમાં યમુના અને દક્ષિણમાં નર્મદા પર્યંત ગુર્જર સામ્રાજ્યની સીમા ગણી તેનો સ્વીકાર

કર્યો છે અને પંચનદવાસી ગુર્જરોની સાથે સંબંધ ન રાખવાનું કબૂલ કર્યું છે. વાકૂપાલે દૂતના મુખે સમાચાર કહેવડાવ્યા કે, પ્રાચીન ભોજ, મત્સ્ય, કુરૂ, યદુ, યવન, ગાંધાર તથા કીરદેશમાં ગૌડીય સેનાના બાહુબળથી ક્ષત્રિયરાજ્ય પુનઃ સ્થાપિત થયું છે. મહામંત્રી ગર્ગદેવે સંધિપત્રમાં સ્વાક્ષર કરવા સારૂ ગૌડમાંથી પ્રયાણ કર્યું. વસંતકાળ આવ્યો. સઘળાંએ ધાર્યું કે, ઘણા લાંબા વખતથી ચાલતા ગુર્જર યુદ્ધનો હવે અંત આવ્યો.

પરંતુ અચાનક એક દિવસ એવા સમાચાર આવ્યા કે, ભીષ્મદેવ મગધમાં પાછા ફર્યા છે, તે સમ્રાટ્‌ની સાથે સાક્ષાત્‌ કરવા સારૂ ઘણી ઝડપથી ગૌડમાં આવે છે. એ સમાચાર સાંભળી ધર્મપાળને ઘણી ચિંતા થઈ. તેણે વૃદ્ધ મહાનાયકને વાકૂપાલના રક્ષક તરિકે નીમી પંચનદમાં મોકલ્યો હતો. તેથી ભીષ્મદેવને એકલો પાછો આવતો સાંભળી તેના મનમાં ભયંકર આશંકા આવવા લાગી.

એક દિવસ બપોર પછી ભીષ્મદેવે પ્રાસાદના દરવાજા આગળ આવી સમ્રાટ્‌ને મળવા માટે પ્રાર્થના કરી. પ્રતિહાર તથા દંડધરો તરત જ તેને સમ્રાટ્‌ની પાસે લઇ ગયા. ધર્મપાળ આસનેથી ઊભો થયો અને કંપિત કંઠે પૂછ્યું:–" તાત, શું સમાચાર છે વારૂ ? આપ એકલા જ પાછા કેમ આવ્યા ? "

વૃદ્ધ મહાનાયકે આસન ઉપર બેસી કપાળે વળેલો પરસેવો લૂછતાં લૂછતાં કહ્યું:—" પુત્ર, ભયંકર વિપદ્‌ આવી પડી છે. ગૌડના સિંહાસનને દૃઢ પાયા પર સ્થાપવાની ભગવાનની ઇચ્છા હોય એમ જણાતું નથી. "

ધર્મપાળે પૂછ્યું:—" શું થયું છે ? "

ભીષ્મદેવે ઉત્તર આપ્યો:—" મેં ઇરાવતી તીરે સાંભળ્યું કે, રાષ્ટ્રકૂટ-સેનાએ યમુના કિનારે આવેલાં તીર્થસ્થળો હસ્તગત કર્યાં છે, તથા એક લાખ કરતાં પણ અધિક સૈનિકોએ સ્થાણ્વીશ્વર તથા પૃથુદક દુર્ગમાં પ્રવેશ કર્યો છે. વળી અસંખ્ય સેના સહિત રાજપુત્ર કક્કે મથુરામાં છાવણી નાંખી છે. કાન્યકુબ્જની રાષ્ટ્રકૂટ–સેના ઉત્સવમાં ઉન્મત્ત બની ગઈ નથી. તેઓ યુદ્ધની તૈયારી કરે છે. પંચનદમાં યુદ્ધ પૂરૂં થયું છે; પરંતુ વાકૂપાલથી પાછા આવી શકાય તેમ નથી. ભિલ્લમાલમાં જયવર્દ્ધન તથા વિમલનંદી ગુર્જરરાજની આજ્ઞા સિવાય પાછા ફરી શકશે નહિ. ગૌડમાં તું એકલો રહ્યો, તેથી પ્રમથસિંહ તથા કમલસિંહે મને મોકલ્યો છે. રાષ્ટ્રકૂટસેના યુદ્ધની તૈયારી કરે છે તેનો ઉદ્દેશ શું વારૂ ? ઉત્તરાપથ અથવા દક્ષિણાપથમાં હવે કાંઈ શત્રુ

નથી. નાગભટ્ટ બંદી છે, ચક્રાયુદ્ધ ગોવિંદના હાથમાં છે, ત્યારે પછી ગોવિંદ પુનઃ યુદ્ધની તૈયારી શા માટે કરે છે એ સ્હમજી શકતાં વાર લાગે એમ નથી. પુત્ર, આપણે ભયંકર વિપદમાં આવી પડયા છીએ. સમસ્ત ગૌડીય સૈન્ય માલવ તથા પંચનદમાં છે. જો કદાપિ ગોવિંદ ગૌડદેશ ઉપર આક્રમણ કરે, તો સામ્રાજ્યનું રક્ષણ કોણ કરશે ?"

ધર્મપાળે કહ્યું:—"ગોવિંદને સ્હામા થવાનું શું કારણ મળ્યું વારૂ ?"

ભીષ્મદેવે ઉત્તર આપ્યો:—"રાષ્ટ્રકૂટ રાજકન્યાનું પાણી ગ્રહણ કરવા ના પાડી હતી તે શું ભૂલી ગયો ?"

ધર્મપાળે કહ્યું:—"ઠીક. !"

ભીષ્મદેવ બોલ્યો:—"દક્ષિણાપથેશ્વર પોતાની ઇચ્છાથી રાષ્ટ્રકૂટ-કન્યાને ગૌડેશ્વરના હાથમાં સોંપવા સારૂ તૈયાર થયા હતા, પણ ગૌડેશ્વરે તે માગણીનો અસ્વીકાર કર્યો હતો. ઉત્તરાપથ તથા દક્ષિણાપથના ગામે ગામમાં એ સમાચાર પ્રસરી ગયા છે. રાષ્ટ્રકૂટરાજ એ અપમાન ભૂલી ગયા નથી. ગોવિંદ રાષ્ટ્રકૂટનીતિ-કુશળ છે. જ્યાં સુધી નાગભટ્ટમાં શક્તિ હતી, ત્યાં સુધી તેણે તેની સાથેની મિત્રતાની ગાંઠ છોડી નહિ. હવે યુદ્ધ પૂરૂં થઈ ગયું છે. વિશેષતઃ ગૌડેશ્વર હાલમાં દુર્બળ છે. સમસ્ત ગૌડીયસેના વિદેશમાં છે, એ અવસર જોઈ રાષ્ટ્રકૂટરાજ બદલો લેવાને તૈયાર થયા છે. પુત્ર, ભયંકર પરીક્ષામાંથી પસાર થવાના દિવસ આવી પહોંચ્યા છે. આ વખતે આબાલ વૃદ્ધને સૈન્યમાં દાખલ કરી ગાડ સામ્રાજ્યનું રક્ષણ કરવું પડશે. આ વૃદ્ધ એટલા માટે જ પંચનદમાંથી આવ્યો છે."

ધર્મપાળે કહ્યું:—"પિતા, વ્યર્થ બળ ખોઇ નાંખવાની કાંઈ પણ જરૂર નથી. હું સિંહાસનનો ત્યાગ કરૂં છું. વાક્પાલને સિંહાસન આપો. તે અવિવાહિત છે, તેથી રાષ્ટ્રકૂટ-રાજકન્યાની સાથે લગ્ન કરી તેને પટ્ટમહાદેવી તરિકે ગૌડના સિંહાસન પર બેસાડી શકશે."

ભીષ્મદેવે ઉત્તર આપ્યો:—"પુત્ર, એથી કાંઇ ગોવિંદનું અપમાન-કલંક ધોવાઇ જશે નહિ. યુદ્ધ અવશ્ય થશે."

ધર્મપાળે કહ્યું:—"કેમ વારૂ ? શું ગોવિંદ રાષ્ટ્રકૂટરાજકન્યાને ગૌડની પટ્ટમહાદેવી રૂપે બેઠેલી જોઇને સંતુષ્ટ નહિ થાય ?"

ભીષ્મદેવે કહ્યું:—"ના, રાષ્ટ્રકૂટો કાન્યકુબ્જના રસ્તે રસ્તે કહેતા ફરે છે કે, ધર્મપાળના ગર્વનું ખંડન કરી રાઢીય સામંતની કન્યાને ગૌડના સિંહાસન ઉપરથી દૂર કરીશું. ધર્મપાળ રાષ્ટ્રકૂટ-રાજકન્યાનું પાણીગ્રહણ નહિ કરે તો તેનું યોગ્ય પ્રાયશ્ચિત થશે નહિ."

ધર્મપાળે કહ્યું:—"શું ત્યારે યુદ્ધ જ કરવું પડશે ?"

ભીષ્મદેવે ઉત્તર આપ્યો:—"હા પુત્ર, યુદ્ધ જ થશે. વિશાળ રાષ્ટ્રકૂટ-સેનાની સ્હામે આબાલવૃદ્ધનું યુદ્ધ થશે. પુત્ર, એટલા સારૂ જ હું ઝડપથી પંચનદમાંથી ગૌડમાં આવ્યો છું. વૃદ્ધના યુદ્ધમાં વૃદ્ધ વિના બીજું કોણ સૈન્યનો વહીવટ કરે વારૂ ? વૃદ્ધ ભીષ્મ ગોપાળના પુત્રની સેવામાં પ્રાણ ત્યાગ કરવા સારૂ આવ્યો છે."

વૃદ્ધ મહાનાયકના શુષ્ક ગાલપર થઇને બે અશ્રુબિન્દુ તેની શુભ્ર દાઢીમાં પડ્યા. ધર્મપાળ, ભીષ્મદેવના ચરણમાં પડ્યો.

વૃદ્ધે તેને ઊભો કરતાં કહ્યું:—"પુત્ર, દુ:ખ કેવું ? હવે દિવસ ચાલ્યા ગયા છે. વૃદ્ધ વયમાં ગોપાળના પુત્રને માટે પ્રાણ ત્યાગ કરીશ, તેના જેવું ગૌરવ બીજું શું હોઈ શકે વારૂ ? સમય નથી, માટે એકદમ તૈયાર થા. પચ્ચીશ હજાર સૈનિકો લઇને લક્ષાધિક સૈનિકોની ગતિ રોકવી પડશે. શોણતીર તથા મંડલાના ગિરિકંદરાઓ સિવાય ગૌડસામ્રાજ્યનું બીજું યુદ્ધક્ષેત્ર નથી; ગુર્જરયુદ્ધમાં એ ઘણીવાર જણાઇ આવ્યું છે. સામાન્ય સૈન્ય લઇને શોણતીરનું રક્ષણ કરી શકવું સર્વથા અશક્ય છે. મેં મગધની સઘળી સેનાને મંડલામાં એકઠી કરી છે. ગૌડરાષ્ટ્રમાં કોણ છે ? માતૃભૂમિનું રક્ષણ કરવા સારૂ કોણ પોતાના પ્રાણની આહુતિ આપશે ? જેઓ આવવાને રાજી હોય તેમને મારી સાથે મોકલી દો. પુત્ર, વારાણસીથી મંડલા કાંઈ વધારે દૂર નથી. હું આવતી કાલે જ અહિંથી પ્રયાણ કરીશ."

ધર્મપાળે અશ્રુપૂર્ણ નયને કહ્યું:—"પિતા, પંચનદની ચઢાઇના ભીષણ પરિશ્રમ પછી આપ યુદ્ધમાં જાઓ તો લોકો શું કહેશે વારૂ ? હું જીવતો હોવા છતાં પણ આપને યુદ્ધમાં જવું પડે તો આર્યાવર્ત્તવાસીઓ હમેશને માટે મારો અપયશ ગાયા કરશે."

ભીષ્મદેવે કહ્યું:—"પુત્ર, સાંભળ. વૃદ્ધ તૈયાર થઇને આવ્યો છે. આપણા બે સિવાય ગૌડસામ્રાજ્યમાં બીજા કોઈ નાયક નથી. એકજણે દ્વારનું રક્ષણ કરવું પડશે, બીજાએ ગૌડનું રક્ષણ કરવું જોઇએ. હું મગધનો નાયક છું, તેથી મગધનું રક્ષણ કરવું એ મારૂં કાર્ય છે. જો કદાપિ તું મંડલામાં જાય, તો તારા મૃત્યુની સાથે ગૌડ સામ્રાજ્યની સકળ આશાઓનો અંત આવી જાય; પરંતુ ભીષ્મ મરી જશે તોપણ તું રહીશ. હવે વૃથા વાદવિવાદ કરીશ નહિ, તૈયાર થા. જેઓને પાછા ફરવાની બિલકુલ આશા ન હોય એવા સૈનિકો મને આપજે."

ભીષ્મદેવે વિદાયગીરી લીધી; પરંતુ ધર્મપાળ વિષણ્ણ વદને ઓરડાની બારીમાં ઊભો રહ્યો. જોતજોતામાં નવીન યુદ્ધના સમાચાર વાયુના વેગે ગૌડનગરમાં પ્રસરી ગયા. ગૌડવાસીઓ શોકમાં નિમગ્ન થયા. એ વખતે પણ ગૌડમાં જીવન હતું. મૃત્યુ અવશ્ય આવવાનું જ છે એમ જાણીને સેંકડો વૃદ્ધ અપંગ સૈનિકો રાજમહેલમાં આવી ઉપસ્થિત થયા. તેમણે વૃદ્ધ મહાનાયકનું આમંત્રણ સાંભળ્યું હતું. તેઓ પાછા ફરવાની આશા, જીવનની આશા ત્યજી દઈને ભીષ્મદેવની સાથે ગૌડસામ્રાજ્યના દરવાજાનું રક્ષણ કરવા સારૂ પ્રયાણ કરવાને તૈયાર થયા.

## પ્રકરણ ૭ મું.

### આહુવાન.

ગૌડીય સામ્રાજ્યની પટ્ટમહાદેવી થવા છતાં પણ કલ્યાણીદેવીના મુખ પર હાસ્ય નહોતું. તે સ્હમજી શકી હતી કે, તેને માટે જ ધર્મપાળે રાષ્ટ્રકૂટરાજની સાથે વિવાદ કર્યો છે. જેઓના સગાવહાલા યુદ્ધમાં ગયા હતા, અથવા યુદ્ધમાં જવા સારૂ તૈયાર થતા હતા, તેઓ જો કે પ્રકટપણે કાંઈ પણ કહેતા નહોતા, તથાપિ કલ્યાણી હૃદયમાં સ્હમજી શકતી કે, હજારો કન્યા, પત્ની તથા માતાના અભિશાપ પ્રતિ દિવસ તેના માથાપર વર્ષે છે.

જેઓ પોતાની ઇચ્છાથી મૃત્યુ અવશ્ય છે એમ જાણીને ગૌડમંડળના દ્વારનું રક્ષણ કરવા સારૂ ભીષ્મદેવની સાથે મંડલામાં ગયા હતા, તેમની સંખ્યા પાંચ હજાર કરતાં વધારે નહોતી. બાકીનું સૈન્ય લઇ ગૌડેશ્વર ગૌડ નગરનું રક્ષણ કરવા માટે તૈયાર થયા. હથિયાર પકડી શકવાને શક્તિમાન પુરૂષો સિવાય આબાલ વૃદ્ધ, તથા રમણીઓને દૂરના ગામડાઓમાં મોકલી દેવામાં આવ્યાં. ત્રણ વર્ષ ચાલે એટલું અનાજ એકઠું કરવામાં આવ્યું અને ભાગીરથી તથા કાલિન્દીમાંથી ચોતરફ દિવાલથી ઘેરાયેલા નગરમાં પીવાનું પાણી લાવવા સારૂ નહેરો ખોદાવવામાં આવી. ગૌડનગરીને સુરક્ષિત કરી ધર્મપાળ રાજવંશીય રમણીઓને અન્ય સ્થળે લઈ જવાને તૈયાર થયો. ઉત્તરરાઢ મંડળમાં ઢેક્કરીય દુર્ગમાં દેદદેવી તથા કલ્યાણી દેવીએ નિવાસ કરવો એમ નક્કી થયું; પરંતુ જે દિવસે જવાનું હતું તે દિવસે માતા તથા પત્ની બન્ને જણે ગૌડનગરનો ત્યાગ કરવાનું કબૂલ ન કર્યું. ધર્મપાળ કોઇ પણ

પ્રકારે તેમને સ્હમજાવી ન શકયો તેથી એ વિચારને પડતો મૂકવો પડયો. અંતે તે મંડલાનું રક્ષણ કરવા સારૂ બીજું સૈન્ય એકત્ર કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયો.

મંડલાને માટે જે બીજું સૈન્ય એકઠું થયું, તેની સંખ્યા બે હજાર કરતાં વધારે નહોતી. ગૌડેશ્વરે પોતે એ સૈન્ય સહિત મંડલા તરફ પ્રયાણ કર્યું. જે દિવસ પ્રભાતમાં ધર્મપાળે ગૌડનગરનો ત્યાગ કર્યો, તે દિવસ કલ્યાણીદેવી રાજમહેલની અગાશીમાં ઊભી રહી ગતિશીલ ગૌડીય સેનાની ધ્વજ-લાંછન પતાકા સ્થિર દૃષ્ટિએ જોતી હતી. એ સમયે અમલાદેવીએ પાછળથી આવી તેના ખભાપર હાથ મૂકયો. કલ્યાણી ચમકી ગઈ.

અમલાએ કહ્યું:—"મહાદેવી, વિચાર કરવાથી શું થશે વારૂ? ચાલો, આપણે સ્નાન કરવાને જઇએ."

કલ્યાણીદેવીએ કહ્યું:—"બ્હેન, તમે મને મહાદેવી શા માટે કહો છો? મને ઘણી જ શરમ આવે છે."

અમલા બોલી:—"વારૂ, ત્યારે શું કહીને બોલાવું?"

કલ્યાણીએ કહ્યું:—"કેમ, કલ્યાણી કહીને વળી."

અમલા બોલી:—"વળી એમ તે થતું હશે!"

કલ્યાણી બોલી:—"કેમ ન થાય વારૂ?"

અમલાએ ઉત્તર આપ્યો:—"હવે તમે ગૌડસામ્રાજ્યનાં પટ્ટમહાદેવી થયાં છો. તમને નામ દઇને બોલાવું તો લોકો મને ગાંડી કહે."

કલ્યાણીએ કહ્યું:—"બ્હેન, મને મહાદેવી કહીને બોલાવો છો, તેથી મારી છાતીમાં અગ્નિ સળગી ઉઠે છે. એ વખતે મારા મનમાં એમ થાય છે કે, મારે માટે શ્વસુરકુળનો સર્વનાશ થાય છે, સ્વામીનો સર્વનાશ થાય છે, રાજ્યનું નિકંદન નિકળી જવા બેઠું છે, સેંકડો પ્રજાજનોના જીવનનો નાશ થાય છે. દરરોજ ઘેરે ઘેર હજારો પુત્રહીના માતા, પતિહીના વિધવા, પિતૃહીન બાળકો મને અભિશાપ આપે છે. બ્હેન, હું ગૌડરાજ્યનો ક્રૂરગ્રહ છું."

અમલા બોલી:—"છિઃ એવું બોલશો નહિ. તમે રાજ્યનાં લક્ષ્મી છો. પૂજાનું મોડું થાય છે. તમારી સાસુ કદાચ તમારે માટે રાહ જોતાં હશે. ચાલો, આપણે સ્નાન કરવાને જઇએ."

બન્ને સ્ત્રીઓ રાજમહેલપરથી ઉતરી નીચે આવી. અંતઃપુરની અસંખ્ય દાસીઓ તથા નગરમહિલાઓથી વિંટળાઈ ગૌડેશ્વરીએ ગંગાસ્નાન કરવા સારૂ ગમન કર્યું. જે ઘાટ ઉપર એક દિવસ ધર્મપાળદેવે ભંડીના વંશજ ચક્રાયુધને આશ્રય આપ્યો હતો, તે જ ઘાટ ઉપર સ્નાન કરવા સારૂ

રમણીઓનું ટોળું ઉતર્યું. સૌથી પ્રથમ પટ્ટમહાદેવીએ સ્નાન કર્યું. કલ્યાણીદેવી ભીના વસ્ત્રે ઘાટ ઉપર આવીને ઊભી રહી. અચાનક આમ્રવૃક્ષની છાયામાંથી એક કૃષ્ણકાય અંધ બાળકે બહાર આવી બૂમ પાડી:—"મા, તું ક્યાં છે, મા !"

કલ્યાણીદેવીએ વિસ્મિત થઇ પૂછ્યું:—"બાપુ, તું કોણ છે ?"

અંધ બાળકે ઉત્તર આપ્યો:—"હું કાણીયો છું !"

કલ્યાણીદેવીએ પૂછ્યું:—"ભાઇ, તારે શું જોઇએ છે ?"

બાળકે ઉત્તર આપ્યો:—"કાંઇ નહિ, કેવળ તમને જોવા સારૂ આવ્યો છું. તમે ક્યારે જશો મા ?"

કલ્યાણીએ કહ્યું:—"ક્યાં જાઉં બાપુ ?"

બાળકે કહ્યું:—"મા, જ્યાં શોક–દુઃખ–જરા–મૃત્યુ નથી ત્યાં."

કલ્યાણીએ પૂછ્યું:—"તે ક્યાં છે ભાઈ ?"

બાળકે કહ્યું:—"તે હું જાણતો નથી, પણ જાણે કોઇએ મને કહ્યું છે કે બધાથી ત્યાં જઈ શકાતું નથી, તોપણ તમે જશો."

કલ્યાણીએ પૂછ્યું:—"બાળક, તું કોણ છે ?"

બાળકે ઉત્તર આપ્યો:—"હું આંધળો છું."

કલ્યાણીએ કહ્યું:—"તારૂં નામ શું ?"

બાળક બોલ્યો:—"મને કોઇ આંધળો કહીને બોલાવે છે, કોઇ વળી કાણીયો કહીને બોલાવે છે. એ સિવાય બીજું કંઈ નામ નથી મા !"

કલ્યાણીએ પૂછ્યું:—"શું તારે કોઇ સગું વ્હાલું છે ?"

બાળકે ઉત્તર આપ્યો:—"તમે જેવાં મારી મા છો, તેવી મારે કેટલીયે મા અને કેટલાયે બાપ છે !"

બન્નેજણે વાતો કરતાં કરતાં ભાગીરથી કિનારે આવેલા આ મકાનમાં પ્રવેશ કર્યો. પટ્ટમહાદેવી આવે છે તે જોઇ વનના રક્ષકો દૂર જતા રહ્યા. એક વિશાળ પ્રાચીન આમ્રવૃક્ષની પાછળ ઊભાં રહી ગૌડેશ્વરીએ અંધ બાળકને પૂછ્યું:—"બાપુ, જ્યાં શોક નથી, દુઃખ નથી, તે કયો દેશ છે ?"

બાળકે કહ્યું:—"મા, તે દેશ કઇ તરફ આવેલો છે તેની મને ખબર નથી, પણ તેણે કહ્યું છે કે, તે દેશ છે, તે તમારો દેશ છે, તે તમારૂં રાજ્ય છે. તે રાજ્યનું સિંહાસન ખાલી પડ્યું છે, તમે ત્યાં જઇ તેને શોભાવશો."

કલ્યાણીએ પૂછ્યું:—"એ કોણે કહ્યું ? તે કોણ છે વારૂ ?"

બાળકે કહ્યું:—"તે એક માણસ છે. તે કોણ છે તે હું જાણતો નથી. તેનું રૂપ, રસ, ગંધ કાંઈ જ નથી, પણ તે એકજણ છે મા ! આંધળાને

માર્ગ દેખાડે છે, માર્ગમાં કાંટો સુદ્ધાં વાગવા દેતો નથી. એક સેવકની માફક ભૂખ અને તરસ લાગે છે ત્યારે અન્ન અને પાણી મેળવી આપે છે. મેં તેને જોયો નથી, તેને સ્પર્શ કર્યો નથી. દૂરથી શુષ્ક પાંદડાના ધીમા અવાજની માફક તેનાં વાક્ય મારા કાનમાં પ્રવેશ કરે છે. મેં તેને બોલતો સાંભળ્યો છે, પણ નજરે જોયો નથી. "

કલ્યાણીએ કહ્યું:—" શું તેણે તને મોકલ્યો છે ? તેણે શું કહ્યું છે વારૂ ?"

બાળકે ઉત્તર આપ્યો:—" તેણે માત્ર એટલું જ કહ્યું કે, હમણાં તમે ગંગાસ્નાન કરો છો. જ્યારે તમે સ્નાન કરી રહી બહાર નિકળો ત્યારે તમને આ વાત જણાવવાનું કહ્યું છે. મા ! તમે સત્વર તમારા દેશમાં જશો. તમારા રાજ્યમાં જશો. તેઓ તમને લેવાને આવશે. તમારા પતિના મનમાં દુઃખ થશે, તમારા પિતાના વૃદ્ધ નોકરના મનમાં દુઃખ થશે; પરંતુ તમે એથી દુઃખિત થશો નહિ. સમસ્ત જગતનું કલ્યાણ કરવા સારૂ તમારો જન્મ થયો છે. તમે આ નશ્વર દેહનો ત્યાગ કરશો એટલે તમારા સઘળા જન્મનાં પુણ્યફળ વડે ગૌડદેશનો ઉદ્ધાર થશે. ગૌડવાસીઓનાં દુઃખ શોકનો અંત આવશે. તેણે કહ્યું છે કે, તમે જરા પણ બ્હીશો નહિ, તમારા પગમાં કુશાંકુર પણ ભોંકાશે નહિ. મા ! તમે આ દેશનાં નથી, આ જગતનાં રહેવાસી નથી; તમારો દેશ–તમારૂં જગત્ તમારી રાહ જુએ છે. આ દેશના દુઃખ કષ્ટનો કંઇ પાર નથી. તમે હવે સત્વર તમારા દેશમાં ચાલ્યાં જશો."

કલ્યાણીએ કહ્યું:—" ઠીક બાપુ, જઇશ ! તેને પૂછજે કે મારા ચાલ્યા ગયાથી મારા શ્વસુરવંશનું અમંગળ દૂર થઇ શકશે ખરૂં ? ગૌડરાજ્યમાં પુનઃ શાંતિ પ્રસરી રહેશે ? ગૌડવાસીઓનાં શોક તથા દુઃખ નાશ પામશે ? "

બાળકે કહ્યું;—" હા મા, તેણે વળી એમ પણ કહ્યું છે કે, જે દિવસે તમે ગૌડવાસીઓને માટે આત્મોત્સર્ગ કરશો, તે દિવસે આ જગતમાં શાંતિ થશે. તમારા પુણ્યપ્રવાહથી અગ્નિ ઓલવાઈ જશે. મા, હવે હું જાઉં છું, તમે જજો. હું પણ તમારી સાથે આવીશ. તે બોલાવે છે, હું જાઉં છું."

એમ કહીને તે અંધ બાળક નક્ષત્રવેગે ત્યાંથી પલાયન થઇ ગયો. કલ્યાણી વૃક્ષતળે ઊભી રહી. તેનું સમસ્ત શરીર ધ્રુજવા લાગ્યું.

એ સમયે વિશ્વાનંદ ઉન્મત્તની માફક દોડી આવી ઘાટ ઉપર ઊભો રહ્યો, અને અતિ વ્યાકુળતાથી ચોતરફ જોવા લાગ્યો. દૂર એક દાસી ઊભી હતી, તેને તેણે પૂછ્યું:—" તેં અહિં કોઇ અંધ બાળકને જોયો હતો ? "

દાસીએ ઉત્તર આપ્યો:—" ના, પ્રભુ. મેં તો જોયો નથી. "

વિશ્વાનંદે પુનઃ તેને પૂછ્યું:—" કલ્યાણી કયાં છે ? "

ઉત્તર મળ્યો:—"પદ્મમહાદેવી સ્નાન કરીને હમણાં જ આમ્રકાનનમાં ગયાં છે."

વિશ્વાનંદના કહેવાથી દાસીઓ તથા પુરમહિલાઓ કલ્યાણીની શોધ કરવા લાગી. સૌથી પ્રથમ વિશ્વાનંદે જોયું કે, આમ્રવૃક્ષ તળે વેલની માફક કંપતી ગૌડેશ્વરી કલ્યાણીદેવી ઊભી છે. તેણે પૂછ્યું:—"મા, શું થયું છે?"

કલ્યાણીએ ઉત્તર ન આપતાં આંખો લુછી.

વિશ્વાનંદે પૂછ્યું:—"મા, દક્ષિણાપથમાંથી પાછા આવતી વખતે હું મારી સાથે એક અંધ બાળકને લેતો આવ્યો હતો. શું તે તમારી પાસે આવ્યો હતો?"

કલ્યાણી કહ્યું:—"હા પિતા, તે અહિં આવ્યો હતો."

વિશ્વાનંદે ગભરાઇને કહ્યું:—"સર્વનાશ થયો. કલ્યાણી! શું તેણે તમને કાંઇ કહ્યું છે?"

કલ્યાણીએ બોલી:—"હા પિતા! તેણે મને મંગળ સમાચાર કહ્યા છે. તે મને કહી ગયો છે કે મારૂં આમંત્રણ આવ્યું છે. સ્વામીના સુખને માટે, શ્વસુરકુળના કલ્યાણને માટે, ગૌડરાજ્ય તથા ગૌડવાસીઓનાં શોક તથા દુઃખ મટાડવા માટે, મારે જવું પડશે. પિતા, હું મોહમાં મુગ્ધ બની ગઇ છું. મને ત્યાં જવાના માર્ગની ખબર નથી. મને માર્ગ દેખાડો."

અચાનક વૃદ્ધ સંન્યાસી બાળકની માફક રોઇ પડ્યા અને બોલ્યાઃ—"મા, એ કયો માર્ગ, એ ક્યાંનો માર્ગ અને કોણે આહ્વાન કર્યું તે બધું આટલી વૃદ્ધ ઉમ્મર થવા છતાં પણ હું સહમજી શકતો નથી. તમારૂં રાજ્ય, તમારૂં સિંહાસન, તમારા સ્વામી તથા તમારી મિલકતને ત્યજી ક્યાં જશો મા?"

---

## પ્રકરણ ૮ મું.

### મંડલાનું યુદ્ધ.

એક તરફ ગંગા અને બીજી તરફ ગગનસ્પર્શી વિંધ્યપર્વત, એ બન્નેની વચ્ચે થઈ એક સાંકડો માર્ગ જતો હતો; એ માર્ગ મગધ તથા અંગમાંથી ગૌડમાં આવવાનો એક માત્ર રસ્તો હતો. એ સ્થાનથી સ્હેજ પશ્ચિમમાં માર્ગ વિંધ્યનો પૃષ્ઠ ભાગ ઉલ્લંઘીને જતો હતો. એ સ્થળે પર્વતના શિખર ઉપર પાષાણનિર્મિત ભયંકર મંડલાનો

દુર્ગ આવેલો હતો. લોકો કહેતા હતા કે, દુર્ગમાંથી જો માટીનાં ઢેફાં ફેંકવામાં આવે તો સાંકડા ગિરિમાર્ગમાં ગૌડ ઉપર આક્રમણ કરનારી સેનાની ગતિ બંધ થઈ જાય.

એક દિવસના પ્રથમ પ્રહર વખતે એક ઘોડેસ્વાર ગિરિમાર્ગમાં થઈ દુર્ગની નીચે આવી ઉપસ્થિત થયો, અને વાંકા પર્વત માર્ગે થઈ દુર્ગ પર ચઢવા લાગ્યો. દરવાજાના રક્ષકોએ તેનો પરિચય મેળવી દરવાજા ઉઘાડ્યા. તે ઘોડેસ્વારોએ દુર્ગમાં પ્રવેશ કર્યો. એ સમયે ઉદ્દન્ડપુરના મહાસામંત વૃદ્ધ મહાનાયક **ભીષ્મદેવ** દુર્ગના ચોગાનમાં બેઠા હતા. ઘોડેસ્વારોએ તેમની આગળ જઈ નમન કરી કહ્યું:—“મહારાજ, રાષ્ટ્રકૂટસેનાએ કાલે સાંજે **ચંપાનગર** હસ્તગત કર્યું છે, તેઓ આજ **મંડલા** ઉપર આક્રમણ કરવા સારૂ કુચ કરશે.”

**ભીષ્મદેવે** કહ્યું:—“બહુ સારૂં. નગરમાં પ્રવેશ કરતી વખતે કોઈએ અટકાવ્યા હતા ખરા?”

“ના; નાગરિકોએ આપની આજ્ઞાથી નગર પ્રતિહારને કેદ કરી રાખ્યો હતો. રાષ્ટ્રકૂટરાજે નગરમાં આવી તેને મુક્ત કર્યો છે.”

“રાષ્ટ્રકૂટ સેનાનો સેનાપતિ કોણ છે વારૂ?”

“રાષ્ટ્રકૂટરાજ ગોવિંદ પોતે તથા તેનો ભાઈ કકરાજ સેનાપતિ છે.”

“બહુ સારૂં. તું હવે વિશ્રામ કર.”

થોડીવાર પછી **ભીષ્મદેવની** આજ્ઞાથી દુર્ગનું રક્ષણ કરનાર દશ હજાર સૈનિકો ચોગાનમાં એકઠા થયા. વૃદ્ધ મહાનાયકે ચોગાનની એક તરફ ઊભા રહી ઉંચે સ્વરે કહ્યું:—“બંધુઓ, કાલે શત્રુઓ **મંડલાદુર્ગ** ઉપર આક્રમણ કરશે. દુર્ગમાં દશ હજાર સૈનિકોને એક અઠવાડિયા સુધી ચાલે એટલો આહાર ભરેલો છે, તેથી અડધા ભૂખ્યા રહીએ તો પણ પંદર દિવસ કરતાં વધારે વખત દુર્ગનું રક્ષણ થઈ શકે તેમ નથી. હજી પણ જેઓ ચાલ્યા જવાને ઇચ્છતા હોય, તેઓ સુખેથી ચાલ્યા જાય. જેઓ રાષ્ટ્રકૂટ યુદ્ધમાં મંડલાનું રક્ષણ કરશે, તેઓ પીઠ દેખાડી શકશે નહિ, તેથી આ યુદ્ધમાં પાછા ફરવાની આશા રાખવી વ્યર્થ છે. આ યુદ્ધમાં, આ ગિરિમાર્ગમાં ગૌડ સામ્રાજ્યની ભાગ્ય પરીક્ષા થશે. જેને પોતાનો પ્રાણ વ્હાલો લાગતો હોય, પોતાનાં સગાવહાલાંઓનાં મુખ જોવાની ઇચ્છા હોય, તેને માટે દરવાજા હજી પણ ખુલ્લા છે. જેઓ દુર્ગનું રક્ષણ કરવાને રાજી હોય, તેઓ તૈયાર થાય. બંધુઓ, કાલના યુદ્ધમાં કદાચ ગૌડેશ્વરનો જય થાય, તથાપિ આપણાથી પાછા ફરાશે નહિ.”

દશ હજાર સૈનિકોમાંથી કોઇએ પણ ઉત્તર આપ્યો નહિ. એક ગૌડીય તથા એક માગધી સૈનિકે સૈનિકોની હારમાંથી આગળ આવી મહાનાયકને નમન કરી કહ્યું:—"મહારાજ, જેઓ આપની સાથે મંડલાનું રક્ષણ કરવા સારૂ આવ્યા છે, તેમાંથી કોઇને પણ પાછા ફરવાની ઇચ્છા નથી. દશ હજારમાંથી એક જણ પણ દુર્ગનો ત્યાગ કરશે નહિ."

સંધ્યાકાળે વિંધ્યની તળેટીમાં હજારો અગ્નિકુંડ સળગી ઉઠયા. રાષ્ટ્રકૂટસેનાને આવેલી જોઇ ભીષ્મદેવ યુદ્ધને માટે તૈયાર થયો. બીજે દિવસ સ્હવારમાં સૂર્યોદય થયા પહેલાં રાષ્ટ્રકૂટસેનાએ દુર્ગ ઉપર આક્રમણ કર્યું. સાંકડા પર્વત માર્ગમાં એક સાથે અધિક સૈનિકોથી એકઠા થઇ શકાય તેમ નહોતું, તેથી દિવસનો પ્રથમ તથા દ્વિતીય પ્રહર વીતિ ગયો ત્યાં સુધી પણ રાષ્ટ્રકૂટસેના દુર્ગ તરફ આગળ વધી શકી નહિ. મુઠ્ઠીભર ગૌડીય તથા માગધસેનાએ વારંવાર તેઓને પરાજિત કર્યા. રાષ્ટ્રકૂટસેનાના નાયકો ગિરિમાર્ગની ચોતરફ આવેલા પર્વત શિખરો હસ્તગત કરવા સારૂ પ્રયત્ન કરવા લાગ્યા. હજારો રાષ્ટ્રકૂટ સૈનિકોએ પર્વતના જૂદા જૂદા સ્થળેથી આક્રમણ કર્યું. ભીષ્મદેવના તાબામાં પાંચ હજાર કરતાં વધારે સૈનિકો નહોતા. તેણે ગિરિમાર્ગ તથા દુર્ગનું રક્ષણ કરવા સારૂ બે હજાર સૈનિકો રાખી બાકીના સૈનિકોને પર્વતના શિખરો ઉપર મોકલી દીધા હતા. મ્હોટા મ્હોટા પત્થરાના મારાથી સેંકડો રાષ્ટ્રકૂટ સૈનિકો મૃત્યુ પામ્યા, હજારો ઘાયલ થયા, તથાપિ ગૌડીયસેના પાછળ હઠવા લાગી. એક રાષ્ટ્રકૂટ સૈનિક મૃત્યુ પામતો તો તેની જગ્યાએ બીજા દશજણ આવીને ઉભા રહેતા; પરંતુ એક ગૌડીય અથવા માગધ સૈનિક મૃત્યુ પામતો તો તેના શબને ઉપાડી લઇ જવા સારૂ પણ કોઇ માણસ મળતો નહિ. સંધ્યાકાળ પહેલાં ગૌડીય સેનાએ મંડલાદુર્ગના પશ્ચિમ ભાગ તરફ આવેલાં પર્વતના શિખરો પરથી પલાયન કર્યું. એથી રાષ્ટ્રકૂટ સેનાએ ઉત્તેજીત થઇ ગિરિમાર્ગ ઉપર આક્રમણ કર્યું. ભીષ્મદેવે જોયું કે, ગિરિમાર્ગનું રક્ષણ કરવા સારૂ ઘણું બળ ખોઇ નાખવું પડશે. તેણે ગૌડીય સેનાને દુર્ગમાં પાછા આવવાની આજ્ઞા કરી અને બાકીના માગધ સૈનિકોને ગૌડના માર્ગનું રક્ષણ કરવા સારૂ નિમ્યા.

સ્હાંજ પડી, પરંતુ યુદ્ધ બંધ થયું નહિ. હજારો દીવા સળગી ઉઠયા. રાષ્ટ્રકૂટોએ ગિરિમાર્ગમાં પ્રવેશ કરવાનો અધિકાર મેળવવાથી એક જ સમયે દુર્ગ તથા ગૌડના માર્ગ ઉપર આક્રમણ કર્યું. આ વખતે પ્રવાહ બીજી તરફ ફર્યો. અંધારામાં મુઠ્ઠીભર ગૌડીય સૈનિકોએ દુર્ગની નીચે ગિરિ માર્ગમાં

રાષ્ટ્રકૂટોને વારંવાર પરાજિત કર્યા. ગોવિંદે જાણ્યું કે, અંધારામાં મંડલા દુર્ગ હસ્તગત કરી શકાય તેમ નથી. એ વખતે ભીષ્મદેવનું અર્ધ ઉપરાંત સૈન્ય કપાઈ ગયું હતું તથા ઘાયલ થયું હતું, આશરે એક હજાર સૈનિકો દુર્ગમાં અને દોઢ હજાર સૈનિકો દુર્ગની પાછળ ગિરિમાર્ગમાં રહ્યા હતા.

રાત્રિના બીજા પ્રહરે દુર્ગ ઉપર અધિકાર મેળવી શકવાનું અશક્ય લાગવાથી જ્યારે રાષ્ટ્રકૂટરાજ રાત્રિને માટે યુદ્ધ મુલતવી રાખવાનું કહેણ મોકલાવતો હતો, ત્યારે અચાનક મંડલાદુર્ગની પાછળ ગંગાકિનારે પર્વત શિખર ઉપર હજારો દીવા સળગી ઉઠ્યા. રાષ્ટ્રકૂટસેનાએ આનંદમાં આવી જઇ જયનાદ કર્યો, એથી પર્વતમાળા કંપી ઉઠી. ગોવિંદે બપોર પછી દશ હજાર સૈનિકો આપી એક નાયકને વિંધાના પૃષ્ઠ ભાગમાં બીજો કોઈ માર્ગ શોધી કાઢવા સારૂ મોકલ્યો હતો. મંડલાની પાછળ ગિરિશિખર ઉપર દીવાનો પ્રકાશ જોઇ રાષ્ટ્રકૂટસેનાએ ધાર્યું કે, તેમના સાથીદારો અન્ય માર્ગેથી પર્વત ચઢી મંડલા ઉપર આક્રમણ કરવા સારૂ આવે છે. ગૌડીય તથા માગધ સૈનિકો સારી પેઠે જાણતા હતા કે, તેમને સહાય કરનાર કોઇ પણ નથી; તેમણે ધાર્યું કે, અંધકારમાં દુર્ગમ પર્વત શિખરો ઓળંગી રાષ્ટ્રકૂટ સેનાની બીજી ટૂકડી પાછળથી દુર્ગ ઉપર આક્રમણ કરવા સારૂ આવે છે. યુદ્ધ વ્યવસાયમાં જેના વાળ સફેદ થઈ ગયા હતા તે ભીષ્મદેવે ધાર્યું કે, આગળ રાષ્ટ્રકૂટ છે અને પાછળ પણ રાષ્ટ્રકૂટ છે, તેથી યુદ્ધ પુરૂં થવા આવ્યું છે. વૃદ્ધ મહા નાયકે એકવાર ગૌડ તરફ જોઇ આંસુ પાડ્યાં. ત્યાર પછી નાયકોને સંબોધી કહ્યું:—"બંધુઓ, જે થયું છે તે તમે સૌ સમજી શકો છો, હવે ગિરિમાર્ગનું રક્ષણ કરી શકાય તેમ નથી. જો આપણે દુર્ગમાં બેસી રહીશું તો કદાચ રાષ્ટ્રકૂટો એક અઠવાડિયા સુધી આપણને કાંઈ પણ કરી શકશે નહિ; પરંતુ એથી ગોવિંદ દુર્ગને ઘેરો નાંખવા સારૂ સામાન્ય સૈન્ય મૂકી જઈ બાકીનું સૈન્ય લઇને આપણી આગળ થઈ ગૌડ ઉપર આક્રમણ કરવા ચાલ્યો જશે."

એ સમયે મંડલાની પાછળ અસંખ્ય સૈનિકોએ જયનાદ કર્યો. ભીષ્મદેવ વ્યાકુળ થઈ બોલી ઉઠ્યો:—"હવે વખત નથી, પાછળની શત્રુસેના દુર્ગની પાસે આવી પહોંચી છે. બંધુઓ, આપણે જેટલા છીએ તેટલા બધાઓ આજ મંડલાદુર્ગને શત્રુ રહિત કરીને જ મરીશું."

મહાનાયકની આગળ એક સેનાનાયક ઊભો હતો, તેણે જય ધ્વનિ કર્યો. તેની સાથે સાથે બે હજાર સૈનિકોના સિંહનાદથી દુર્ગ કંપી ઉઠ્યો.

ભીષ્મદેવે સેનાનાયકને કહ્યું:—"ગુરૂદત્ત, દુર્ગમાં અગ્નિ સળગાવ."

ગુરૂદત્તની આજ્ઞાથી દુર્ગનાં મકાનોમાં સેંકડો સ્થળેથી અગ્નિ સળગાવવામાં આવ્યો. જોતજોતામાં મંડલાદુર્ગ તદ્દન અગ્નિકુંડ સમાન બની ગયો. મ્હોટા અવાજની સાથે દુર્ગનો એકજ દરવાજો ઉઘડયો. ગિરિ માર્ગની ગૌડીયસેના તથા રાષ્ટ્રકૂટ સેનાએ વિસ્મિત થઇ જોયું કે, વૃદ્ધ મહાનાયક જમણા હાથમાં ભારે ચક્રધ્વજ ઉપાડી એક યુવકની માફક કૂદકા મારી પગથિયાપર થઇને ઉતરે છે. એ જોઇ તેમણે સિંહનાદ કર્યો. રહામે ઉભેલી રાષ્ટ્રકૂટસેના ભયથી થોડી પાછળ ખસી ગઈ. રાત્રિ ઘોર અંધકારમય હતી, મંડલા દુર્ગમાંથી અગ્નિની જ્વાળાઓ નિકળી ગગને ગગનને સ્પર્શ કરતી હતી. એ અજવાળામાં સમસ્ત ગૌડીયસેના વિદ્યુતવેગે શત્રુના સૈન્યપર ટૂટી પડી. રાષ્ટ્રકૂટસેના પાછળ હઠવા લાગી. રાષ્ટ્રકૂટરાજ ગોવિંદ પોતે મોખરે આવીને ઊભો રહ્યો, તથાપિ ગૌડીય સેનાની ગતિ રોકી શકાઈ નહિ. રાષ્ટ્રકૂટસેના વીરતા પૂર્વક યુદ્ધ કરવા લાગી; પરંતુ એ મુઠ્ઠીભર ગૌડીય સૈનિકો સ્હામે તેનાથી ટકી શકાયું નહિ. ત્રણ બાજૂએ હજારો રાષ્ટ્રકૂટોએ આવી એ બે હજાર ગૌડીય તથા માગધ વીરો ઉપર આક્રમણ કર્યું, તથાપિ તેમની ગતિ રોકી શકાઇ નહિ. ગોવિંદ પોતે ધીમે ધીમે પાછળ હઠવા લાગ્યો.

જ્યારે બે હજારમાંથી ચારસો સૈનિકો પણ રહ્યા નહિ, ત્યારે ગિરિમાર્ગ શત્રુ રહિત થયો. રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો છે, દુર્ગમાંથી અગ્નિ ધીમે ધીમે નિસ્તેજ થવા આવ્યો છે, એ સમયે વૃદ્ધ મહાનાયક ભીષ્મદેવ ગિરિમાર્ગની પશ્ચિમ તરફ અચાનક જમીનપર બેસી ગયો. ગુરૂદત્ત તેની પાછળ હતો, તે વૃદ્ધનું માથું પોતાના ખોળામાં લઇ બેઠો. વૃદ્ધના દેહમાં ઘણે ઠેકાણેથી ઘવાયેલા ભાગમાંથી રક્ત પ્રવાહ નિકળતો હતો, તથાપિ તેણે કહ્યું:—" ગુરૂદત્ત, ચક્રધ્વજ ઝાલી રાખ. તેને ન જોવાથી સૈનિકો નિરાશ થઇ જશે. ઊઠ, ઊભો થા અને મારી જગ્યા લે. સૈનિકોને કહેજે કે જ્યાં સુધી એક પણ સૈનિક જીવતો હોય ત્યાં સુધી યુદ્ધ બંધ ન કરે. "

એટલું કહીને વૃદ્ધે ઊઠી બેસવા સારૂ પ્રયત્ન કર્યો, પરંતુ તરતજ ઢળી પડયો. બાકીના સેનાનાયકો તથા સૈનિકો શાંતનુનંદનતુલ્ય સત્યવ્રત વૃદ્ધ માગધ મહાનાયકના મૃતદેહની ચોતરફ વિંટળાઇ વળ્યા. એ સમયે રાષ્ટ્રકૂટ સેનાએ બીજીવાર ભયંકર વેગથી ગિરિમાર્ગના મુખ ઉપર આક્રમણ કર્યું. સૈનિકો મૃતસેના નાયકના દેહને પાછળ મૂકી ગિરિમાર્ગનું રક્ષણ

કરવા સારૂ દોડયા. ગુરૂદત્ત ભારે ચક્રધ્વજને ખભાપર ઉપાડી ઊભો રહ્યો. ચારસો વીરોએ ભયંકર વેગથી રાષ્ટ્રકૂટસેના ઉપર આક્રમણ કર્યું. એ આક્રમણનો વેગ સહન ન થઇ શકવાથી રાષ્ટ્રકૂટોએ પલાયન કર્યું.

ચોથા પ્રહરના અંતમાં પૂર્વાકાશમાં જ્યારે ઉષાનો પ્રકાશ જણાયો, ત્યારે રક્તસ્રાવથી દુર્બળ થઈ ગયેલા, લાંબા યુદ્ધથી થાકી ગયેલા બાવીસ ગૌડીય તથા માગધ સૈનિકો ચક્રધ્વજની પાસે આવી ઉભા રહ્યા. દુર્ગમાં અગ્નિ ઓલવાઈ ગયો છે, હજી તેમાંથી ધૂળના ગોટે ગોટા નિકળે છે. ઉષાના પ્રકાશથી વિંધ્યનાં ભૂરાં શિખરો શુભ્ર થઈ ઉઠયાં છે, આકાશનાં વાદળાં રક્તવર્ણ થયાં છે. પાંચ હજારમાંથી બાકી રહેલા બાવીસ સૈનિકો ચક્રધ્વજની આસપાસ ઊભા રહ્યા. ગુરૂદત્તના શરીરમાં ઘણા ઘા વાગ્યા હતા, તેથી ચક્રધ્વજ હાલતો હતો. ગૌડીય સૈનિકો એક હાથમાં ચક્રધ્વજ અને બીજા હાથમાં તલવાર લઇને શેષ યુદ્ધને માટે તૈયાર થયા. એ સમયે મંડલા દુર્ગનાં સોપાનની નીચે એક ઘોડેસ્વાર આવીને ઊભો રહ્યો, તેની પાછળ અસંખ્ય સૈનિકોએ જયનાદ કર્યો. આ વખતે કેવળ ચૌદ ગૌડીય સૈનિક બાકી રહ્યા હતા, તેઓ ચક્રધ્વજનું રક્ષણ કરવા સારૂ તૈયાર થયા. ક્ષીણ સ્વરે ગૌડેશ્વરનો જયધ્વનિ ઉચ્ચારવામાં આવ્યો.

ઘોડેસ્વારે આગળ આવી કહ્યું:—" ઉદ્ધવ, પેલો ચક્રધ્વજ રહ્યો ! "

ધર્મપાલ તથા ઉદ્ધવઘોસ આગળ આવ્યા. તેમની પાછળ સેંકડો ગૌડીય સૈનિકોએ ગૌડેશ્વરનું નામ લઈ જયધ્વનિ કર્યો. ચૌદ જણ ગૌડીય સૈનિકોએ ગૌડેશ્વરને નમન કર્યું. ગુરૂદત્ત લથડીયાં ખાતો ખાતો ગૌડેશ્વરની પાસે આવ્યો અને તેના હાથમાં ચક્રધ્વજ સોંપ્યો. ગૌડ સામ્રાજ્યના દરવાજાનું રક્ષણ થયું; પરંતુ પાંચ હજારમાંથી માત્ર ચૌદ જણ જીવતા રહ્યા.



## પ્રકરણ ૯ મું.

### તોરણ રક્ષા.

ગૌડેશ્વર અશ્રુપૂર્ણ નયને ચક્રધ્વજ લઇ અશ્વપરથી નીચે ઉતર્યા અને ભીષ્મદેવના મૃતદેહને જોવાની ઇચ્છા જણાવી. એક ઘવાયેલા સૈનિકે થોડે દૂર મૃતદેહનો ઢગલો પડેલો હતો તે દેખાડયો. ધર્મપાળ ચક્રધ્વજ લઈ વૃદ્ધ મહાનાયકના શબ પાસે બેઠો. પાંચ હજાર ગૌડીય સૈનિકો પર્વત ઓળંગી ગિરિમાર્ગના મુખમાં આવી

ઊભા રહ્યા. ઉદ્ધવઘોસ સમ્રાટ્‌ની પાસે ઊભો હતો, તેણે કહ્યું:–"મહારાજ, કદાચ શત્રુઓ હમણાંજ આપણા ઉપર આક્રમણ કરશે, માટે મહાનાયકના દેહને અગ્નિ સંસ્કાર કરવાની આજ્ઞા આપો."

અચાનક ગૌડેશ્વરના મુખમાં પરિવર્ત્તન થઇ ગયું. તેમણે કહ્યું:—"ઉદ્ધવ, હું ભીષ્મદેવના દેહને અગ્નિ સંસ્કાર કરીશ નહિ. મારી પાછળ જે ગૌડેશ્વર થશે, તેનું આ કાર્ય છે. ઉદ્ધવ, મારે માટે પાંચ હજાર સૈનિકો પોતાના પ્રાણની પર્વા રાખ્યા સિવાય આ ગિરિ સંકટનું રક્ષણ કરવા સારૂ આવ્યા હતા, તેમનામાંથી માત્ર ચૌદ જણ જ બાકી રહ્યા છે. શું તું એમ ધારે છે કે, હવે હું ગૌડમાં પાછો ફરીશ? આજે હું આ મંડલામાં ગૌડ–રાષ્ટ્રકૂટ—દ્વંદ્વની સમાપ્તિ કરીશ. આજે યુદ્ધનો છેલ્લો દિવસ છે."

સમ્રાટ્‌ની વાત સાંભળી વૃદ્ધનાં ચક્ષુ અગ્નિ સમાન ચમકવા લાગ્યાં. ઉદ્ધવઘોસ બોલ્યો:—"મહારાજ, એ ઘણા આનંદની વાત છે. ચાલો, ઉઠો; હવે વિલંબ કરવાની કાંઇ પણ જરૂર નથી, આજે જ યુદ્ધની સમાપ્તિ થશે."

બન્ને જણ ભીષ્મદેવના મૃતદેહને ત્યાં આગળ જ રહેવા દઇ ગિરિ માર્ગના મુખમાં આવી ઊભા રહ્યા. ધર્મપાળે વિસ્મિત થઇ જોયું કે, દૂર વૃક્ષની ઘટામાં સ્થાપેલા રાષ્ટ્રકૂટ-શિબિરમાં યુદ્ધની તૈયારી વા ઉત્સાહ નથી, શિબિરમાં સર્વત્ર શાંતિ છે. થોડે દૂર બે હથિયારહીન મનુષ્યો ઉઘાડા માથે તથા ઉઘાડા પગે ગિરિમાર્ગ તરફ આવે છે. તેમણે પાસે આવી વસ્ત્રના કટકા વતી પોતપોતાની આંખો બાંધી. ગૌડીય સૈનિકો તેઓને દૂત તરિકે ઓળખી પાસે લઇ આવ્યા. ગૌડેશ્વરે તેમની આંખો આગળથી વસ્ત્ર કાઢી નાંખવાની આજ્ઞા કરી. તેમણે કહ્યું:—"અમે મહારાષ્ટ્ર બ્રાહ્મણ છીએ, દક્ષિણાપથરાજ ગોવિંદની આજ્ઞાથી ગૌડીય સેનાપતિ પાસે આવ્યા છીએ; અમને સેનાપતિ પાસે લઇ ચાલો."

એક સૈનિકે કહ્યું:—"બ્રાહ્મણ, ગૌડેશ્વર પોતે તમારી આગળ ઊભા છે."

બન્ને બ્રાહ્મણોએ એક અવાજે કહ્યું:—"રાજાધિરાજ ગૌડેશ્વરનો જય થાઓ."

ગૌડેશ્વરે તેમને પૂછ્યું:—"તમારે શું જોઇએ છે?"

એક બ્રાહ્મણે ઉત્તર આપ્યો:—"કાલ રાત્રે જેણે મંડલાનું રક્ષણ કર્યું હતું, તેમને અમારે મળવું છે."

"કેમ વારૂ?"

"દક્ષિણાપથેશ્વર ગોવિંદ તેમને મળવા માટે પ્રાર્થના કરે છે."

" મગધના અધીશ્વર મહાનાયક ભીષ્મદેવે કાલે મંડલાદુર્ગ તથા ગિરિમાર્ગનું રક્ષણ કર્યું હતું; પરંતુ બ્રાહ્મણ ! ગોવિંદ તેમની સાથે મળી શકશે નહિ, કારણ ભીષ્મદેવ ઘણે દૂર ચાલ્યા ગયા છે. "

આમ કહી ધર્મપાળ બન્ને બ્રાહ્મણોને પોતાની સાથે લઇ ભીષ્મદેવના મૃત દેહની પાસે ગયો. એ વખતે સૈનિકો યુદ્ધક્ષેત્રમાંથી સેંકડો તીર, બરછી, ભાલા વગેરે એકઠાં કરી ભીષ્મદેવને માટે શય્યા તૈયાર કરતા હતા અને શય્યાની પાસે ચિતા ગોઠવતા હતા. બન્ને બ્રાહ્મણો શબ જોઇને નીચું જોઈ ગૌડેશ્વરની પાસેથી વિદાયગીરી લઇ પોતાના શિબિરમાં ચાલ્યા ગયા.

આશરે એક કલાક પછી એક સૈનિકે આવી ગૌડેશ્વરને સમાચાર કહ્યા કે, બન્ને બ્રાહ્મણ પુનઃ ગિરિમાર્ગ તરફ આવે છે.

ધર્મપાળે કહ્યું:—" તેઓને લઇ આવ. "

કેટલીકવાર પછી બ્રાહ્મણો આવી પહોંચ્યા. ગૌડેશ્વરે તેમને પૂછ્યું:—"કેમ, શા સમાચાર લાવ્યા છો ? "

તેમણે આશીર્વાદ આપી કહ્યું:—" ગૌડેશ્વરનો જય થાઓ. મહારાજાધિરાજ ગોવિંદ ગૌડેશ્વરની સાથે મુલાકાત કરવા સારૂ પ્રાર્થના કરે છે. જો રજા મળશે તો તે એકલા અસ્ત્રશસ્ત્ર લીધા વિના ગૌડેશ્વરની પાસે આવશે."

ધર્મપાળે વિસ્મિત થઈ પૂછ્યું:—" શા માટે વારૂ ? "

" મહારાજ, અમને તેની ખબર નથી. "

" બહુ સારૂં. "

બન્ને બ્રાહ્મણો ચાલ્યા ગયા. એક કલાક પછી એક સૈનિકે આવી કહ્યું:—" એ માણસો રાષ્ટ્રકૂટ-શિબિરમાંથી ગિરિમાર્ગ તરફ આવે છે. "

ધર્મપાળ એક વૃક્ષતળે ઘાસ ઉપર બેઠો હતો. તે સૈનિકની વાત સાંભળી ત્યાંથી ઉઠી ગિરિમાર્ગના મુખમાં આવીને ઊભો રહ્યો. ગૌડેશ્વરે જોયું કે, શુભ્રવસ્ત્રધારી એક ઉંચો ગૌરવર્ણ પુરૂષ શિબિર તરફ આવે છે. ધર્મપાળે કોઈ દિવસ પણ ગોવિંદને જોયો નહોતો, તોપણ તે અનુમાને સ્હમજી ગયો કે, રાષ્ટ્રકૂટરાજ પોતે આવે છે. ગૌડેશ્વર તેનો સત્કાર કરવા સારૂ એકલા ગિરિમાર્ગમાંથી બહાર નિકળી ઊભા રહ્યા અને ગોવિંદ પાસે આવ્યો એટલે અસિથી તેને નમન કરી અસિ દૂર ફેંકી દીધી. ઉંચા પુરૂષે દૂરથી કહ્યું:—" શું આપ પોતે જ ગૌડેશ્વર છો ? "

ઉત્તર મળ્યો:—" હા, હું પોતે જ ધર્મપાળ છું. "

બીજી જ ક્ષણે ઉંચા પુરૂષે ધર્મપાળને આલિંગન પાશમાં બાંધી લીધો. ધર્મપાળ વિસ્મિત થઇને તેના મુખ તરફ જોઈ રહ્યો. ગોવિંદે તેને આલુ-

પાશમાંથી મુક્ત કરી કહ્યું:—" ગૌડેશ્વર, વીર મહાપુરૂષની મુલાકાત કરવાના લાભથી વંચિત થઇને તેમના પગની રજ લેવા સારૂ હું આવ્યો છું."

ગૌડેશ્વરે ધૂળથી મલિન થઈ ગયેલા લલાટ ઉપર વળેલો પરસેવો લુછતાં કહ્યું:—" મહારાજ, આપ શું કહો છો તેની મને કાંઇ સ્હમજણ પડતી નથી."

રાષ્ટ્રકૂટરાજ ગોવિંદે ઉત્તર આપ્યો:—" ગૌડેશ્વર, ગઇ કાલનું યુદ્ધ જોઇ દિવસે વિસ્મિત થયો હતો, રાત્રે મુગ્ધ થયો હતો, પ્રભાતમાં વીરની ચરણરજ લેવા સારૂ રજા માગી હતી; પરંતુ એ વખતે સાંભળ્યું કે તેમણે તો ઘણે દૂર ગમન કર્યું છે. ધર્મપાળદેવ હું પ્રૌઢ છું. મેં બાલ્યકાળથી જ યુદ્ધ વ્યવસાય લીધો છે, પિતાની સાથે સમસ્ત ઉત્તરાપથ તથા દક્ષિણાપથમાં યુદ્ધ કરી ફર્યો છું; પરંતુ આવું અદ્‌ભુત પરાક્રમ, અપૂર્વ કૌશલ તથા અસાધારણ આત્મત્યાગ મેં કદિ પણ જોયો નથી. મને ભીષ્મદેવની પાસે લઇ ચાલો."

બન્ને જણ ધીરે ધીરે મહાનાયકના મૃતદેહ પાસે આવી ઊભા રહ્યા. રાષ્ટ્રકૂટરાજે મૃતદેહને પ્રણામ કરી પોતાના મસ્તિષ્ક ઉપર વૃદ્ધ મહાનાયકની ચરણરજ ચઢાવી. ભીષ્મદેવની બાજૂમાં એક ઘવાયેલો સૈનિક બેઠો હતો, તેણે જયનાદ કર્યો, તેની સાથે સાથે પાંચ હજાર ગૌડીય સૈનિકોએ પણ જયનાદ કરી ગિરિમાર્ગને કંપાયમાન કરી મૂકયો.

ગોવિંદ ઉઠીને ઊભો થયો અને ગૌડેશ્વરનો હાથ ઝાલી બોલ્યો:— " ગૌડેશ્વર, મારો અપરાધ ક્ષમા કરો. હવે મારી શોણિતપિપાસા શાંત થઈ ગઈ છે. દગ્ધ આર્યાવર્ત્તમાં પુનઃ શાંતિ સ્થપાય એવી મારી ઇચ્છા છે."

એ સમયે તે ઘવાયેલા સૈનિકે દોડી આવી રાષ્ટ્રકૂટરાજને આલિંગન કરી કહ્યું:—" રાષ્ટ્રકૂટરાજ, આપ વીર છો, વીરની પૂજા કરવાનું શિખ્યા છો. હું આશીર્વાદ આપું છું કે, તમારૂં કલ્યાણ થાઓ."

તે ગુરૂદત્ત હતો. અચાનક ધર્મપાળે ગુરૂદત્તનો હાથ ઝાલી કહ્યું:-"ગુરૂદત્ત, શાંત થાઓ. મહારાજ, આપ શું કહો છો—હું આપના કહેવાનો ભાવાર્થ સ્હમજી શકતો નથી. આપ શિબિરમાં પાછા પધારો અને યુદ્ધ શરૂ કરો."

ગોવિંદે નીચું માથું રાખી કહ્યું:—" ગૌડેશ્વર, યુદ્ધ પૂરૂં થયું છે, હવે ફરી શરૂ થશે નહિ."

ગૌડેશ્વરે ઉન્મત્તની માફક બૂમ પાડી કહ્યું:—" ના મહારાજ, એમ બનશે નહિ. હું યુદ્ધ કરવા ઇચ્છું છું. હવે ગૌડનગરમાં આ મુખ લઇને પાછો ફરીશ નહિ. આ ગિરિમાર્ગમાં પાંચ હજાર પ્રભુભક્ત દાસ તથા સ્વામીભક્ત પિતૃબંધુઓએ મારે માટે પોતાના પ્રાણ આપ્યા છે, તે હું ભૂલી શકીશ નહિ. રાષ્ટ્રકૂટરાજ, શિબિરમાં પાછા પધારો. આ મડદાં હવે ધર્મપાળનું

સમાધિક્ષેત્ર થશે. ત્હાંજે દશ હજાર ગૌડીય સૈનિકોની ચિતા ખડકવી પડશે. હવે વધારે વખત નથી, માટે યુદ્ધનો આરંભ કરો. ગોવિંદ, કાલે વાક્‌પાલ ગૌડેશ્વર થશે, તેની સાથે રાષ્ટ્રકૂટનંદિનીનો વિવાહ કરજો."

રાષ્ટ્રકૂટરાજે કંપિત કંઠે કહ્યું:—"ધર્મ, તું પુત્રને સ્થાને છે, તેથી તારા પગને સ્પર્શ કરી હું તારૂં અકલ્યાણ કરીશ નહિ. મારો અપરાધ ક્ષમા કર. યુદ્ધ પૂરૂં થયું છે, મારો પરાજય થયો છે. ભીષ્મદેવે આ મંડલાના ગિરિમાર્ગમાં કાલ રાત્રે મને બહુવાર હરાવ્યો હતો."

ધર્મપાળ મૂર્ચ્છિત થઇ ગયો. રાષ્ટ્રકૂટ, મગધ તથા ગૌડ સઘળાએ મળીને જે વિશાળ ચિતાશય્યા ખડકી હતી, તેની ભસ્માવશેષ હજાર વર્ષ પછી વિંધ્યની તળેટીમાં અર્ધરલોકો હળ ખેડતાં હજી પણ જુએ છે. જ્યાં સુધી ભારતમાં તથાગતનો ધર્મ હતો, ત્યાં સુધી સદ્ધર્મીઓ તે ચિતાભસ્મ ઉપર બંધાવેલા વિશાળ ચૈત્યની પૂજા કરવા આવતા.

તે દિવસ સંધ્યાકાળે ધૂળથી ખરડાયેલા એક ઘોડેસ્વારે ગૌડેશ્વરની પાસે આવી કહ્યું:—"મહારાજ, હું અમૃતાનંદ છું. પ્રભુ વિશ્વાનંદે મને મોકલ્યો છે. મહાદેવી કલ્યાણીએ રાજ્યના કલ્યાણને માટે, પ્રજાના હિતને માટે લોકનાથના પગ સમીપ દેહત્યાગ કર્યો છે. હવે યુદ્ધનું કાંઇ પ્રયોજન રહ્યું નથી, માટે ગૌડમાં પાછા ફરો."

એ સમાચાર સાંભળી ઉદ્ધવઘોસ બાળકની માફક રોઇ પડયો. ગૌડેશ્વરનું માથું ફરવા લાગ્યું. તે જ રાત્રે ગોવિંદ, ધર્મપાળ, ઉદ્ધવઘોસ, અમૃતાનંદ તથા રાષ્ટ્રકૂટસેનાપતિ કર્કરાજે પચાસ અંગ રક્ષકો સહિત ગૌડ તરફ પ્રયાણ કર્યું.

---

## પ્રકરણ ૧૦ મું.

### કલ્યાણીદેવીનો આત્મોત્સર્ગ.

પ્રભાતમાં ગૌડનગરની સીમામાં ગંગાકિનારે એક દાસી પૂજાની સામગ્રી લઇને પુરોહિતની રાહ જોઇ બેઠી હતી. *ઉપનગરનો રાજમાર્ગ હજી પણ ઉજ્જડ હતો. દાસી બેઠી બેઠી નગર તરફ જોઇ રહી હતી. થોડીવાર પછી નગરના માર્ગમાં એક મનુષ્ય જણાયો. દાસી ઉત્સુક ચિત્તે ઉઠીને ઉભી થઇ. તે મનુષ્યમૂર્તિ ધીમે ધીમે રાજમાર્ગ છોડી મંદિરની

* ઉપનગર=પરૂં.

પાસે આવી. દાસીએ પૂછ્યું:—" મહારાજ, આપ અહિં ક્યાંથી ?"

તે આવનાર રાજપુરોહિત પુરૂષોત્તમ શર્મ્મા હતો. તેણે ઉત્તર આપ્યો:— "કોણ માધવી? ઘણા દિવસ પછી બુદ્ધા શિવની પૂજા કરવા સારૂ આવ્યો છું. મેં કોઇ દિવસે તેમની પાસે કાંઈ માગ્યું નથી, પણ આજ એક પ્રાર્થના કરવા સારૂ આવ્યો છું."

" શી પ્રાર્થના કરવી છે, મહારાજ ?"

" બીજી કઈ પ્રાર્થના હોય વળી ? આજ મહારાજ આવવાના છે એમ સંભળાય છે. મહાદેવની કૃપાથી જો મહારાજની સાથે મહાદેવીનો છેલ્લો મેળાપ થાય તો ઘણું સારૂં."

દાસીએ પૂછ્યું:—" મહારાજ, શું ત્યારે મહાદેવી બચ્યાં છે?"

પુરૂષોત્તમે ઉત્તર આપ્યો:—" હા."

દાસી બોલી:—" ઠીક; ત્યારે હું જાઉં છું. તમે અહિં ધ્યાન ધરો. આ પૂજાની સામગ્રી મુકતી જાઉં છું, પુરોહિત આવે તો તેને પૂજા કરવાનું કહેજો."

પુરૂષોત્તમે કહ્યું:—" માધવી, આજ મારૂં મન ઘણું જ ચંચળ થઇ ગયું છે, તેથી કદાચ તારો સંદેશો મને યાદ નહિ રહે. તું ક્યાં જાય છે?"

માધવી બોલી:—" મહારાજ, મહાદેવીનાં છેલ્લી વેળા દર્શન કરી જીવનને કૃતાર્થ કરી આવું. એવી સાધ્વી સતીના દર્શનથી ઘણું પુણ્ય પ્રાપ્ત થાય છે. મેં કોણ જાણે શાંયે પાપ કર્યા હશે તેથી આ જન્મમાં મેં દાસી તરિકે જન્મ લીધો છે. મહારાણીના ચરણસ્પર્શથી કદાચ મને મુક્તિ મળશે."

દાસી ઉત્તરની રાહ જોયા વિના જતી રહી. પુરૂષોત્તમશર્મ્મા ગંગા-સ્નાન કરીને મંદિરના દ્વારમાં સૂતો. થોડીવાર પછી દૂરથી અશ્વનાં પગલાં સંભળાયાં. કેટલીકવારે એક ઘોડેસ્વાર મંદિરની પાસે આવીને ઊભો રહ્યો અને તેણે ઉંચે સ્વરે પૂછ્યું:—" મંદિરમાં કોણ છે?"

પુરૂષોત્તમ શર્મ્મા તેનો કંઠસ્વર સાંભળી કૂદકો મારી ઉઠીને ઊભો થયો અને બોલ્યો:—" કોણ અમૃતાનંદ ? શું મહારાજ આવ્યા છે?"

ઘોડેસ્વારે ઉત્તર આપ્યો:—" હા, તમે કોણ છો ?"

" હું પુરૂષોત્તમશર્મ્મા છું. જય વિશ્વનાથ."

" કેમ, શા સમાચાર છે?"

" એકદમ લોકનાથના મંદિરમાં જાઓ, મહાદેવી હજી જીવે છે."

ઘોડેસ્વાર વધારે પૂછપરછ ન કરતાં ત્યાંથી ચાલ્યો ગયો. બીજી જ ક્ષણે રાજમાર્ગ ઉપર અશ્વનાં પગલાં સંભળાવા લાગ્યાં. પુરૂષોત્તમ મંદિરમાંના

શિવલિંગને સંબોધી કહેવા લાગ્યો:—" વૃદ્ધેશ્વર, મારો અપરાધ ક્ષમા કરજો. હું પણ મહાદેવીને જોવા સારૂ જાઉં છું. તમારી પૂજાની વ્યવસ્થા આજે તમે પોતે જ કરી લેજો ! "

એમ કહી પુરૂષોત્તમ શર્મ્માએ મંદિરના બારણામાં પૂજાની સામગ્રી રહેવા દઇ ઝડપથી પ્રયાણ કર્યું.

તે દિવસ પ્રભાતમાં ગૌડના દરવાજામાં પ્રતિહારો ગૌડેશ્વરને માત્ર ચાર સાથીદારો લઇને પાછા ફરેલા જોઇ વિસ્મિત થયા. તેમણે ગોવિંદને કદી પણ જોયો નહોતો. અમૃતાનંદ પાસેથી તેનો પરિચય મેળવી તેઓ વધારે વિસ્મિત થયા. ગૌડની જાગતી ભોળી પ્રજાએ તરત જ સાંભળ્યું કે, રાષ્ટ્રકૂટ યુદ્ધ સમાપ્ત થયું છે. રાષ્ટ્રકૂટરાજ, સમગ્ર દક્ષિણાપથના એકછત્ર અધીશ્વર, ધ્રુવના પુત્ર ગોવિંદ એકલા જ ગૌડેશ્વરની સાથે ગૌડનગરમાં આવ્યા છે.

લોકનાથના મંદિર આગળ લોકોની ભીડનો કાંઇ પાર નહોતો. મહામંત્રી ગર્ગદેવ મંદિરના મંડપમાં કુશાસન ઉપર બેઠો છે, તેની આગળ હજી પણ ઘીનો દીવો બળે છે. દૂર સ્તંભની પાછળ અંતઃપુરની દાસીઓ તથા પરિચારિકાઓ બેઠી છે. વિશ્વાનંદ મંદિરના બારણામાં બેસી ધીરે ધીરે પ્રજ્ઞાપારમિતા સૂત્રનો પાઠ કરે છે. મંદિરમાં વૃદ્ધ મહાદેવી દદ્દદેવી કલ્યાણીદેવીનું મસ્તિષ્ક પોતાના ખોળામાં લઇને બેઠાં છે. બ્રહ્મશિલાનિર્મિત લોકનાથની મૂર્તિના પગ આગળ મહાદેવી કલ્યાણી કુશાસન ઉપર સૂઇ રહી છે. તેની પાસે મંજરીદેવી તથા અમલાદેવી બેઠી છે. મંદિરમાં ઘીનો દીવો બળે છે. સઘળાં ચુપ બેસી રહ્યાં છે. કેવળ દદ્દદેવી વચ્ચે વચ્ચે વસ્ત્રવતી આંખો લુછતી હતી. કલ્યાણીની દેહલતા કેટલાક દિવસથી સૂકાઇ ગઇ છે, કસોટી કરેલા સુવર્ણની માફક તેનો રંગ પીળો થઇ ગયો છે.

કલ્યાણીએ ક્ષીણ સ્વરે કહ્યું:—" માજી, કોણ આવે છે ? "

દદ્દદેવીએ આંખો લુછતાં કહ્યું:—" બ્હેન, કોઇએ આવતું નથી. "

એ જ સમયે ગોવિંદ, ધર્મપાળ, ઉદ્ધવઘોષ, સર્વાનંદ વા ગુરૂદત્ત અને અમૃતાનંદે મંદિરના આંગણામાં પ્રવેશ કર્યો. તેમનાં પગલાંના અવાજથી ચમકી ગર્ગદેવ આસનપરથી ઉઠી ઊભો થયો. તેમને દૂરથી જોઇને વિશ્વાનંદે પાઠ બંધ કર્યો અને કહ્યું:—" ધર્મ, તું આવ્યો છે ? "

તેની વાત સાંભળી મંજરીદેવી તથા અમલાદેવી મંદિરના એક ખૂણામાં જતી રહી. ધર્મપાળ, ગોવિંદ તથા વિશ્વાનંદે મંદિરમાં પ્રવેશ કર્યો. દદ્દદેવીના સુકાયલા ગાલ ઉપર થઇને અશ્રુધારા વહેતી હતી. તેમણે રૂંધાએલા કંઠે કહ્યું:—" પુત્ર, કલ્યાણીદેવી હવે આપણને ત્યજી દઇને જતી રહે છે. "

ધર્મપાળે વ્યાકુળ સ્વરે પૂછ્યું:—" કલ્યાણી, શું થયું છે ? "

કલ્યાણીદેવીની બન્ને આંખો અચાનક તેજોમયમાન થઈ ઉઠી. તેણે ગૌડેશ્વરને પોતાની પાસે બેસવાનો ઇસારો કર્યો. ધર્મપાળ મંદિરની જમીનપર બેઠો. તે જોઈ ગોવિંદ પણ તેની બાજૂમાં બેઠો. પાછળથી વિશ્વાનંદે કહ્યું:- " ધર્મ, ચક્રના પરિવર્તન વિષે કાંઈ કહી શકાય તેમ નથી. દેશમાં વ્યાપી રહેલા હાહાકારથી કલ્યાણીનું કોમળ હૃદય વ્યાકુળ થઇ ગયું છે. કલ્યાણીને માટે ગૌડરાજ્યનો, ગૌડવાસીઓનો, પાલવંશનો તથા તારો સર્વનાશ થવા બેઠો છે એ જોઈ કલ્યાણીનું હૃદય ભગ્ન થયું છે, તેથી જ કલ્યાણી જાય છે."

ધર્મપાળે કલ્યાણીને આશ્વાસન આપવા સારૂ કહ્યું:—" કલ્યાણી ! દુ:ખના દિવસો જતા રહ્યા છે, યુદ્ધ પૂરૂં થયું છે. આ જો, રાષ્ટ્રકૂટરાજ એકલા મારી સાથે ગૌડમાં આવ્યા છે. "

કલ્યાણીએ ક્ષીણ સ્વરે કહ્યું:—" આપને એકવાર જોવાની ઇચ્છા હોવાથી હજી સુધી હું જઈ શકી નથી. આપનાં દર્શન થયાં એટલે હવે હું જાઉં છું."

ધર્મપાળે કલ્યાણીના બન્ને હાથ ઝાલી રૂંધાતા સ્વરે પૂછ્યું:—" ક્યાં જઇશ કલ્યાણી ? "

કલ્યાણીએ કહ્યું:—" સાંભળો. તેણે કહ્યું છે કે, મારો સમય થયો છે. નવીન જગતના નવીન રાજ્યમાંથી મને બોલાવવા સારૂ આવ્યો છે. "

" એ વાત તને કોણે કહી છે. કલ્યાણી ! તે કોણ છે ? "

પાછળથી વિશ્વાનંદે કહ્યું:—" ધર્મ, દક્ષિણાપંથમાંથી પાછા આવતી વખતે રસ્તામાં મને એક અંધ બાળક મળ્યો હતો, તેને હું ગૌડમાં લાવ્યો હતો. તેણે કલ્યાણીને કહ્યું છે કે, તેની મુક્તિનો દિવસ આવી પહોંચ્યો છે. અનેક જન્મ લઇને તેણે નિર્વાણ ( મોક્ષ ) નો જે માર્ગ ચોક્ખો કર્યો છે, તેથી આ વખતે તેનાં સઘળાં બંધન છુટી જશે અને તેને નિર્વાણની પ્રાપ્તિ થશે. દેવી કલ્યાણીના આત્મત્યાગથી ગૌડરાજ, ગૌડરાજ્ય તથા ગૌડવાસીઓના દૂષિતગ્રહ શાંત થશે. ધર્મ, એ અંધબાળકની વાત સાંભળી કલ્યાણીએ લોકનાથ સમક્ષ આત્મબલિ આપ્યો છે. "

વૃદ્ધ સંન્યાસીનો કંઠ રૂંધાઈ ગયો. તેનાં શીર્ણ ગાલ તથા લાંબી દાઢીપર થઇને અશ્રુધારા પ્રવાહિત થવા લાગી.

ક્ષીણસ્વરે કલ્યાણીદેવીએ કહ્યું:—" મારી ખાતર જે અનાથ થઇ છે, જેમના સ્વામી તથા પુત્રોએ આત્મબલિ આપ્યો છે, તેઓને આશ્રય આપજો. "

મંદિરમાંના દીવાની જ્યોત મ્લાન થવા લાગી. તેની જ સાથે ગૌડીય પટ્ટમહાદેવી કલ્યાણીનો જીવનપ્રદીપ પણ ઓલવાઈ જવા આવ્યો હતો.

ધર્મપાળ, કલ્યાણીનું મુખ વિવર્ણ થતું જોઈ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો:—" ચિકિત્સક—વૈદ્ય—"

પાછળથી વિશ્વાનંદે તેના ખભાપર હાથ મૂકી કહ્યું:—" વત્સ એમાં ચિકિત્સક વા વૈદ્યનું કાંઇ પણ ચાલે તેમ નથી. તેં જે દિવસે મંડલા તરફ પ્રયાણ કર્યું ત્યારથી કલ્યાણીએ પાણીનું એક ટીપું પણ લીધું નથી. "

ગૌડેશ્વરે ગાંડા માણસની માફક બૂમ પાડી—" કલ્યાણી ! કલ્યાણી ! "

ધીરે ધીરે મિંચાયેલાં ચક્ષુ પુનઃ ઉઘડયાં. ક્ષીણસ્વરે ઉત્તર મળ્યો:— " શું આપ મને બોલાવો છો—હું જાણે ક્યાંક ગઇ હતી."

ધર્મપાળે કહ્યું:—" કલ્યાણી, કયા અપરાધને લીધે તું મારો ત્યાગ કરે છે ? સિંહાસન, રાજ્ય, દેશ, ભલે સમુદ્રના જળમાં ડૂબી જાય. કલ્યાણી, તું મારી છે. જે દિવસ નારાયણ ઘોસે ગોકર્ણદુર્ગ ઉપર આક્રમણ કર્યું હતું, તે દિવસથી તું મારી થઇ છે. હું તને જવા દઇશ નહિ."

" અપરાધ ક્ષમા કરજો. હું આપને દુઃખ દેવા સારૂ આવી હતી, છેવટ સુધી—રાષ્ટ્રકૂટરાજકન્યાની—સાથે—પાણિગ્રહણ—કરજો. "

ગોવિંદ અત્યાર સુધી પાષાણપ્રતિમાની પેઠે બેસી રહ્યો હતો. આ વખતે તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે વ્યાકુળસ્વરે બોલી ઉઠયો:—" બ્હેન, અપરાધ મારો છે, તેને માટે તું શા માટે પ્રાયશ્ચિત કરે છે ? નાગભટ્ટના પરાજય પછી દુર્બળ ગૌડમાં જે રક્તપ્રવાહ પ્રવાહિત થયો છે, તેને માટે હું પોતે અપરાધી છું. તેં ભૂલ કરી છે. તારૂં રાજ્ય, તારૂં સિંહાસન તથા તારા સ્વામીને ત્યજી જીવનની શરૂઆતમાં જ કયાં જાય છે, બ્હેન ? "

" પિતા, કર્મફળ—મને—ક્ષમા—"

અચાનક કલ્યાણીદેવીનું મુખ ફરીથી વિવર્ણ થઈ ગયું, તથાપિ તેણે ઘણી જ મુશ્કેલીથી શુષ્કકંઠે કહ્યું:—" વિવાહ—કરજો—"

ધર્મપાળ કલ્યાણીને બાહુપાશમાં બાંધી લઈ બાળકની પેઠે રોઈ પડયો.

એ સમયે દુઃખિત અંતઃકરણે ચીસો પાડતો પાડતો વૃદ્ધ ઉદ્ધવઘોસ મંદિરમાં આવી કલ્યાણીદેવીના પગ આગળ પટકાઇ પડયો અને બોલ્યો:— " બ્હેન, તું જાય છે અને હું ઉભો રહીને જોયા કરૂં છું—શું એટલા સારૂજ રઘુસિંહ મને મૂકીને ગયા હતા ? કલ્યાણી, તું ગૌડની પટ્ટમહાદેવી હોવા છતાં પણ મારી આગળ તો પ્રથમની કલ્યાણી જ છે. કલ્યાણી, મને સાથે લઇ જા. કલ્યાણી, હું શું ગોકર્ણનું સ્મશાન જોવા સારૂ પડયો રહું ? "

પુનઃ એકવાર ધીરે ધીરે મિંચાઇ ગયેલાં ચક્ષુ ઉઘડયાં. કલ્યાણીદેવીએ ક્ષીણકંઠે કહ્યું:—" ઉદ્ધવ, આનંદ, સુખ—તમે—પ્રભુ—જાઉં—"

ગૌડેશ્વર જડવત્ બેસી રહ્યા હતા, તેમણે અચાનક બૂમ પાડી:—"કલ્યાણી, હું તને છોડીશ નહિ, તું કયાં જાય છે, મને અહિં લઈને જઈશ નહિ."

વિશ્વાનંદે કહ્યું:—"ઉદ્ધવ, રઘુસિંહની કન્યા સ્વામીની ગોદમાં, રાજ્ય, દેશ તથા શ્વસુરકુળના કલ્યાણને માટે પોતાના ક્ષુદ્ર જીવનનો ઉત્સર્ગ કરે છે એજ આનંદ છે. ઉઠ, અકલ્યાણ કરીશ નહિ."

અચાનક કલ્યાણીના શીર્ણ મુખમંડળમાં વિમલ હાસ્ય પ્રકટી ઉઠયું, બીજી જ ક્ષણે બધું ખલાસ થયું. વિશ્વાનંદે કહ્યું:—"ધર્મ, તું કોને પકડી રહ્યો છે? કલ્યાણી તો જતી રહી છે."

## ઉપસંહાર.

કલ્યાણીના મૃત્યુ પછી ગૌડીયસેનાએ ચક્રાયુધને કાન્યકુબ્જના સિંહાસન ઉપર પુનઃ બેસાડયો. ધર્મપાળે રાષ્ટ્રકૂટરાજ પરમલની દુહિતા રણ્ણાદેવીનું પાણિગ્રહણ કર્યું. ધર્મપાળ તથા તેના પુત્ર દેવપાળના રાજ્ય કાળમાં ગુર્જર સેના કદી પણ યમુના ઓળંગી શકી નહિ. નાગભટ્ટ અને તેનો પુત્ર રામભદ્ર, ગોવિંદ તથા તેના પુત્ર અમોઘવર્ષ અને ધર્મપાળ તથા દેવપાળના ભયથી સીમા વધારવાનો પ્રયત્ન કરી શકયા નહિ. લાંબા વખત સુધી ગૌડ સામ્રાજ્ય પર શાસન ચલાવી ધર્મપાળદેવે દેહ ત્યાગ કર્યો. તેની પછી વણ્ણાદેવીના ગર્ભે જન્મેલો પુત્ર દેવપાલદેવ ગૌડ સામ્રાજ્યના સિંહાસન ઉપર આવ્યો. એ સામ્રાજ્ય એ સમયે વૃદ્ધ સામંત ભીષ્મદેવ તથા રાઢારાજકન્યા સરલા કલ્યાણીદેવીના અપૂર્વ આત્મત્યાગથી સુદઢ પાયાપર પ્રતિષ્ઠિત થયું હતું. જ્યાંસુધી ગૌડીય સામ્રાજ્ય અખંડિત હતું, જ્યાં સુધી ગૌડરાષ્ટ્રના સદ્ધર્મ જીવિત હતો, ત્યાંસુધી સદ્ધર્મી ગૌડવાસીઓ કલ્યાણીદેવી તથા ભીષ્મદેવની અલૌકિક કીર્તિની કથની ગાયા કરતા હતા. ધર્મપાળ તથા ગોવિંદની આજ્ઞાથી મંડલાની તળેટીમાં ભીષ્મદેવના અસ્થિ ઉપર બંધાવેલા વિશાળ ચૈત્યનાં ખંડિયેર હજી પણ જોવામાં આવે છે. કલ્યાણીની સમાધિ બૌદ્ધ જગતમાં ત્રિશરણ બુદ્ધભટ્ટારકના મંદિરના નામથી વિખ્યાત હતી.

